આનંદ નિધિ આપ શ્રીનાથરે, રાધા શ્રીયમુનાજી છે સાથરે;
કરો લીલા વિવિધ ભલી ભાત, જી રે જી રે શ્રીવલ્લભ—હરિ. ૩
લીલા કાજ પ્રગટ એક ધારીરે, નેત્ર પલકે રચ્યું જગત ભારીરે;
તમારી માયા છે અપરંપારી. જી રે જી રે શ્રીવલ્લભ—હરિ. ૪
ભુવન કોશના પ્રમાણ કીધારે, જ્યોતિઃશાસ્ત્ર ઋષિજીએ બાંધ્યા રે;
માસ મધ્યતાં અધિક દિન વાધ્યા. જી રે જી રે શ્રીવલ્લભ—હરિ. ૫
ઋષિ બેઠા ગંગા તટ વાસરે, જોયા ગણિત કરી ચક્ર રાસરે;
ત્રણે વર્ષે વધ્યો એક માસ. જી રે જી રે શ્રીવલ્લભ—હરિ. ૬
રહેવા ઠામ નથી કોઈ જડતારે, સૃષ્ટિમાં ફિરે છે નડતરે;
રાખ્યા ઉચ્છિષ્ટ જેવા રખડતા. જી રે જી રે શ્રીવલ્લભ—હરિ. ૭
માન ભંગ થયા નિજ ઠામરે, થયા ઉદાસ સમર્થ સ્વામરે;
ગયા શરણ અધિક હરિ ધામ. જી રે જી રે શ્રીવલ્લભ—હરિ. ૮
કરુણા વાણી પ્રભુજીએ જાણીરે, કૃપા કરી શ્રીનાથે વખાણીરે;
ત્યારે બોલ્યા શ્રીમુખથી વાણી. જી રે જી રે શ્રીવલ્લભ—હરિ. ૯
થાવો અધિક દેવાધિદેવરે જગત કરશે તમારી સેવરે;
જન ઉદ્ધરે તરત સત્યમેવ. જી રે જી રે શ્રીવલ્લભ—હરિ. ૧૦
દયાવન્ત પૂરણ ભગવાનરે, આપ્યું અધિક ને નિજ અભિધાનરે;
રૂપ ગુણનાં દીધાં વરદાન. જી રે જી રે શ્રીવલ્લભ—હરિ. ૧૧
નામ શ્રીપુરુષોત્તમ આપ્યાંરે, પોતાના જેવા કરી સ્થાપ્યારે;
એવા દુઃખે અધિકના કાપ્યા. જી રે જી રે શ્રીવલ્લભ—હરિ. ૧૨
મહિમા વેદ પુરાણે વખાણ્યારે, ઋષિ મુનિ દેવે ગુણ ગાયારે;
એ તો દેવના દેવ કહેવાયા, જી રે જી રે શ્રીવલ્લભ—હરિ. ૧૩
પુરુષ માસ પુરુષોત્તમ રૂપરે, સર્વે માસના થયા છે ભૂપરે;
તમારી ભક્તિ છે અતિ અનુપ. જી રે જી રે શ્રીવલ્લભ—હરિ. ૧૪
કૃપા કરીને પધાર્યા આજરે, શ્રીપુરુષોત્તમ મહારાજરે;
કલિ જીવ ઉદ્ધારવા કાજ. જી રે જી રે શ્રીવલ્લભ—હરિ. ૧૫
તમારો મહિમા જાણી જન ભજશેરે, સ્નાન, દાન, સેવા પ્રેમે કરશેરે;
પ્રભુ રૂપ થઈને ફરશે. જી રે જી રે શ્રીવલ્લભ—હરિ. ૧૬
અલ્પ કરશે તે અધિક ગણાશેરે, તેની રીતે અધિક ફળ થાશેરે;
જન્મો જન્મના પાપ જાશે. જી રે જી રે શ્રીવલ્લભ—હરિ. ૧૭
કરે વિનતિ ત્રિવિક્રમ કર જોડરે, પૂરો શ્રીપુરુષોત્તમ કોડરે;
ગુણ ગાવું સદા કર જોડ. જી રે જી રે શ્રીવલ્લભ—હરિ. ૧૮

# शुद्धाद्वैत वा अखण्ड ब्रह्मवाद.

પૂર્વ વિભાગમાં આરુણિએ સ્વપુત્ર શ્વેતકેતુને જડજીવાત્મક અને નામરૂપાત્મક પ્રપંચનો પ્રકાર ઉપદેશીને, અને તેમનું સદ્ સાથે અનન્યત્વ સમજાવીને, સદ્‌ના વિજ્ઞાનથી એ નામરૂપાત્મક જડજીવાત્મક પ્રપંચનું વિજ્ઞાન થાય છે એમ સિદ્ધ કરીને આરંભની સ્વકૃત એકના વિજ્ઞાનથી સર્વના વિજ્ઞાનની પ્રતિજ્ઞાને પોષી છે. આ જડજીવાત્મક પ્રપંચની ઉત્પત્તિ માત્ર સદ્‌માં છે એમ નથી, પરન્તુ સ્થિતિ અને લય પણ તેમાં જ છે, ત્રિકાલમાં જડજીવાત્મક પ્રપંચ સદ્‌માં જ સ્થિતિ કરે છે, સદ્‌થી અનન્ય છે, અને તેથી સદ્‌ના વિજ્ઞાનથી તેનું નિસંદેહ સમ્યક્ જ્ઞાન થાય છે તે ઉપદેશવાને આરુણિ ઋષિ પ્રથમ જીવની સુષુપ્તિ અવસ્થા શ્વેતકેતુને ઉપદેશે છે. ચેતન જીવ પણ પ્રકટ થયો છે સદ્‌માંથી, જાગ્રત્ સુષુપ્તિ, મુક્તિ ઇત્યાદિ સર્વ અવસ્થામાં એ સદ્‌થી અભિન્ન સ્થિતિ કરે છે, તે સર્વ અવસ્થામાં ચેતન જીવ સદ્‌થી અનન્ય છે, તેથી સદ્‌ના વિજ્ઞાનથી એનું સમ્યક્ વિજ્ઞાન થાય છે તે ઉપદેશવાને આરુણિ ઋષિ પ્રવર્તે છે.

'अनेन जीवेन आत्मना अनुप्रविश्य' ઇત્યાદિથી આરુણિએ સ્વપુત્ર શ્વેતકેતુને ઉપદેશ્યું છે સદે જીવને સ્વતઃ પ્રકટ કર્યો. અર્થાત્ પ્રાકટ્ય પૂર્વે જીવ સદ્‌રૂપે સદ્‌માં જ સ્થિતિ કરતો હતો, ને તેથી સદ્‌ના વિજ્ઞાનથી એનું પણ વિજ્ઞાન થતું. હવે જ્યારે જીવ સુષુપ્તિ અવસ્થા પ્રાપ્ત કરે છે, જ્યારે ગાઢ નિદ્રામાં હોય છે ત્યારે પણ એ સદ્ સાથે જ સંપન્ન થાય છે, સદ્‌રૂપ બ્રહ્મમાં એ લય પામે છે, અને તે સમયે એને બાહ્ય વા આન્તર્ કશાનું અનુસંધાન રહેતું નથી, અત્ર ઉપનિષદ્‌માં સદ્‌ને બદલે સ્વશબ્દનો ઉપયોગ સદ્‌નું જીવનું આત્મત્વ સમજાવે છે. જીવનો આત્મા સદ્ છે, જીવનો સત્‌સહ સંબંધ સ્વત્વનો આત્મત્વનો છે અને તેથી જ્યારે સ્વમાં સ્થિતિ કરે છે, અને પુનઃ જાગે છે ત્યારે પ્રાતઃકાલમાં સર્વ શ્રમ દૂર થયેલો લાગે છે એટલું જ નહિ પરન્તુ પુનઃ પૂર્વવત્ કાર્ય કરવાનું સામર્થ્ય પણ એને સદ્‌દ્વારા પ્રાપ્ત થાય છે. રાત્રિના ગાઢ નિદ્રા લઈને પ્રાતઃકાલમાં સર્વ કાર્ય કરવાનું સામર્થ્ય જીવ સ્વતઃ, સત્તઃ, બ્રહ્મદ્વારા પ્રાપ્ત કરે છે, તેથી એની સર્વ કૃતિ ભગવદધીન થાય છે સદધીન થાય છે. આવા જ કોઈથી વ્યાસ પરાત્તુ તત્ શ્રુતેઃ સૂત્ર જીવનું સ્વતંત્ર કર્તૃત્વ નિષેધવાને યોજે છે. જે સમયે સુષુપ્તિ અવસ્થામાં જીવ સદ્ સાથે સંપન્ન થાય છે, ત્યારે એને આન્તર્ બાહ્ય અનુસંધાન રહેતું નથી. અન્ય શ્રુતિ પણ જીવનું સુષુપ્તિ અવસ્થામાં આન્તર્ બાહ્ય વસ્તુનું અનુસંધાન નિષેધે છે. જેમ પ્રિય સ્ત્રીથી સંપરિષ્વક્તને આન્તર્ બાહ્ય અનુસંધાન રહેતું નથી તેમ જીવાત્મા જ્યારે પ્રાજ્ઞ—સુષુપ્તિ સાથે સંપરિષ્વક્ત થાય છે ત્યારે તેવી સ્થિતિ અનુભવે છે, અર્થાત્ એને આન્તર્ બાહ્ય કંઈપણ અનુસંધાન રહેતું નથી. આવી સ્થિતિ જ્યારે જીવ પ્રાપ્ત કરે છે, જ્યારે સત્સંપન્ન થાય છે ત્યારે ઉપનિષદ્ એ જીવને स्वपिति કહે છે. સ્વ—સદ્‌માં, બ્રહ્મમાં સંપન્ન થયેલો છે તેથી એને 'स्वपिति' નામ પ્રાપ્ત થાય છે. પરન્તુ જ્યારે સ્વમાં અપીત થતો નથી, સદ્‌માં સંપન્ન થતો નથી ત્યારે તો જીવને स्वपिति નામ પ્રાપ્ત થતું નથી, પણ એ ઊંઘે છે એમ જ સ્વાપદ તરીકે स्वपिति શબ્દ યોજાય છે. આ પ્રકારે સુષુપ્તિ પણ બે પ્રકારની છે એમ આરુણિ ભાખે છે. એક અવસ્થામાં જીવ સંપત્તિ પ્રાપ્ત થતાં શ્રમ વગેરે પ્રાતઃકાલે પ્રાપ્ત કરે છે, અને જ્યારે સત્સંપત્તિ પ્રાપ્ત થતી નથી, જ્યારે સ્વમાં, સદ્‌માં સ્થિતિ જીવ પ્રાપ્ત કરતો નથી ત્યારે

પ્રાતઃકાલે ઉઠીને પણ ક્ષમાપનોદ થતો નથી. સુષુપ્તિ અવસ્થામાં સદ્‌માં સમ્પન્ન થવું, સ્વમાં આશ્રય કરવો એ જીવને સ્વાભાવિક છે. જેમ સૂત્રથી બંધાએલ કોઈ પક્ષી પ્રત્યેક દિશામાં ઉડીને કોઈપણ બીજું સ્વાશ્રય સ્થાન પ્રાપ્ત નહિ થતાં સ્વબંધનનોજ આશ્રય કરે છે, તેમ આ જીવ –મન-(મનન કરનાર–જીવ) પ્રત્યેક દિશામાં જઈને સર્વત્ર આશ્રય નહિ મળવાથી નિર્વેદ પામી પ્રાણનો (બ્રહ્મનો)જ આશ્રય કરે છે. જેમ પક્ષીનું નિવાસસ્થાન સ્વાશ્રયસ્થાન સ્વબંધન છે, તેમ જીવમાત્રનું આશ્રયસ્થાન સદ્ બ્રહ્મજ છે. પ્રતિદિન કાર્ય કરવાનું સામર્થ્ય તે સદ્‌માં સંપન્ન થઈને પ્રાપ્ત કરે છે, અને વાસનાશેષ હોવાને લીધે પાછો સંસારમાં કાર્ય કરવા માટે છે, અને સ્વાશ્રય–સદ્‌ને, બ્રહ્મને વિસ્મરે છે, જ્યારે પાછું પ્રાપ્ત કરેલું સામર્થ્ય તિરોધાન પામે છે ત્યારે પાછો સદ્‌માં સંપન્ન થાય છે, સુષુપ્તિ અવસ્થા પ્રાપ્ત કરે છે, અને જાગ્રદવસ્થામાં કે સ્વપ્નમાં ભમે ત્યાં ભટકી અન્તતઃ સ્વમાં સદ્‌માં આશ્રય કરે છે. જીવનો સદ્ સાથે સંબંધ જ એવો છે કે એની સદ્‌થી પૃથક્ સ્થિતિ જ રહી શકે નહિ. ભમે તેટલા મન્વન્તરોથી જીવ સ્વથી સદ્‌થી બ્રહ્મથી જુદ્દો રહે તોપણ અન્તે તો એનો આશ્રય સદ્‌માં જ થાય છે, જ્યારે સદ્‌માં જ, સ્વમાં જ અનન્ય થાય છે, ત્યારે પુનરાવૃત્તિનો આત્યન્તિક અભાવ થાય છે. અર્થાત્ કોઈપણ અવસ્થામાં જીવની બ્રહ્મથી પૃથક્ સ્થિતિ જ નથી, જીવ સદ્‌થી ભિન્ન જ નથી, અનન્ય છે, અને તેથી સદ્‌ના વિજ્ઞાનથી એનું પણ વિજ્ઞાન થાય છે. આ પ્રકારે જેમ અચેતન સૃષ્ટિ સદુપાદાનક છે તેમ ચેતન જીવ પણ તદુપાદાનક છે, અને જેમ સદ્‌ના વિજ્ઞાનથી સર્વવિજ્ઞાન થાય છે, તેમ સદ્‌ના વિજ્ઞાનથી જીવનું પણ જ્ઞાન થાય છે, કારણ કે ઉભય અચેતન અને ચેતન સૃષ્ટિ સદ્‌થી અનન્ય છે. तदनन्यत्वमारम्भणशब्दादिभ्यः ।

આ પ્રકારે જીવનું સદ્‌થી અનન્યત્વ સમજાવી, અચેતન જગત્ પણ સન્મૂલક છે તે દર્શાવવાને અશના અને પિપાસાનું સ્વરૂપ ઉપદેશે છે. પૂર્વવિભાગમાં આરુણિએ સદ્‌માંથી સૃષ્ટિનો પ્રકાર દર્શાવ્યો. હવે તેથી ઉલટી રીતિએ આ જડજીવાત્મક સૃષ્ટિનું મૂલ કારણ પણ સદ્‌જ છે તે દર્શાવવાને પ્રવર્તે છે. સદ્‌ના સંબંધથીજ 'સ્વપિતિ' વત્ જીવ 'અશિશિષતિ' અને 'પિપાસતિ' નામ પ્રાપ્ત કરે છે. પુરુષનું ખાધેલું જલ લઈ જાય છે, અને પાન કરેલું તેજ લઈ જાય છે; ને તેમાંથી જે કાર્ય ઉત્પન્ન થાય છે તે મૂલરહિત નથી. જે કાર્ય ઉત્પન્ન થયું તેનું કારણ અન્ન છે, અન્નનું કારણ જલ છે, જલનું કારણ તેજ છે, અને તેજનું કારણ સત્ છે. અર્થાત્ પરંપરાથી આ સર્વ પ્રપંચનું નામરૂપાત્મક જડજીવાત્મક પ્રપંચનું કારણ સદ્‌જ છે. ખરે સત્ કારણ છે એટલું નહિ પણ આ સર્વ પ્રજા[1] જડ અને ચેતન–જડજીવાત્મક વિશ્વ–સન્મૂલ છે, સદાયતન, સત્પ્રતિષ્ઠ છે, અર્થાત્ જડજીવાત્મક વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લય સદ્‌માંજ છે, સર્વ અવસ્થામાં જડજીવાત્મક વિશ્વ સદ્રૂપ છે, સદ્‌થી અભિન્ન છે, અને સદ્‌ના વિજ્ઞાનથી એનું સમ્યક્ જ્ઞાન થાય છે. જેમ જડ વિશ્વની ઉત્પત્તિ સ્થિતિ અને લય સદ્‌માંજ છે, તેમ ચેતન જીવની ઉત્પત્તિ સ્થિતિ અને લય પણ સદ્‌માંજ છે. પૂર્વવિભાગમાં આ જીવસહ હું પ્રવેશું એમ કહીને સદે સ્વતઃ જીવનું ગુણ્યસ્વ

1 મધ્વાચાર્યે પ્રજાનો અર્થ કેવલ ચેતન જીવ કરવા માગે છે. જડ પ્રજા નહિ, પરન્તુ તેમ કરવામાં બહુ સ્વામ્ મતાંતર। પૂર્વે કહ્યું છે પછી જડ તેજ જલ અન્ન સર્વે પ્રકાર કર્યા છે તેનો વિરોધ આવે છે. ઉપનિષદ્‌માં પ્રજા શબ્દ જડ ચેતન ઉભયને વાસ્તે વાપરેલો છે.

સૂચવ્યું છે, સુષુપ્તિ અવસ્થામાં જીવનું સદાભિન્નત્વ ઉપદેશ્યું છે, અને અશના અને પિપાસાની નિરુક્તિથી જાગ્રદવસ્થામાં જીવનું સદાશ્રિતત્વ સૂચવ્યું છે, અને અન્તમાં મરણ પામતા પુરુષની વાણી મનમાં સંપન્ન થાય છે, મન પ્રાણમાં, પ્રાણ તેજમાં, અને તેજ પરદેવતામાં અથવા સત્‌માં લય પામે છે એમ કહીને મુક્તિ અવસ્થામાં પણ જીવની પ્રતિષ્ઠા સત્‌માં ઉપદેશી છે અર્થાત્ જેમ અચેતન સૃષ્ટિની ઉત્પત્તિ સ્થિતિ અને લય બ્રહ્મમાં છે, સત્‌માં છે, તેમ ચેતન જીવ પણ વ્યુચ્ચરણ પૂર્વે સદ્રૂપ હતો, વ્યુચ્ચરણસમયે પણ સદ્રૂપ છે, અને મુક્તાવસ્થામાં પણ સદ્રૂપ છે. એમ કહીને જડજીવાત્મક પ્રપંચની બ્રહ્મમાં અનન્યતા આરુણિ ઋષિ સ્વપુત્ર શ્વેતકેતુને ઉપદેશે છે, અને એ અનન્યતાથીજ સદ્‌ના વિજ્ઞાનથી સર્વ જડચેતન વિશ્વનું જ્ઞાન થાય છે એમ સમજીને જડ ચેતન વિશ્વની બ્રહ્મરૂપતા દર્શાવીને સ્વપુત્રને અખંડ અદ્વૈતનું ભાન કરાવવાને 'તે જ આ અણિમા, આ સર્વ જડ પ્રપંચ એતદાત્મ્ય છે, તે સત્ય છે, તે આત્મા છે, શ્વેતકેતુ તું તે છે.' એમ નવ વાર ઉચ્ચારીને, સુદૃઢ ઉપદેશ કરીને સ્વપુત્રને એક વિજ્ઞાનથી સર્વનું વિજ્ઞાન કરાવતા શુદ્ધ અદ્વૈત અખંડ બ્રહ્મવાદનો બોધ કરે છે. 'ब्रह्मण्यद्वैतभावे तु सर्वं ब्रह्म न चान्यथा.'

આરુણિ ઋષિએ આ પ્રકારે સુષુપ્તિનું સ્વરૂપ ઉપદેશીને જીવનું સત્ય સ્વરૂપ સમજાવીને તેનું સદ્‌થી, બ્રહ્મથી અનન્યત્વ 'સ્વ' શબ્દના પ્રયોગથી સૂચવ્યું છે. અને અશના અને પિપાસાના વ્યાખ્યાનદ્વારા શુંગનું-શરીરનું કાર્યત્વ દર્શાવી, પરંપરાથી એ જડનું પણ કારણ સદ્‌જ છે તે દર્શાવી તેનું પણ અનન્યત્વ સદ્ સાથે સૂચવ્યું છે, પરંપરાથી સદ્‌જ જગતનું મૂલ છે. આ આ તાત્પર્યથી સ્ફુટનું અનન્યત્વ મધ્વ વિના અન્ય ટીકાકારો સ્વીકારે છે. મધ્વને અદ્વૈત અરુચિકર હોવાથી આ વિભાગની સંગતિ પૂર્વવિભાગ સાથે નીચે પ્રકારે કરે છે. પૂર્વવિભાગ ભેદબોધક છે અને આ વિભાગ જીવનું સુષુપ્તિ અવસ્થામાં, જાગ્રદવસ્થામાં અને મુક્તિ અવસ્થામાં ભગવદાશ્રયત્વ બોધે છે. પૂર્વ વિભાગનું ભેદબોધકત્વ તો અસંગત છે એમ પૂર્વે દર્શાવ્યું છે. પૂર્વવિભાગમાં અનન્યતાના બોધનું ઉદ્‌ઘાટન કર્યું છે તે ઉપરથી આની અસંગતતા વિશેષ સ્ફુટ થાય છે. પરન્તુ અત્ર જે જીવનું સર્વાવસ્થામાં ભગવદાશ્રયત્વ પ્રતિપાદન કરે છે તે કેવલ નિર્મૂલ નથી. અત્ર માત્ર જીવનું એકલાનું નહિ પરન્તુ જીવ અને જગત્ ઉભયનું સદાશ્રિતત્વ ઉપદેશ્યું છે. યદ્યપિ જીવ અને જગત્ ભગવદાશ્રિત છે ત્યાં પણ મધ્વ કહે છે તેમ તે સદ્‌થી ભિન્ન નથી. જીવનું સદ્‌થી અનન્યત્વ સદ્‌ને વાસ્તે 'સ્વ' શબ્દના પ્રયોગથી સૂચવ્યું છે, અને જગતનું પરંપરાથી મૂલ સદ્‌જ છે અને કારણ કાર્ય અનન્ય છે એ ન્યાયે સદ્ અને જગતનું અનન્યત્વ સિદ્ધ કર્યું છે.

( અપૂર્ણ. )

# સ્વધર્મના મુખ્ય સિદ્ધાન્તો.

૧. જગત્ સત્ય છે.
૨. જગત્, જીવ, અંતર્યામી, અક્ષર ઇત્યાદિનાં નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ શ્રીકૃષ્ણપરમાત્મા જ છે.
૩. જીવે અવિદ્યાથી કલ્પેલો અહંતામમતાત્મક સંસાર મિથ્યા છે.
૪. જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, સ્વતઃ વ્યાપક નથી.
૫. પરબ્રહ્મ પુરુષોત્તમ શ્રીકૃષ્ણનું ધામ અક્ષરબ્રહ્મ સચ્ચિદાનંદ છે.
૬. સર્વોપરિ વેદાદિશાસ્ત્રે પ્રતિપાદિત પરમફલરૂપ વસ્તુ શ્રીકૃષ્ણ જ છે.
૭. શ્રીકૃષ્ણની સેવા એ જ અંશ જીવનો ધર્મ છે, એટલે વસ્તુતઃ સ્વધર્મ શ્રીકૃષ્ણસેવા જ છે.
૮. આત્મનિવેદન અને પ્રભુપ્રપત્તિ વિના અન્ય સ્વધર્મ હોઈ શકે જ નહિ.

---

"પુષ્ટિભક્તિસુધા" ઑફિસનું સરનામું—

**રા. રા. વાડીલાલ નગીનદાસ શાહ, બી. એ. એલ્‌એલ્. બી.**
**મહારાજનો ખોઈવાડો, ભુલેશ્વર, મુંબાઈ.**

---

## आवश्यक निवेदन.

૧. આ માસિકસંબંધી સઘળો પત્રવ્યવહાર પ્રકાશકને નામે કરવો.
૨. આ માસિક દરેક માસની કૃષ્ણ એકાદશીએ પ્રકટ થાય છે.
૩. આ માસિકમાં છપાવવાને આવેલા લેખો લેવા ન લેવા તેમ જ તેમાં યોગ્ય શુદ્ધિ-વૃદ્ધિ કરવી પ્રકાશકની મરજીઆધીન છે.
૪. શ્રીમદ્વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તાનુસાર જ લેખ લેવામાં આવશે.
૫. વર્ષનું નોછાવર પ્રથમથી લેવામાં આવે છે.
૬. આ માસિકનાં પરિવર્તનમાં જેમનાં તરફથી માસિક વા પત્ર મળશે તેમને વગર-નોછાવરે આ માસિક મોકલવામાં આવશે.
૭. કોઈ પણ બાબતની ખબર મંગાવવી હોય તો જવાબને સારુ ટિકીટ બીડવી, તે વિના જવાબ આપવામાં આવશે નહિ.
૮. આ માસિકમાં જાહેર ખબર છપાવવી હોય કે ટેન્ડરબિલ વહેંચાવવાં હોય તેમણે પ્રકાશકને લખવું અથવા મળવું.

પુષ્ટિભક્તિસુધાકાર્યાલય,
મહારાજનો ખોઈવાડો
ભુલેશ્વર, મુંબાઈ.

પ્રકાશક.

નોછાવર રૂા. ૨-૦-૦  પ્રત ૭૫૦.  છૂટક અંકના રૂા. ૦-૪-૦.

एवं स्वप्नस्य मिथ्यात्वं प्रसंगाज्जीवस्य विपरीतज्ञानोत्पादकमज्ञानं निरूप्य सुषुप्तौ केवलमज्ञानं निरूपयतुमज्ञानस्थानस्वभावौ निरूपयति, एवं श्रूयते, कौषीतकिब्राह्मणे नाडीरनुक्रम्य तासु तदा भवति यदा सुप्तः स्वप्नं न कञ्चन पश्यति अथास्मिन्प्राण एवैकधा भवतीति तथा बृहदारण्यके प्राज्ञेनात्मना संपरिष्वक्तो न बाह्यं किञ्चन वेद नान्तरमिति,

तत्र संशयः, स्वप्नवत् सुषुप्तौ प्रपञ्चसृष्टिं मायिकीमपि भगवान् करोति नवेति, काठकश्रुतौ सुषुप्तौ सृष्टिनिर्माणं श्रूयते, विषयश्रुतौ दर्शनाभावमात्रं चेति संशये गमकं, तत्र य एष सुप्ते जागर्तीत्यादिकाठके जीवस्वापमात्रे भगवत्कृतसृष्टेरुक्तत्वात्कौषीतकिश्रुतौ न किञ्चन पश्यतीत्यत्र दर्शनमात्रनिषेधात् । न बाह्यं किञ्चन वेद नान्तरमिति च बृहदारण्ये जागरणस्वप्नप्रपञ्चयोरविशेषेणादर्शनकथनात्सुषुप्तावपि प्रपञ्चनिर्माणमस्तीत्यवगन्तव्यं, ततश्च कस्यामप्यवस्थायां प्रपञ्चव्यतिरेकाभावान्मुक्तावपि स्यात्, स्वाप्ययसंपत्त्योरपेक्षाज्ञानमात्रविशेषात्सति संपद्य न विदुः सति संपद्यामह इति, तस्माद्ब्रह्मसरसंपदोर्विद्यमानयोरपि यथा ज्ञानाभावादग्रहणमेवं प्रपञ्चस्यापीत्येवं प्राप्त उच्यते,

## तदभावो नाडीषु तच्छ्रुतेरात्मनि च ॥ ७ ॥

तस्य स्वप्नस्य अभावो नाडीषु, तथा आत्मनि च, कुतः, तच्छ्रुतेः, प्रपञ्चाभावश्रुतेः, 'कामनया हि प्रपञ्चं कामं कामं पुरुषो निर्मिमाण' इति काठकश्रुतेः, सुषुप्तावस्थायामकामत्वकथनश्रुतेः, बृहदारण्यके तद्वा अस्यैतदात्मकाममाप्तकाममकामरूपमिति, नाडीषु आत्मनि चेतिग्रहणात् सुषुप्तिर्द्विधा इति सूचयति, तथाहि, हिता नाम स्वप्ननाड्यः पुरीतत्यन्ता हृदयदेशाद्ब्रह्मदेशवर्तिन्यः, पुरीतति हृदयवेष्टनं, हृदयदेशस्तु जीवस्येन्द्रियाणां स्थितिः, तत आभ्यन्तरः परमात्मा तत्र निद्रया भगवच्छक्त्या बहिर्दृष्ट्याच्छादने तासु पास्यते तदा स्वाप्निकीं भगवल्लीलां पश्यति तत्राप्याच्छादने ततः प्रत्यवसृप्य पुरीतत्समीपे नाडीमात्रभागे गाढसुप्तो ज्ञानरहितः, क्रियाशक्त्या अन्तर्भगवन्तं वा प्रविशति बहिर्नाडीषु समायाति, अत एव बृहदारण्यकषष्ठे यत्र सुप्तो न कञ्चन कामं कामयते न कञ्चन स्वप्नं पश्यति ता वा अस्यैता हितानाम नाड्य इति, अथ यत्र सुप्तो न कञ्चन कामं कामयते, न कञ्चन स्वप्नं पश्यति तद्वा अस्यैतदात्मकाममाप्तकामरूपं तद्यथा प्रियया स्त्रिया

सम्परिष्वक्त इति नाडीपरमात्मभेदेन,सुषुप्तिस्तूभयत्र ज्ञानशक्तेः सर्वथातिरोधानात्, तस्मात् सुषुप्तौ न स्वप्नसृष्टिः ॥

केचित्तु, तद्यत्रैतत्सुप्तः समस्तस्संप्रसन्नः स्वप्नं न विजानात्यासु तदा नाडीसृप्तो भवतीति, ताभिः प्रत्यवसृप्य पुरीतति शेते इति, तासु तदा भवतीति च, य एषोन्तर्हृदयाकाशस्तस्मिञ्छेते इति, सता सोम्य तदा संपन्न इत्यादीनि दहरदृप्तबालाकीय-वाजाकीयेषु वाक्यानि उपन्यस्य अत्र नाडीपुरीततपरमात्मानः परस्परापेक्षाविरहिणः सुषुप्तौ जीवस्य स्थानत्वे भूताः, अतः परस्परसापेक्षा एकस्येति सन्देहे नाद्यः, यदिसापेक्षपक्षोंगीक्रियते तर्हि व्रीहियववद्विकल्पापातात्पक्षे बाधापत्तेः, न च नाडीषु सृप्तः पुरीतति शेते, य एषोन्तर्हृदयाकाशस्तस्मिञ्छेते, इत्येकविभक्त्यैकार्थत्वाद्विकल्पोप्युत इति सांप्रतं, हेतोः साधारणत्वात्, प्रासादे शेते पर्यङ्के शेते इत्यादौ नानार्थत्वसमुच्चययोरप्येकविभक्तिदर्शनात्, तासु तदा भवति यदा सुप्तः स्वप्नं न कंचन पश्यति, अथास्मिन्प्राण एवैकधा भवतीति कौषीतकिश्रुतौ नाडीब्रह्मणोराधारयोः समुच्चयश्रवणात्, प्राणशब्दवाच्यं ब्रह्मात्र, यत्र केवलनाड्यः सुषुप्तिस्थानभूतास्तत्रापि नाडीद्वारा ब्रह्मैव स्थानमिति सांप्रतं, अथ द्वारत्वे सप्तम्याः का गतिरिति चेद्गंगाद्वारा समुद्रं गन्तुर्गंगा यथा संचारस्थानं तद्वदत्र गतिः, ततो नाडीब्रह्मसमुच्चये न बाधकं, तथा पुरीतद्ब्रह्मसमुच्चयः, योन्तर्हृदय आकाशस्तस्मिञ्छेते इत्युपक्रमे पुरीतति शेते इतिनिरूपणात्, दहराधिकरणे प्रसिद्धं हृदयाकाशात्मकं ब्रह्म हृदयं वेष्टनं पुरीतत् तदावृतो हृदयाकाशो यथा प्राकारावृतं नगरं, तथा च हृदयाकाशे शयनात्पुरीततोपि समुच्चयो जातप्राय एव, तस्मात्सुषुप्तिस्थानं ब्रह्मैव नाडीपुरीततोर्द्वारत्वेनेत्याहुः ।

नाडीसमुच्चयं तत्र नांगीकुर्मः श्रुतेर्बलात्,
एकवाक्यगतत्वात्तं स्वीकुर्मो हि पुरीततः ।

बृहदारण्यके ज्योतिर्ब्राह्मणे, यत्र सुप्तो न कञ्चन कामं कामयते न कंचन स्वप्नं पश्यति ता वा अस्यैता हिता नाम नाड्य इत्यत्र नाडीषु स्वापकथनात्, अथात्र सुप्तो न कञ्चन कामं कामयते न कञ्चन स्वप्नं पश्यति तद्वा अस्यैतदाप्तकाममात्मकाममकामं रूपं तद्यथा प्रियया स्त्रिया संपरिष्वक्त इत्यत्र परमात्मनि स्वापकथनात्, अनेवमंगीकारे तद्वाद पूर्वोक्तव्यवच्छेदेन श्रूयमाणस्य मुख्यवाक्याभ्यासस्य विरोधः, अभ्यासप्रकृतेश्छेदो निर्व्यलीकं सुषुप्तिस्थानमेदं, योपन्तौ मार्गे विकल्पं सुप्तसन्त्वौ न, निर्दुष्टमाहतुरिति, ताभिः प्रत्यवसृप्येत्युक्ते नाडीषु

सर्पण इत्यादपि विकल्पाद्विश्व, यथा च कौशीतकीये अयाञ्जिन्प्राण एवेत्यत्रापि विकल्पिकार्थवाचकायशब्दः, आनन्तर्यार्थकत्वेपि नास्माकं बाधो यतः पूर्वापरभावस्य तत्र सिद्धया पूर्वसामयिकसुषुप्तेर्निष्प्रस्तुतत्वात्, उत्तरसामयिकप्राणैक्यस्यापि भगवदिच्छातः प्रत्यवसर्पणेन प्रयत्नाभावं विनैव सिद्धेश्च, अभ्यासभिन्नभेदादेव नाडीषु स्वापवाक्ये प्रश्नप्रतिपत्तिसिद्धेर्नाप्रतिपेध इति शंकनीयं, इतरथाऽभ्यासभेदवैयर्थ्यापातात्, यथा च सुषुप्तपुरुषकालिकसुखमपि कदाचित्सुखं स्वापविशेषणत्वेन भासते कदाचिन्नेत्यपि संगच्छते, अथ नाडीषु स्वापे प्रपञ्चदर्शनापत्तिरिति चेत् सुषुप्तौ कामाभावकथनेन मनसो लयनिश्चयात् करणविरहान्मायिकत्वेन करणक्षयेन च बाह्यस्य च न दर्शनापातात्, तस्माद्दर्शनाभावीयापि न सत्तंपत्त्यपेक्षा, किञ्च यदि सुषुप्तिद्वैविध्यं नाभिमेयात् तर्हि तदभाव आत्मनि तच्छ्रुतेरित्येव वदेत् सूत्रकार, एतावतैव द्वैतदर्शनविरहप्राप्यसत्यन्याभावयोः सिद्ध्या नाडीचकारयोर्निर्देशस्य वैयर्थ्यात्,

तस्मात्सिद्धमिदं स्वप्नं नाडीनां परिवर्तने ।
सा सा वै मांसमोगेति सुषुप्तिस्तु पुरीततः ॥
पुरीतदंतर्हृदये संपचिदेहरे सति ॥

नन्वेवं सति ब्रीहियववदष्टदोषा विकल्पे प्रभवन्ति, तथाहि, प्रामाण्यपरित्यागः, अप्रामाण्यस्वीकारः परित्यक्तप्रामाण्यस्वीकारः, स्वीकृतप्रामाण्यपरित्यागश्चेतिचत्वारो दोषाः, ब्रीहियववाक्यकोटिभेदेनाष्टौ, यथाहुः, एवमेवाष्टदोषापि यद्व्रीहियववाक्ययोः। विकल्प आश्रितस्तत्र गतिरन्या न विद्यते इति, एवं ब्रह्मनाडीवाक्यकोटिष्वाष्टौ दोषा इति चेदत्र वदामः, किं प्रामाण्याप्रामाण्ययोस्स्वरूपमिति विचारणीयं, किं प्रामाण्यं नाम सदर्थबोधकत्वं, अप्रामाण्यं नामासदर्थबोधकत्वं ॥ १ ॥ आहोस्विद्बोधकत्वं प्रामाण्यं, अबोधकत्वमप्रामाण्यं ॥ २ ॥ उतानुकत्वं प्रामाण्यमननुष्ठापकत्वमप्रामाण्यमिति । तत्र नाद्येन वाक्यद्वयेनापि सदर्थबोधस्य जायमानतया तत्त्यागस्याभावेनासदर्थबोधकत्वस्य क्वाप्यनंगीकारेण तत्कृतदोषाणामप्रामावात्, अत एव न द्वितीयेन, नापि तृतीयेन, वाक्यद्वयस्यापि सिद्धार्थपरतया अनुष्ठापकत्वस्याभावेन त्याज्यत्वस्य तत्राप्रयोगात्, अननुष्ठापकत्वस्य सर्वसंमतत्वेन विकल्पानंगीकर्तृमतेपि तुल्यतया तत्र पर्यनुयोगानवकाशात्; तस्मादुक्तं युक्तं ॥ ८ ॥ २ ॥

इति तृतीयाध्याये द्वितीयपादे द्वितीयाधिकरणम् ।

# શ્રીમદગ્નિકુમારકૃતભક્તિહંસઃ ।

## ભાષાંતર.

### શ્લોક.

જય પિતૃપદાબ્જોની, રેણુ જેના પ્રસાદથી,
પતિતોને મળી ભક્તિ, ટળી કુમાર્ગમોહિની.

### આર્યા.

મન્ત્રોપાસન વૈદિક તાંત્રિક દીક્ષાર્ચનાદિ મર્યાદ,
સ્પર્શે નહ, જે ખેલે નિજ ભક્તે, તે હિ સર્વસ્વ.

અર્થ—મંત્ર, ઉપાસના, વૈદિક તાંત્રિક દીક્ષા, પૂજા, વિધિ, વિગેરે જે પ્રભુને સ્પર્શ કરી શકતાં નથી, અને જે નિજ ભક્તોની સાથે ખેલે છે, તે પ્રભુ મારૂં સર્વસ્વ હો.

શંકા—આવું નવાઈ જેવું શું બોલો છો? શું પુરુષોત્તમ મંત્ર, ઉપાસના, વેદ અને તન્ત્રોની દીક્ષા, પૂજા, વિધિ વિગેરેથી અપ્રાપ્ય છે?

ઉત્તર—નવાઈ જેવું તો ખરૂં જ છે. સાંકડા કુવામાં પડેલા દેડકા જેવા તને તો એ સંભવિત પણ લાગે. પણ વિદ્વાનોને એમાં નવાઈ જેવું કશું નથી, કારણકે અનેક પ્રમાણોથી એ વાત પ્રથમથી જ સિદ્ધ થતીછે. તે નીચે પ્રકારેઃ—"[1]આ આત્મા પ્રવચનથી પ્રાપ્ય નથી, બુદ્ધિથી પ્રાપ્ય નથી, બહુ શ્રવણથી પ્રાપ્ય નથી, જેને એ આત્મા વરે છે તેનાથી જ એ પ્રાપ્ય છે" એ શ્રુતિમાં "જેને" એમ સામાન્યપણે કહ્યું છે, અને આગળ આવતાં પુરુષોત્તમના અંગીકાર માત્રથી જ પ્રાપ્ય છે એમ કહ્યું છે, તેથી પ્રવચન, બુદ્ધિ, બહુ શ્રવણ વગેરે શબ્દોવડે આત્મીયપણાથી ભગવદંગીકાર વિનાનાં સર્વ સાધનોનું સૂચન કરેલું છે એમ સમજાય છે; માટે જીવકૃતિથી બનતાં સર્વ સાધનોથી પુરુષોત્તમ અપ્રાપ્ય છે એમ કહેવું જ પડશે. તેમ વળી પૂર્વે જીવનો થયેલો ઉત્કર્ષ પણ પ્રભુપ્રાપ્તિમાં ખપ લાગતો નથી એમ પણ પ્રાપ્ત થયું જ. "વરે છે" એમ કહેવાથી સમજવું કે જેમ કન્યા પોતાના ઇચ્છિત વરને જ સ્વપતિ તરીકે વરે છે, અથવા વર પોતાની ઇચ્છિત સ્ત્રીને જ સ્વસ્ત્રી તરીકે વરે છે, તેમ ભગવાન—પુરુષોત્તમ—પોતાના દાસ તરીકે આત્મીયપણાથી અંગીકાર કરે છે, અને જેમ વર્યા પછી તે સ્ત્રીનો બીજા પુરુષમાં વિનિયોગ થતો નથી, તેમ આ પ્રભુએ વરેલા જીવનો પણ અન્યત્ર વિનિયોગ થતો નથી, એમ સમજાય છે. વળી જેમ વરણુ પહેલાં કઈ સ્ત્રીને વર પસંદ કરશે તે કોઈથી પણ જાણી શકાતું નથી, તેમ પ્રભુ ક્યા જીવને વરશે તે પણ જાણી શકાતું નથી. આવો પ્રકાર હોવાથી, શાસ્ત્રોમાં વિધાન કરેલી ક્રિયાઓના ફલ તરીકે જેમ સ્વર્ગ વગેરેની પ્રાપ્તિ થાય છે, તેમ શાસ્ત્રોમાં વિધાન કરેલી અમુક ક્રિયાઓ કરવાથી પુરુષોત્તમની પ્રાપ્તિ થાય છે, એમ કહી શકાતું નથી; કેમકે યાગ વગેરે આપણે સ્વકૃતિથી કરી શકીએ છીએ, પણ ભગવાન પાસે વરણુ કરાવવું એ કાંઈ આપણા હાથની વાત નથી

---

(१) नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यः ॥

શંકા—યજ્ઞાદિકમાં ઇન્દ્ર વગેરેને ઉદ્દેશીને (નિમિત્તથી) જેમ હોમ થાય છે, અને એવી રીતે નિમિત્તપણાથી ઇન્દ્રાદિનો સંબંધ થાય છે, તેમ પુરુષોત્તમને ઉદ્દેશીને કર્મો કરવાથી પુરુષોત્તમનો સંબંધ કેમ ન થાય?

ઉત્તર—એનો ઉત્તર સાંભળ. "સર્વને [2]વશ કરનાર, સર્વને નિયમમાં રાખનાર" વગેરે શ્રુતિઓથી, તેમજ "[3]દેવ, અસુર, મનુષ્ય, યક્ષ, ગંધર્વ, વગેરે મુકુંદ ભગવાનના ચરણનું ભજન કરે તો જેમ અમારું કલ્યાણ થયું તેમ તેનું પણ કલ્યાણ થાય," વળી "[4]હે રાજન્, મૃત્યુથી સર્વ તરફ વિંટાયલો ઇન્દ્રિયવાન્ એવો કોણ હોય કે જે ઉત્તમોત્તમ દેવતાઓથી સેવવા યોગ્ય મુકુંદભગવાનના ચરણકમલનું ભજન ન કરે?" વળી "હે [5]પાર્થ, જે પાપ યોનિવાળા સ્ત્રીઓ, વૈશ્યો, તથા શૂદ્રો છે તે પણ મારો આશ્રય કરે તો પરાગતિને પામે છે" વગેરે સ્મૃતિઓથી સાબિત થાય છે કે જીવમાત્રના ભગવાન્ પતિ છે, અને સ્ત્રીઓને સ્વપતિ ભજન જેમ ઇષ્ટ છે અને ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવાનું સાધન છે, તેમ જીવમાત્રને ભગવદ્ભજન ઇષ્ટ અને ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવાનું સાધન છે, એમ તારે સર્વથા અંગીકાર કરવું જ પડશે. એ ભગવદ્ભજન ભક્ત્યાદિરૂપ છે, એમ શાસ્ત્રોમાં કહ્યું છે. એમ હોવાથી ભગવાનની માફક તેમના નામ મંત્રાદિક પણ સર્વે જીવોને સમાન–સરખું ફલ આપનારા માનવા પડશે.

હવે સાંભળ. એથી ઉલટું જ મંત્રશાસ્ત્રમાં તો એમ કહ્યું છે કે રામમંત્ર અને એ મંત્રના અધિષ્ઠાતા દેવતાનું ભજન તો કોઇ જીવના મિત્રતરીકે કામ કરે છે, અને કોઇને દુશ્મનની ગરજ સારે છે, કોઇને સિદ્ધ છે અને કોઇને સાધ્ય છે. તેમજ ગોપાલમંત્ર અને એવા બીજા મંત્રો અને તેમના અધિષ્ઠાતા દેવતાનું ભજન કોઇના મિત્ર, કોઇના દુશ્મન, કોઇને સિદ્ધ અને કોઇને સાધ્ય છે. હવે આપણે ઉપર શ્રુતિ–સ્મૃતિઓના પ્રમાણોથી કહી ગયા કે પુરુષોત્તમ તો સર્વ જીવમાત્રને સમાન છે, અને આ મંત્રોના અધિષ્ઠાતા દેવતાઓને પુરુષોત્તમ માનીએ તો તેઓ પણ સર્વ જીવમાત્રને સમાન હોવા જોઇએ, પણ તેમ તો છે નહિ, તેઓ તો કોઇ જીવના મિત્ર અને કોઇના દુશ્મન છે, માટે તેમને પુરુષોત્તમથી ભિન્ન, માત્ર વિભૂતિરૂપ જ, માનવા પડશે, તેથી એમ પ્રાપ્ત થયું કે આમાં મંત્રના જોરથી પુરુષોત્તમનો સંબંધ થતો નથી, પણ વિભૂતિરૂપોનો જ સંબંધ થાય છે.

શંકા—મંત્રશાસ્ત્રના વિધિ પ્રમાણે ભજન કર્યું હોય તો સર્વને ઇષ્ટ ફલ મળે છે, તેથી મંત્રોના અધિષ્ઠાતા દેવતાઓને વિભૂતિ માનવાનું કંઇ કારણ નથી.

---

(૨) सर्वस्य वशी, सर्वस्य ईशानः ।

(૩) देवोऽसुरो मनुष्यो वा यक्षो गन्धर्व एव वा ।
भजन्मुकुन्दचरणं स्वस्तिमान् स्याद्यथा वयम् ॥ भा. ७-७-५०.

(૪) कोऽनु राजन्निन्द्रियवान्मुकुन्दचरणाम्बुजम् ।
न भजेत्सर्वतोमृत्युरुपास्यममरोत्तमैः ॥ भा. ११-२-२.

(૫) मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् ॥ गी. ९-३२.

ઉત્તર—સાંભળો. "જે [6]ધર્મોમાં આસ્થા રાખવાથી, હે સજ્જન, મનુષ્ય કોઇ પણ વખત પ્રમાદ પામતો નથી, અને આંખ મીંચીને દોડે તો પણ તે ભૂલ થાય આવતો નથી અથવા પડતો નથી." એ વાક્યમાં સ્પષ્ટ નિરૂપણ કરેલું છે કે ભગવદ્ધર્મમાં માત્ર આસ્થા રાખવાથી ભગવત્ પ્રાપ્તિની તીવ્ર આર્તિ હોય તો નિત્ય સાધનનો પરિત્યાગ કરે તો પણ અથવા શાસ્ત્ર અને ગુરુનું ઉલ્લંઘન કરે તો પણ ફલનો વિલંબ અથવા ફલનો અભાવ થતો નથી. આસ્થા એટલે કાયા, વાણિ અને મનથી પ્રભુના થઈ રહેવું. આમ હોવાથી, હવે મંત્રોપાસનાને પણ જો ભગવદ્ધર્મ ગણીએ તો મંત્રોપાસનામાં આસ્થા માત્રથી જ સર્વ કોઇને ઇષ્ટ ફલ થવું જોઇએ, અને વિપરીત ફલ થવું જોઇએ નહિ પણ તેમાં તો વિધિપ્રમાણે નહિ કરવાથી વિપરીત ફલ, ફલ વિલંબ, ફલનો અભાવ વગેરે થાય છે તેથી મંત્રોના અધિષ્ઠાતા દેવતાઓને વિભૂતિરૂપ માનવા જ પડશે.

શંકા—ગોપાલમંત્રને માટે એમ કહ્યું છે કે "સર્વે વર્ણોમાં, સર્વ [7]આશ્રમોમાં, સ્ત્રીઓમાં, નાના પ્રકારના જન્મના નક્ષત્રોમાં, વાંછિત ફલને જલદી આપનાર આ ગોપાલક મંત્ર છે," આ પ્રમાણે ગોપાલમંત્રની ઉપાસનામાં સર્વ વાંછિત આપવાની શક્તિ હોવાથી તેના અધિષ્ઠાતા દેવતાને વિભૂતિરૂપ કહેવાય નહિ.

ઉત્તર—ખરી વાત છે કે સર્વ વાંછિત આપવાની શક્તિ ગોપાલમંત્રમાં છે, પણ એમાં ભક્તિ નથી. એમાં તો ઉપાસના છે. જેમ કર્મના અંગ તરીકે કરેલું ભગવત્ સ્મરણ ભક્તિરૂપ થતું નથી, કેમકે તે તો કર્મમાર્ગીય છે, તેમ ઉપાસનામાં લીધેલું ભગવન્નામ ભક્તિરૂપ ભજન કહેવાય નહિ, અર્થાત્ ઉપાસનામાં લીધેલું ભગવન્નામ પુરુષોત્તમરૂપ નથી પણ વિભૂતિરૂપ જ છે.

વળી બીજું એ તારતમ્ય છે કે એ ગોપાલમંત્રની ઉપાસનાના ફલ તરીકે વરાંગના-વશીકરણ વગેરે કહેલાં છે. પુરુષોત્તમની ભક્તિનું એવું અધમ ફલ હોય નહિ, કેમકે એ તો અનર્થરૂપ છે. "સાક્ષાત્ [8]પુરુષોત્તમને વિષે કરેલો ભક્તિયોગ અનર્થની શાંતિ કરે છે," "કોઇ [9]પણ પ્રકારની આશા વગરના અને નિરપેક્ષને મારી ભક્તિ પ્રાપ્ત થાય છે," એ વાક્યોનો વિરોધ આવે છે, કેમકે વરાંગનાવશીકરણની ઇચ્છાવાન્ નિરપેક્ષ કહેવાય નહિ, અને નિરપેક્ષ ન હોવાથી તેને પુરુષોત્તમની ભક્તિ પ્રાપ્ત થઇ શકે નહિ, તેથી એ મંત્રના અધિષ્ઠાતા દેવના પુરુષોત્તમ નહિ, પણ વિભૂતિરૂપ જ સમજવા, તેથી જ ધર્મશાસ્ત્રમાં શૂદ્રે સ્થાપેલી મૂર્તિને નમસ્કાર કરવાનો બ્રાહ્મણને નિષેધ કર્યો છે. "જે [10]દ્વિજ શૂદ્રે સ્થાપેલા શિવલિંગ અથવા વિષ્ણુને નમે તે પ્રલય થતા સુધી ઘોર નરકમાં પડે છે."

(६) यानास्थाय नरो राजन् न प्रमाद्येत कर्हिचित् ।
धावन्निमील्य वा नेत्रे न स्खलेन्न पतेदिह ॥ भा. ११-२-३५

(७) सर्वेषु वर्णेषु तथाऽऽश्रमेषु नारीषु नानाह्वयजन्मभेषु ।
दाता फलानामभिवाञ्छितानां द्रागेव गोपालकमन्त्र एषः ॥

(८) अनर्थोपशमं साक्षाद्भक्तियोगमधोक्षजे ॥ भा. १-७-६.

(९) तस्मान्निराशिषो भक्तिर्निरपेक्षस्य मे भवेत् ॥ भा. ११-२०-३५.

(१०) यः शूद्रस्थापितं लिङ्गं विष्णुं वा विनमेद्द्विजः ।
स याति नरके घोरं यावदाहूतसम्प्लवम् ॥

જો એ મૂર્તિમાં પુરુષોત્તમનો આવિર્ભાવ હોય તો બ્રાહ્મણોને નમસ્કાર કરવાનો નિષેધ શાસ્ત્ર કરે નહિ. બ્રાહ્મણોએ ઈશ્વરને–પુરુષોત્તમને–નમસ્કાર ન કરવો એમ કહી કહેવાય જ નહિ. ઉલટું ગીતામાં તો કહ્યું છે કે "મારો આશ્રય કરનાર પાપી હોય, સ્ત્રીઓ વૈશ્યો તથા શૂદ્ર હોય તે પણ પરાગતિને પામે છે તો પુણ્યવાન્[11] "બ્રાહ્મણોનું તો કહેવું જ શું?" અર્થાત્ પુરુષોત્તમને નમસ્કાર કરવાનો બ્રાહ્મણને નિષેધનો સંભવ જ નથી, અને અહિં તો સ્પષ્ટ નિષેધ કરેલો છે, અર્થાત્ શૂદ્ર પ્રતિષ્ઠાપિત મૂર્તિને નમસ્કાર કરવાથી દ્વિજને ઘોર નરકરૂપ અનર્થ પ્રાપ્ત થાય છે તેમ ગોપાલાદિમંત્રથી વંચના–વૃથાકરણરૂપ અનર્થ પ્રાપ્ત થાય છે, તેથી અનર્થપ્રાપક ગોપાલાદિની ઉપાસના અને અનર્થોપશામક પુરુષોત્તમભક્તિ અત્યન્તભિન્ન છે.

વળી જુદા જુદા દેવતા જુદા જુદા મન્ત્રોને અધીન હોય છે, અને નિચે લખેલાં વાક્યો તથા શ્રુતિઓથી સાબિત થાય છે કે પુરુષોત્તમ મન્ત્રોપાસના વગેરેને અધીન નથી. ભાગવતમાં કહ્યું છે કે "હે ઉદ્ધવ,[12] દૃઢ પામેલી મારી ભક્તિ જેમ મને વશ કરે છે, તેમ યોગ, સાંખ્ય, ધર્મ, સ્વાધ્યાય, તપ, ત્યાગ, મને વશ કરી શકતા નથી;" "યોગ[13] સાંખ્ય, ધર્મ તપ, સ્વાધ્યાય, ત્યાગ, વાવ કુવા ખોદાવવા વગેરે, દક્ષિણા, વ્રત, યજ્ઞ, વેદ, તીર્થ, નિયમ, યમ કોઈ મને વશ કરી શકતા નથી" ગીતામાં કહ્યું છે કે "જેમ[14] તેં મારા દર્શન કર્યાં છે, તેમ હે અર્જુન, વેદ, તપ, દાન, યજ્ઞ, વગેરેથી મારા દર્શન થઈ શકતા નથી. મને તત્ત્વથી જાણવાને, મારા દર્શન કરવાને, અને મારામાં પ્રવેશ કરવાને અનન્ય ભક્તિથી જ શક્તિમાન્ થવાય છે."

શ્રુતિમાં કહ્યું છે કે "આ[15] આત્મા પ્રવચનથી, બુદ્ધિથી વગેરેથી લભ્ય નથી." આ પ્રમાણે પુરુષોત્તમ મન્ત્રોપાસનાને અધીન નહિ હોવાથી મન્ત્રાધીન દેવતાઓમાં અને પુરુષોત્તમમાં બહુજ વિલક્ષણતા–ભિન્નતા–છે એમ સમજવું.

---

(११) किं पुनर्ब्राह्मणाः पुण्याः। गी. ९–३३

(१२) न साधयति मां योगो न सांख्यं धर्म उद्धव ।
न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता ॥ भा. ११

(१३) न रोधयति मां योगो न सांख्यं धर्म एव च ।
न स्वाध्यायस्तपस्त्यागो नेष्टापूर्तं न दक्षिणाः ।
व्रतानि यज्ञश्छन्दांसि तीर्थानि नियमा यमाः ॥ भा. ११–१२–११

(१४) नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ।
भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परन्तप ॥ गीता ११–५४

(१५) नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।

(१६) अहं भक्तपराधीनो ह्यस्वतंत्र इव द्विज ।
साधुभिर्ग्रस्तहृदयो भक्तैर्भक्तजनप्रिय ।
नाऽहमात्मानमाशासे मद्भक्तैः साधुभिर्विना ।
श्रियं चाऽऽत्यन्तिकीं ब्रह्मन् येषां गतिरहं परा ॥ भा. ९–४–६३

એ વિલક્ષણતાએ કરીને પુરુષોત્તમ તો માત્ર ભક્તિને જ અધીન છે તે નીચેના અને એના જેવા બીજા સહસ્ર વાક્યોથી સાબિત થાય છે. ભાગવતમાં કહ્યું છે કે " મારા સાધુ ભક્તો વિના મારા આત્માની કે આત્યંતિકી લક્ષ્મીની પણ હું ઇચ્છા રાખતો નથી, કેમકે એ ભક્તોની પરમગતિ હું જ છું."

" જેઓ[1] ઘર, આગાર, પુત્ર, આપ્ત, પ્રાણ, વિત્ત, આ લોક પરલોક છોડી મારે શરણે આવ્યા, તેમને હું કેમ છોડું ?" " જેમ[2] સતીસ્ત્રીઓ સત્પતિને વશ કરે છે તેમ સમદૃષ્ટિવાન્ મારામાં સંબદ્ધ હૃદયવાન્ સાધુ પુરુષો ભક્તિથી મને વશ કરે છે." " હે[3] દાનવપુત્રો, દ્વિજપણું, ઋષિપણું, સદાચાર, બહુ જાણવાપણું, દાન, તપ, યજ્ઞ, શૌચ, વ્રત, એ સર્વે મુકુંદ ભગવાનને વશ કરવાને બસ નથી. હરિ તો નિર્મલ ભક્તિથી જ પ્રસન્ન થાય છે, બીજું સર્વ તો ઢોંગમાત્ર છે." " હું[4] એક ભક્તિમાત્રથી જ ગ્રાહ્ય છું " " ગજેંદ્રને ભગવાન્ ભક્તિથી જ પ્રસન્ન થયા હતા."[5] આવાં સર્વે વાક્યોથી સમજવું કે પુરુષોત્તમ તો માત્ર ભક્તિને જ અધીન છે; અને તેથી મંત્રોપાસનાધીન દેવતાથી ભિન્ન વિલક્ષણ છે.

શંકા—મંત્રના અધિષ્ઠાતા દેવતાનું ભજન પણ (તેમનાદ્વારા) વસ્તુતઃ પુરુષોત્તમનુંજ ભજન છે, માટે મંત્ર વગેરેને પણ પુરુષોત્તમનો સંબંધ થાય છે, તેથી તે પણ ભક્તિરૂપ જ સમજવાં.

ઉત્તર—અરેરે ! ધોળી માટીવાળું પાણી તે દૂધ એવું કહેવાથી કૂતરાને મન ભાય, તેવું તારું બોલવું છે.

શંકા—કેમ વારુ ? મેં શું ખોટું કહ્યું ?

ઉત્તર—સાંભળ, શ્રીમદ્ભાગવતમાં એકાદશ સ્કંધમાં ઉદ્ધવે શ્રીકૃષ્ણને પ્રશ્ન કર્યો, ત્યારે શ્રીકૃષ્ણે પૂજામાર્ગનું નિરૂપણ કર્યું અને પછી "ભગવાનની[6] મૂર્તિની પ્રતિષ્ઠા કરવાથી ચક્રવર્તિ રાજ્ય, મંદિર બાંધવાથી ત્રણ ભુવનનું રાજ્ય, પૂજા વગેરે કરવાથી બ્રહ્મલોક અને એ ત્રણેથી એટલે પ્રતિષ્ઠા, મંદિર અને પૂજાથી મારા સરખા ઐશ્વર્યને પામે છે " એમ નિરૂપણ કર્યું, એમ એક એકનું જૂદું ફલ અને ત્રણે સામટા કરવાનું જૂદું ફલ નિરૂપણ કરીને કહ્યું કે " નિરપેક્ષ[7] ભક્તિયોગથી મને જ પામે છે, એ પ્રમાણે જે મારું પૂજન કરે

---

(१) ये दारागारपुत्राप्तप्राणान् वित्तमिमं परम् ।
हित्वा मां शरणं याताः कथं तांस्त्यक्तुमुत्सहे ॥ भा. ९-४-६५

(२) मयि निर्बद्धहृदयाः साधवः समदर्शनाः ।
वशे कुर्वन्ति मां भक्त्या सत्स्त्रियः सत्पतिं यथा ॥ भा. ९-४-६६

(३) नालं द्विजत्वं देवत्वमृषित्वं वासुरात्मजाः ।
प्रीणनाय मुकुन्दस्य न वृत्तं न बहुज्ञता ॥ भा. ७-७-५१
न दानं न तपो नेज्या न शौचं न व्रतानि च ।
प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम् ॥ भा. ७-७-५२

(४) भक्त्याऽहमेकया ग्राह्यः ॥ भा. ११-१४-२१

(५) भक्त्या तुतोष भगवान् गजयूथपाय । भा. ८-९-९

(६) प्रतिष्ठया सार्वभौमं सद्मना भुवनत्रयम् ।
पूजादिना ब्रह्मलोकं त्रिभिर्मत्साम्यतामियात् ॥ भा. ११-२७-५२

(७) मामेव नैरपेक्ष्येण भक्तियोगेन विन्दति ।
भक्तियोगं स लभत एवं यः पूजयेत माम् ॥ भा. ११-२७-५३

તે ભક્તિને મેળવે છે. ” અહીં “ મને જ ” એમ નિશ્ચયાત્મક “જ” વાપરવાથી પ્રથમ બતાવેલી પૂજાઓના ફલથી ભિન્ન ભક્તિયોગનું ફલ સ્વપ્રાપ્તિ–પ્રભુપ્રાપ્તિ કહ્યું, તેથી ફલભેદથી પણ પૂજા અને ભક્તિના સ્વરૂપનો ભેદ સ્પષ્ટ માલમ પડે છે. તેમજ “મારું પૂજન કરે તે ભક્તિને મેળવે છે ” એમ કહ્યું તેથી “પૂજા” સાધન, અને “ભક્તિ” તો ફલ એમ સિદ્ધ થાય છે, તેથી પૂજા વગેરે ભક્તિથી જુદાં છે એમ સ્પષ્ટ થાય છે. ભગવત્સ્વરૂપથી ભિન્ન ફલ આપનાર કર્મ અથવા જ્ઞાનને ભક્તિ કહી શકાય નહિ. ‘ ભગવત્ સ્વરૂપની પ્રાપ્તિ ’ એ ફલ તો ભક્તિનું જ, અને ભક્તિનું એ વિના બીજું ફલ હોય નહિ. માટે પૂજાદિને ભક્તિ કહી શકાય નહિ, એ નિરૂપણ કરવાને માટે જ “ મને જ ” એમ ઉપર કહ્યું; એમ ન હોય તો પૂજાપ્રકરણમાં એના નિરૂપણની જરૂર ન હતી.

વળી ભક્તિસાધ્ય ફલ ( ભગવત્સ્વરૂપપ્રાપ્તિ ) બીજા કશાથી, કર્મ, મંત્ર, પૂજા, જ્ઞાન વગેરેથી સિદ્ધ થતું નથી, અને એ કર્મ વગેરેનું ફલ તો ભક્તિ કરતાં કરતાં વચમાંજ પ્રાપ્ત થઇ જાય છે, તેની સાબિતીમાં કહ્યું છે કે “ જે કાંઇ કર્મથી,[1] તપથી, જ્ઞાનવૈરાગ્યથી યોગથી, દાનધર્મથી અને બીજા એવ કર્મોથી પ્રાપ્ત થાય છે તે સર્વ મારા ભક્તિયોગથી મારો ભક્ત શીઘ્ર પ્રાપ્ત કરે છે ” એથી એમ પણ ફલિત થાય છે કે ભક્તિનો કલ્પતરૂ જેવો સ્વભાવ છે. આગળ “ સ્વર્ગ[2], મોક્ષ, મારૂં અક્ષરધામ વગેરે જેની ઇચ્છા હોય તે પ્રાપ્ત કરે છે ” એમ કહેવાથી પણ એજ ફલિત થાય છે કે ભક્તિનો સ્વભાવ કલ્પતરૂ જેવો છે. આ સર્વ કહેવાથી એમ પ્રાપ્ત થયું કે ભક્તિ જ કરવી, બીજું કશું કરવાની જરૂર નથી.

“ દાન,[3] વ્રત, તપ, હોમ, જપ, સ્વાધ્યાય, સંયમ, અને એવા બીજા વિવિધ પ્રકારના શુભ કર્મોથી કૃષ્ણમાં ભક્તિ સાધ્ય થાય છે ” એ વાક્યથી એમ સાબિત થાય છે કે મંત્ર, જપ વગેરેને ભક્તિ ન કહેવાય. ભગવત્પ્રાપ્તિને અર્થે કરેલી ભગવત્પૂજા ભક્તિ કહેવાય કે નહિ એ શંકાનો નિરાસ કરવાને માટે ઉપલા જ વાક્યમાં એવી ભગવત્પૂજાને ભક્તિનું સાધન કહ્યું. માટે લોકમાં અથવા શાસ્ત્રમાં કોઇક જગ્યાએ એવી સાધનરૂપ પૂજાને માટે ભક્તિ શબ્દ વાપર્યો હોય તો તે ઔપચારિક સમજવો. “ એ પ્રમાણે જે મને પૂજે તેને ભક્તિયોગ પ્રાપ્ત થાય છે ” એ વાક્યમાં “ મને પૂજે ” એ શબ્દોથી પૂજાનો વિષય પણ પુરુષોત્તમ છે એમ ન કહેવું, વિભૂતિ પણ ભગવદ્રૂપ છે તેથી વિભૂતિની પૂજા પણ “ મારી પૂજા ” એમ કહ્યું, તેથી અહીં “ મામ્–મને ” એ શબ્દ વિભૂતિપરત્વે સમજવો. પુરુષોત્તમપરત્વે લેવામાં જે બાધ આવે છે તે મંત્રશાસ્ત્રના પ્રકરણમાં કહી ગયા છીએ. અથવા અન્તઃકરણની અપેક્ષા વિના ભગવદ્ભાવના કરી હોય તો અંતઃકરણમાં તથા પૂજામૂર્તિમાં પુરુષોત્તમનો આવેશ પણ થાય એમ પણ “ મામ્ મને ” શબ્દથી સમજવું, એમ હોવાથી જ એવી ભાવના હોય તો જ પૂજાનું ભક્તિરૂપ ફળ પ્રાપ્ત થાય છે.

---

(१) यत्कर्मभिर्यत्तपसा ज्ञान-वैराग्यतश्च यत् ।
योगेन दानधर्मेण श्रेयोभिरितरैरपि ॥
सर्वं मद्भक्तियोगेन मद्भक्तो लभतेऽञ्जसा ॥ भा. ११–२१–३२

(२) स्वर्गापवर्गं मद्धाम कथञ्चिद्यदि वाञ्छति । भा. ११–२१–३२

(३) दानव्रततपोहोमजपस्वाध्यायसंयमैः ।
श्रेयोभिर्विविधैश्चान्यैः कृष्णे भक्तिर्हि साध्यते ॥

# सत्संगनिर्णय[1].

કૃપાપીયૂષપારાવાર શ્રીહરિરાયપ્રભુએ અંગીકૃત જીવો ઉપર દયા વિચારીને સાંપ્રદાયિક નિગૂઢ મર્મોને સ્પષ્ટ અને સરલ ભાષામાં નિરૂપણ કરનાર અનેક ગ્રન્થો પ્રકટ કર્યા છે; એ અનુભવીઓને વિદિત જ છે. અત્યાર સુધીમાં તેઓમાંના લગભગ સવા સો નાના મોટા ગ્રન્થો પ્રકટ થઇ ગયા છે; પરંતુ અપ્રસિદ્ધ સાહિત્ય તરફ જ્યારે દૃષ્ટિ કરવામાં આવે છે ત્યારે જણાયા વિના નથી રહેતું કે પ્રસિદ્ધિમાં આવેલું સાહિત્ય તો માત્ર એક ચતુર્થ ભાગ જ છે. તેઓમાંના ગ્રન્થોનો પરિચય કરાવવો અને તેને માટે પ્રશંસા કરવી એ કાર્ય જીવસામર્થ્યની સીમાથી દૂર છે એટલે તે વિષે મૌન જ ઉચિત માનીને તેઓના વચનામૃતનું પાન ભગવદીયો કરે એટલી વિનતિ કરું છું.

यथा जलं तु प्रसृतं सर्वत्रैव च तिष्ठति ॥
अत एव प्रयत्नेन लभ्यते खननादिना ॥१॥
प्रयत्ने तारतम्यं च दृश्यते भूमिभेदतः ॥
कचिच्छीघ्रं प्रकटति कचित् कालेन भूरिणा ॥२॥
यत्नेन कूपवाप्यादितडागादिषु लभ्यते ॥
कचित्तु यत्नविरहेऽप्यस्ति नद्यादिषु स्वतः ॥३॥
उभयत्रापि यस्त्यक्त्वा सर्वं तत्रैव तिष्ठति ॥
तस्य तत्सुलभं तत्र कूपे कश्चित् श्रमोऽपि हि ॥४॥
नद्यादिषु स्वतः पानमश्रमेणैव जायते ॥
यो न तिष्ठति तद्देशे परित्यज्य गृहादिकम् ॥५॥
भवेत्तदुपयोगाय घटादिस्थितमेव हि ॥
तत आनीतमप्येतद्योग्ये पात्रे च तिष्ठति ॥६॥
तत एव समस्तानामुपयोगः प्रसिध्यति ॥

ભાવાર્થ:—જે વિષયનું આ ગ્રન્થમાં પ્રતિપાદન કરવાનું છે, તે વિષયને સ્પષ્ટ રીતિ સમજાવવા માટે આપેલાં જલનાં ઉદાહરણનું પાંચ શ્લોકથી વિસ્તારપૂર્વક ગ્રન્થકર્તા વિવેચન કરે છે. પ્રથમ દૃષ્ટાંતના સર્વ અંશો બતાવીને પાછળથી પ્રસ્તુત વિષયનું તેની સાથે સામ્ય નિર્દેશીને સ્પષ્ટીકરણ કરવામાં આવશે.

૧. શ્રીહરિરાયપ્રભુચરણના કેટલાક અપ્રસિદ્ધ ગ્રન્થો મારા ભગવદ્ધર્મપરાયણ એક મિત્ર પાસે દૃષ્ટિગોચર થયા અને તે ઘણા જ ઉપયોગી હોવાથી તેનો ગુર્જરગિરાનુવાદ કરીને અત્ર આપવામાં આવે છે.

## ઉદાહરણ

જલ સર્વ [1]સ્થલે પ્રસરેલું છે અને સર્વ સ્થલે રહે છે. એથી જ ખનન (ખોદવું) વગેરે પ્રયત્નવડે પ્રાપ્ત થાય છે. જલને મેળવવા માટે કરવામાં આવતા પ્રયાસમાં કેટલીક વિલક્ષણતા રહેલી જોવામાં આવે છે, તે પૃથ્વીના ભેદથી. અર્થાત્ કઠિન અને પોચી જમીનના પ્રમાણમાં ખોદવાનો પ્રયાસ વધારે અને થોડો અનુભવાય છે. કોઈ ઠેકાણે થોડાજ પ્રયત્નથી—જલદી જલ પ્રાપ્ત થાય છે. કોઈ ઠેકાણે ઘણો સમય વીત્યા પછી જલ પ્રકટ થાય છે. થોડા પ્રયાસથી અર્થાત્ અંદરથી બહાર કાઢવા જેટલા જ યત્નથી કૂવા, વાવ, તળાવ વગેરેમાંથી જલ મળી શકે છે. કોઈ ઠેકાણે તો મહેનત વિના જ સ્વતઃ જલ મળી શકે છે, જેમ કે નદી વગેરેમાં. કૂપ અને વાવ વગેરેમાં પ્રયત્ન—વધારે મહેનત છે, તળાવ વગેરેમાં યત્ન—થોડો શ્રમ છે; તે બન્નેને છોડીને જે નિરંતર નદી વગેરેના સમીપમાં જ રહે તેને વિના શ્રમે જલ મળે અને ઘણુંજ સુલભ થઇ પડે. કુવામાંથી જલ પ્રાપ્ત કરવામાં દીર્ઘ શ્રમ પણ છે, પરંતુ નદી વગેરેમાંથી તો પરિશ્રમ વિનાજ સ્વતઃ જલપાન થઇ શકે છે. જે પુરુષો શુદ્ધ વિગેરેનો ત્યાગ કરીને શ્રમ વિના જલ પ્રાપ્ત કરી શકે તેવા દેશમાં નથી રહેતા, તેઓના ઉપયોગમાં ઘટાદિકમાં રહેલું જલ આવે છે, તે પણ શ્રમ વિના જ. જો કે તે જલ નદી વગેરેમાંથી લાવવામાં આવ્યું છે, પરંતુ તે યોગ્ય—શુદ્ધ પાત્રમાં હોય તો જ તે ખપમાં આવે છે. એથી જ સમસ્ત જલનો ઉપયોગ સિદ્ધ થાય છે.

तथा ब्रह्म व्यापकत्वात्सर्वत्रैव हि तिष्ठति ॥७॥
ज्ञानिनां तद् प्रयत्नेन प्रकटीभवति स्वतः
सुदेशे च तथा काले सत्यादावल्पयत्नतः ॥८॥
अन्यथा सुयसा काले श्रमेणाविर्भवेत् पुनः ॥

ભાવાર્થઃ—તેવી જ રીતે બ્રહ્મ પણ વ્યાપક હોવાથી બધે ઠેકાણે રહે છે. જેમ જલ સર્વ સ્થલે રહે છે, તેમ બ્રહ્મ પણ સર્વત્ર વ્યાપક છે. ઘણો પ્રયાસ કરવાથી જેમ જલ પ્રકટ થાય છે; તેમ ઘણો યત્ન કર્યા પછી જ્ઞાનીઓ સમક્ષ તે બ્રહ્મ સ્વતઃ પ્રકટ થાય છે. કઠિન અને પોચી પૃથ્વીના પ્રમાણમાં વધતો ઓછો પરિશ્રમ જલને માટે કરવો પડે છે; તેમ જ બ્રહ્મને માટે પણ સારો દેશ અને સત્યયુગ વગેરે સારો સમય હોય તો થોડો પ્રયાસ વેઠવો પડે છે; અને દેશકાલ સારા ન હોય તો ઘણો કાલ વીતે છે અને શ્રમ પણ ઘણો જ થાય છે; ત્યાર પછી જ તે બ્રહ્મ પ્રકટ થતું જણાય છે.

भक्तानां स्वेच्छया कृष्णो यशोदादिषु नृपुगतः ॥९॥
ततो माक्षनानयनं न प्रयत्नोऽस्ति कश्चन ॥
तथापि ये त्यक्तगृहास्तेषां तिष्ठति सन्निधौ ॥१०॥

ભાવાર્થઃ—કૂપ વગેરેના જલની પેઠે જ્ઞાનીઓને પણ અત્યંત પ્રયત્નથી મળે છે, એમ

---

૧. જલ પંચમહાભૂતોમાંનું મહાભૂત હોવાથી સર્વ સ્થલે વ્યાપ્ત છે. વાયુ, પૃથ્વી વગેરે જેમ વ્યાપ્ત છે, તેમ જલ પણ કોઈ સ્થલે સ્થૂલરૂપે તો કોઈ સ્થલે પરમાણુરૂપે વ્યાપ્ત છે.

સિદ્ધ થયું. હવે ભક્તોને માટે નદી જલવત્ સ્વેચ્છાથી જ શ્રી મથુરાધીશજી વગેરે વ્રજરત્નાઓમાં પ્રકટ થાય છે, એમ નિરૂપણ કરે છે. જેમ નદીનું જલ સ્વતઃ છે, તેમ ભક્તોના ઉદ્ધાર માટે પ્રભુ પોતાનીજ ઇચ્છાથી શ્રી મથુરાધીશજી વગેરેમાં ભાવરૂપે પ્રાદુર્ભાવ પામે છે. તે પ્રકટ થયેલા પ્રભુને હૃદયમાં અથવા બહાર પધરાવવા તે પણ ભાવથી જ; તેમાં કાંઇ જાતની પ્રયત્ન નથી. જેમ નદીનું જલ લેવામાં કૂવા વગેરે બીજા જલાશયો જેટલો પરિશ્રમ નથી; તેમ જ નિજાનંદદાનાર્થ પ્રકટ થયેલા પ્રભુને ભાવથી જ હૃદયમાં અથવા બહાર પધરાવતાં થોડો પણ પરિશ્રમ લાગતો નથી. તેમાં પણ જે લોકો ગૃહનો ત્યાગ કરીને નદીના સમીપમાં વસે છે, તેઓને જેમ જલ સુપ્રાપ્ય છે, તેમ જેઓ ગૃહાદિકનો ત્યાગ કરીને અવ્યાવૃત્ત થઈને રહેલા છે, તેઓના તો એ ભાવાત્મક પ્રભુ સન્નિધાનમાં જ રહે છે.

ज्ञानिनां व्यापकत्वेन हृदयस्थो बहिर्नहि ॥
अतो ध्यानादिना कश्चित् श्रमस्तत्र न विद्यते ॥ ११ ॥
भक्तानां भावरूपेण बहिरन्तश्च विभुवि ॥
अतो न तेषां ध्यानादिश्रमः कश्चिदपेक्षितः ॥ १२ ॥

**ભાવાર્થ:**—પ્રભુ સર્વત્ર વ્યાપક છે એમ માનીને જ્ઞાની લોકો અનેક સાધનો કરીને તેને પ્રાપ્ત કરે છે; પરંતુ વ્યાપકરૂપ ભાવનાથી પ્રભુ તેના હૃદયમાં પધારે છે, પણ બહાર પધારતા નથી. હૃદયમાં તો સર્વ સાક્ષી રૂપે વિરાજતા જ હોવાથી જ્ઞાની લોકોને બહુ શ્રમ કરવો પડતો નથી, અર્થાત્ ધ્યાનધારણાદિથી બહુ શ્રમની જરૂર તેઓને નથી, કેમ કે તેઓ જ્ઞાની થઇ ગયેલા છે. ભક્તોના પ્રભુ તો ભાવરૂપ હોવાથી ભાવસ્વરૂપે અંદર અને બહાર બિરાજે છે. એટલે ભક્તોને પણ ધ્યાન વગેરે કરવાનો કોઇ પણ શ્રમ નથી.

अव्यक्तभावना ये तु ज्ञानिनस्ते तु दूरगाः ॥
तेषां चेत् कश्चिदागत्य पाययेत् प्राप्यते तदा ॥ १३ ॥
अतस्तेषामन्यजीवाधीनता सर्वदैव हि ॥

**ભાવાર્થ:**—વ્યાપક અને હૃદયમાં રહેલા પ્રભુને ન ઓળખતાં અવ્યક્તની ભાવના જે જ્ઞાનીઓ કરે છે, તે દૂર જનારા છે, અર્થાત્ સમીપમાં રહેલાં સુપ્રાપ્ય નદીજલને ત્યજીને દૂર રહેનારા છે. તેઓને કોઇ જલ લઈ જઇને પાય તો જ તેઓ જલ પ્રાપ્ત કરી શકે, નહિ તો નહિ. *अव्यक्तं व्यक्तिमापन्नं, अव्यक्ता हि गतिर्दुःखं* ઇત્યાદિ ભગવદ્વાક્યાનુસાર અવ્યક્તની ભાવનાવાળાઓને દુઃખ જ પ્રાપ્ત થાય છે, કોઇ તેઓને જ્ઞાન આપનાર મળે તો જ તેઓ ઠેકાણે આવે. એ કારણથી તેઓ નિરંતર બીજા જીવોને આધીન બનીને રહેલા હોય છે.

गृहस्थितास्तु ये भक्तास्तेषां सान्निध्यदूषणात् ॥ १४ ॥
अतो हरिर्येषु विप्रयोग्येषु स्वजनेषु हि ॥
तत्सान्निध्ये सदा कृष्णः स्वोपभोगाय जायते ॥१५॥

कृष्णाश्रयेव दुःखित्वं तृषयेव तृषावताम् ॥
अन्यथान्तः सता येषु पूर्णः कृष्णो विराजते ॥१६॥
गुणैः सेवादिभिस्तेषां सतां सततसन्निधौ ॥
स्वोपभोगाय कृष्णः स्यात्तद्रासपरिवरोवृगतः ॥१७॥

ભાવાર્થ:—ગૃહ ત્યાગ કરીને નદીના સમીપમાં સ્થિતિ કરવાથી જેમ જલ સુલભ છે, તેમ ગૃહાદિનો ત્યાગ કરનારના સમીપમાં જ પ્રભુ બિરાજે છે, એમ નિરૂપણ કર્યું. હવે જેઓ ગૃહમાં જ રહે છે તેઓને ઉપદેશે છે. ગૃહમાં રહેનારા ભક્તોને સન્નિધિમાં—સમીપમાં રહેનારાઓના દોષ જલદી લાગે છે; તેથી તેઓએ જેમાં પ્રભુ રહેતા હોય, જેમના નેત્રમાં ગિરવરધરલાલ જાગતા હોય તેવા યોગ્ય સ્વજનોમાં, પોતાના જનોમાં રહેવું. એવા ભગવદીય સ્વજનોમાં રહેલા પ્રભુનો ઉપભોગ, અર્થાત્ પ્રભુના સ્વરૂપામૃતનું પાન એ ભગવદીયોના સન્નિધાનમાં રહેવાથી નિરંતર કરી શકાય છે. જેમ શુદ્ધ પયઆદિ પાત્રોમાં ભરી રાખેલું જલ પોતાના ઉપયોગમાં આવે છે, તેમ ભગવદીયોમાં બિરાજતા પ્રભુનો સ્વરૂપાનંદ તેમના સમીપમાં રહેવાથી પ્રાપ્ત થાય છે. ગૃહમાં એવી રીતે નિવાસ કરતાં દુઃખ પ્રાપ્ત થાય તે પણ પ્રભુની આજ્ઞાથી જ, જેમ તૃષાવાળાઓને તૃષાથી દુઃખ થાય છે; તેમ પ્રભુની લગન જેને લાગી છે, તેને દુઃખ પ્રાપ્ત થાય છે, તે પ્રભુ ક્યારે મળે એવી આશાથી થાય છે. આ સમય ક્યારે પ્રાપ્ત થાય છે કે જ્યારે ગૃહમાં ઉપર જણાવેલા ભગવદીય સ્વજનો ન મળે ત્યારે, જેમ કે ગૃહમાં જલ ન હોય અને તૃષા તો લાગી હોય અને પછી જેમ દુઃખ પ્રાપ્ત થાય છે, તેમ ભગવત્સ્વરૂપાનંદનું પાન કરવાને જીવ તલસી રહ્યો હોય અને પ્રભુના સ્વરૂપામૃતનું પાન કરાવી શકે એવા યોગ્ય સ્વજન ન મળે ત્યારે ગૃહમાં સ્થિતિ કરતાં આવી રીતે દુઃખ પ્રાપ્ત થાય છે, માટે બીજો માર્ગ પ્રભુ ઉપદેશે છે. આવું દુઃખ અનુભવી શકતા ન હોય તેઓએ ભગવદીયોની સેવા કરવી. ભગવદીયો કેવા હોવા જોઈએ ? ભગવદીયો એવા હોવા જોઈએ કે જેઓમાં પૂર્ણ પુરુષોત્તમ સદાનંદ પ્રભુ બિરાજતા હોય, તેવા ભગવદીયોના સમીપમાં નિરંતર રહેવાથી અને સેવા વગેરે ગુણોથી તે ભગવદીયોના મુખારવિંદમાં પ્રકટ થતા પ્રભુના સ્વરૂપાનંદનો અનુભવ કરી શકાય. તેવા ભગવદીયોના મુખમાંથી પર્વતની ગુફાઓમાંથી જેમ શીતલ જલ જ નિરંતર ઝર્યાં કરે છે; અને તૃષાતુરોની તૃષાને, તાપથી તપેલાઓના તાપને બુઝાવે છે, તેમ જ ભગવત્સ્વરૂપામૃતનો અખંડ ઝરો ને ભગવદીયોના મુખમાંથી નિઃસરે છે અને પ્રભુને ભજવા ઇચ્છનારાઓના મનોરથો પૂર્ણ કરે છે.

तस्माद्भक्तियुतैर्भक्तिसाधकैस्तु गृहस्थितैः ॥
तादृक्तत्सङ्गसंसक्तैः सदा स्थेयं यतो हरिः ॥१८॥
भक्तसेवानुभूतस्तु नान्यथा सर्वथा भवेत् ॥

ભાવાર્થ:—ઉપર કહેલાં કારણોથી ભક્તિથી યુક્ત અને ભક્તિના સાધકોએ ગૃહમાં રહીને તેવા ભગવદીયોના જ સંગમાં સદા રહેવું. એવા માર્ગમાં પ્રવેશ કરેલા ભગવદીયોએ અને સેવા સિદ્ધ કરવાને ઇચ્છા રાખનારાઓએ ઉપર જણાવેલા મહાનુભાવી ભગવદીયોનો જ

સત્સંગ કરવો; નિરંતર તેમની પરિચર્યા કરતાં કરતાં તેમની જ પાસે રહેવું. એમ કરવાથી પ્રભુનો અનુભવ થાય છે, અન્યથા ન કોઇ પણ ઉપાય કરવાથી ભગવદનુભવ તો ન જ થાય.

भक्तिमार्गपरित्यागं भावेन विरहात्मकम् ॥ १९ ॥
कृत्वा येऽवस्थितास्तेषां जीवदेहेन्द्रियादिषु ॥
प्रविष्टो भगवानेव भावेन विरहात्मकः ॥ २० ॥
कोशवत्तच्छरीरादि प्रतिमेव हरिः स्वयम् ॥
अतस्ते भगवद्रूपास्तेषां सङ्गोऽपेक्षितः ॥ २१ ॥

ભાવાર્થ:—દૂર જનારા જ્ઞાનીઓને એ દોષ પ્રાપ્ત થતો હતો કે તેઓને કોઇ આવીને જલ પીવરાવી જાય અર્થાત કોઇ આવીને તેને સત જ્ઞાન આપે તો જ તેઓનું કલ્યાણ થાય, માટે તેઓ બીજા જીવોને આધીન બને છે. આ જ દોષ ભક્તિમાર્ગમાં પ્રાપ્ત થાય છે, કેમકે તેમાં પણ સત્પુરુષોના સંગનો ઉપદેશ કરવામાં આવ્યો છે અને સત્સંગ વિના કોઇ પણ ઉપાયથી ભક્તિ સિદ્ધ થતી નથી, એમ વારે ઘણી કહેવામાં આવ્યું છે, ત્યારે સત્પુરુષો—ભગવદીયો પણ જીવરૂપ હોવાથી તેઓનો સંગ કરવાની અત્યંત આવશ્યકતા હોવાથી ભક્તિમાર્ગીયને પણ બીજા જીવોને આધીન બનવાનો પ્રસંગ આવ્યો; આ સંશયને મનમાં ધરીને તેનું સમાધાન કરે છે કે:—

ભક્તિમાર્ગીય સંન્યાસ લેનારા ભગવદીયો ભગવદ્રૂપ જ છે. ભક્તિમાર્ગીય સંન્યાસ ભાવવડે લઇ શકાય છે. તે વિરહાત્મક છે. हा नाथ रमण प्रेष्ठ क्वासि क्वासि महाभुज એ ફલ પ્રકરણોક્ત સંન્યાસ, પ્રભુના મહા વિપ્રયોગનો અખંડ અનુભવ પ્રાપ્ત થાય ત્યારે ભક્તિ-માર્ગીય સંન્યાસ થયો કહેવાય. તેવો સંન્યાસ સ્વીકારીને જેઓ રહેલા છે; તેઓના જીવ-દેહ, ઇન્દ્રિય વગેરેમાં સાક્ષાત્ વિરહવહ્નાનલરૂપ ભાવવડે પ્રભુ પ્રવેશ કરે છે. પ્રભુ રસરૂપ હોવાથી શૃંગાર પણ સંયોગ વિપ્રયોગરૂપ દ્વિદલાત્મક,[1] હોવાથી રસાત્મક પ્રભુ ભક્તના દેહેન્દ્રિયાદિમાં પ્રવેશે છે. ભક્તનાં શરીર વગેરે તો તરવારની મ્યાન જેવાં જ છે. જેમ પ્રભુ સાક્ષાત્ પ્રતિમામાં સદ્રૂપ મૂર્તિમાં પ્રવેશ કરે છે અને તે સ્વસ્વરૂપ જ અનુભવાય છે, તેમ જ વિરહાત્મક પ્રભુ જ્યારે દેહેન્દ્રિયાદિકમાં પ્રવેશ કરે છે, ત્યારે ભક્તો ભગવદ્રૂપ થઇ જાય છે, માટે તેઓનો સંગ તો અવશ્ય કરવો અને તેમના આશ્રયથી જીવને આધીન બનવાનો દોષ નથી.

इति श्रीवल्लभाचार्यकृपामात्राभिकांक्षिणा ॥
हरिदासेन विहितो मुदा सत्संगनिर्णयः ॥२२॥

શ્રીવલ્લભાધીશ્વરની કૃપામાત્રની અભિલાષા ધરાવનારા શ્રીહરિદાસપ્રભુવર્યે આ સત્સંગ-નિર્ણય આનંદવડે રચ્યો છે. શ્રીકૃષ્ણાર્પણમસ્તુ.

---

૧ આ વિષે વધારે જાણવાની ઇચ્છા રાખનારાઓએ શ્રીમત્પ્રભુચરણનો [illegible] વાંચવો.

# શ્રીમદ્વલ્લભાચાર્યની જન્મપત્રિકા.

શ્રીમદ્વલ્લભાચાર્યચરણની જન્મપત્રિકા બૃહત્સ્તોત્રસરિત્સાગરના દ્વિતીય ભાગમાં શ્રીમદાચાર્ય-ચરણ વિરચિત ગ્રંથો પછી ૧૪૮ પૃષ્ઠે આપેલી છે. આ જન્મપત્રિકામાં શ્રીમદાચાર્યચરણનું પ્રાકટ્ય સંવત્ ૧૫૩૫ (ગતાબ્દા) શાકે ૧૪૦૦ ના વૈશાખ (ગુજરાતી ચૈત્ર) વદ ૧૧ રવિવારના રોજ ધનિષ્ઠા નક્ષત્રમાં સૂર્યાસ્ત પછી રાત્રિની ઘડી ૬ પળ ૪૪ સમયે થયેલું છે એમ કહ્યું છે, અને કુંડલિ આપેલી છે. શ્રીમદાચાર્યચરણના પૌત્ર શ્રીગોકુલનાથના અનન્ય ભક્ત કલ્યાણ ભટ્ટે રચેલા કલ્લોલ ગ્રંથમાં શ્રીમદાચાર્યચરણનું પ્રાકટ્ય સંવત્ ૧૫૨૯ ના વૈશાખ વદ ૧૧ ના રોજ થયું એમ કહેલું છે. તેથી શ્રીમદાચાર્યચરણનું પ્રાકટ્ય સંવત્ ૧૫૩૫ માં થયું કે ૧૫૨૯ માં એ સંશય રહે છે.

થોડા સમય ઉપર મેં ભક્તિપ્રકરણ પ્રસિદ્ધ કરેલું છે તેના ઉપોદ્ઘાતમાં શ્રીમદાચાર્યચ-રણના પ્રાકટ્યસમય સંબંધી લેખ લખેલો છે. આ લેખમાં ૧૫૨૯ અને ૧૫૩૫ ના વૈશાખ (ગુજરાતી ચૈત્ર) વદ ૧૧ ના રોજની સૂર્યોદય પછી ૭ ઘડી ૪૦ પળની કુંડલિઓ આપેલી છે, પરંતુ તે કુંડલિઓ કેવી રીતે આવી તે દેખાડ્યું નથી. મારા કેટલાક મિત્રોની એવી ઇચ્છા છે કે આ પ્રશ્ન ગંભીર હોવાથી ગણિતનો ભાગ પણ મારે આપવો અને ગ્રહોની ગણત્રી પણ સર્વ સમજી શકે તેવી રીતે આપી કુંડલિ વિષે નિર્ણય કરવો. તેથી આ લેખમાં ગ્રહલાઘવના આધારે આ બે વર્ષના ગુજરાતી ચૈત્ર વદ ૧૧ ના રોજના ગ્રહ ગણી શ્રીમદા-ચાર્યચરણના પ્રાકટ્ય સમય વિષે નિર્ણય કરવાનો પ્રયાસ કરવામાં આવશે.

ભક્તિપ્રકરણના ઉપોદ્ઘાતમાં મેં ૭ ઘડી ૪૦ પળ સગુણદાસના કીર્તનના આધારે લીધેલા છે, અને સગુણદાસ શ્રીમદાચાર્યચરણના સેવક હતા એમ લખેલું છે. કીર્તનનો મને પરિચય નહિ હોવાથી મારા એક મિત્રના લખવા પ્રમાણે મેં એ હકીકત આપી છે, પરંતુ હાલમાં મને જણાવવામાં આવે છે કે સગુણદાસ શ્રીમદાચાર્યચરણના સેવક ન હતા, પરંતુ શ્રીમદ્વિઠ્ઠલનાથ પ્રભુચરણના સેવક હતા, અને તેમણે સૂર્યોદય પછી ૭ ઘડી અને ૪૦ પળ સમય કહેલો નથી પરંતુ રાત્રિના ૭ ઘડી અને ૪૦ પળ કહેલો છે. આ મારી ભૂલ માટે મને ક્ષમા યાચવી યોગ્ય છે, પરંતુ તે ભૂલ મહત્વની નથી. ગ્રહોની ગણત્રી ફરશે નહિ, પરંતુ કુંડલિઓમાં માત્ર લગ્ન ફરશે.

સગુણદાસ રાત્રિની ૭ ઘડી અને ૪૦ પળ પ્રાકટ્ય સમય કહે છે. પરંતુ માધવભટ્ટ કાશ્મીરી "માધવમાસ કૃષ્ણપક્ષ શુભલગ્ન ઉદિત એકાદશી દૂસરો યામ" કહે છે. તેથી સૂર્યોદય પછી બીજા યામમાં પ્રાકટ્ય થયું એમ માધવભટ્ટના કહેવાનો ભાવાર્થ જણાય છે. પ્રસિદ્ધ થયેલી કુંડલિમાં રાત્રિની ૬ ઘડી અને ૪૪ પળ પ્રાકટ્યસમય આપેલો છે. પ્રાકટ્યસમય સત્ય પ્રાપ્ત થાય એ સર્વ વૈષ્ણવ વર્ગની અભિલાષા હોય એ સ્વાભાવિક છે. અમને પણ કોઈ પક્ષનો આગ્રહ નથી, પરંતુ શ્રીમદાચાર્યચરણના પ્રાકટ્યનો યથાર્થ સમય જણાય તેવી ઇચ્છાથી આ લેખ લખવામાં આવે છે. તેમાં ગ્રહલાઘવના આધારથી ગ્રહોની ગણત્રી કરીશું. સામાન્યરીતે જન્મપત્રિકા પ્રસિદ્ધ થયેલી છે તે ઉપર આધાર રાખવો એવી સહજ ઇચ્છા થાય, તેથી પ્રથમ એ પ્રસિદ્ધ થયેલી જન્મપત્રિકાનોજ પ્રાકટ્યસમય લઈ તેમાં આપેલા ગ્રહ જોયા છે અને એ જન્મપત્રિકા ઉપર કોઈ પણ વિશ્વાસ રાખી શકાય તેમ નથી એમ સિદ્ધ કરીશું. પછી ૧૫૨૯ તથા ૧૫૩૫ ના ગ્રહ કરી જોઈ શ્રીમદાચાર્યચરણના પ્રાકટ્યસમય વિષે વિચાર કરીશું. આ લેખમાં કોઈ વૈષ્ણવને કોઈસ્થલે કાંઈ શંકા થાય અથવા વક્તવ્ય હોય તો તે લખી જણા-

ત્યાથી પુષ્ટિભક્તિસુધામાંજ તેનો યોગ્ય ઉત્તર મારી અલ્પ બુદ્ધિને અનુસરી આપીશ, અને એ મારી ભૂલ દેખાડવામાં આવશે તો કોઇપણ પક્ષનો આગ્રહ નહિ હોવાથી આભાર સાથે કબુલ કરી સુધારવામાં આવશે. સર્વ વૈષ્ણવ વર્ગને શ્રીમદાચાર્યચરણના પ્રાકટ્યસમયનો નિર્ણય થાય એવી ઇચ્છા હોયજ. તેથી ખંતથી આ લેખ વાંચી જે કાંઇ વક્તવ્ય હોય તે લખી જણાવવા સર્વને પ્રાર્થના છે.

## પ્રાસ્તાવિક.

સૂર્ય, ચંદ્ર, ભૌમ, બુધ, ગુરુ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ એ ગ્રહો કુંડલિમાં મૂકેલા જોવામાં આવે છે. ગ્રહો આકાશમાં ફરે છે. આ આકાશને "ચક્ર" અથવા "ભચક્ર" કહે છે. આ ચક્રના ૧૨ સરખા ભાગ કરેલા છે. આ દરેક ભાગને "રાશિ" કહે છે. દરેકના રાશિના ૩૦ સરખા ભાગ કરેલા છે, એ દરેક ભાગને "અંશ" કહે છે. દરેક અંશની ૬૦ કલા, અને દરેક કલાની ૬૦ વિકલા થાય છે. ગ્રહો આકાશના અથવા ભચક્રના ક્યા ભાગમાં છે તે આ વિભાગ ઉપરથી જણાય છે.

બાર રાશિઓના નામ અનુક્રમે નીચે પ્રમાણે:—

૧ મેષ ૨ વૃષભ, ૩ મિથુન, ૪ કર્ક, ૫ સિંહ, ૬ કન્યા, ૭ તુલા, ૮ વૃશ્ચિક ૯ ધન, ૧૦ મકર, ૧૧ કુંભ, ૧૨ મીન,

ભચક્ર.



વિશેષ સરલતા માટે ભચક્ર ઉપર આપવામાં આવ્યું છે. મીન રાશિના અંત અને મેષ રાશિના પ્રારંભ પાસે '૦' મૂકેલું છે, કારણ કે ગ્રહ વિગેરે ભચક્રમાં રહેલા સર્વની સ્થિતિ તેઓ આ સ્થલેથી જેટલે દૂર હોય તે ઉપરથી કહેવાનો રીવાજ છે. જેમકે મેષ રાશિના ૨૪ અંશ, ૩ કલા અને ૫ વિકલા ઉપર અમુક ગ્રહ છે તો તે ગ્રહની સ્થિતિ " ૦-૨૪-૩-૫ " કહેવાય છે. આ ગ્રહ ચક્રમાં "૪" નિશાને મેષ રાશિમાં છે. તેજ પ્રમાણે કોઇ ગ્રહ " ૬-૯-૨૫-૩૫ " નો છે એમ કહે તો તે ગ્રહ "૦" ચિન્હથી ૬ રાશિ ૯ અંશ, ૨૫ કલા અને ૩૫ વિકલા દૂર છે એટલે તુલા રાશિમાં " ૫ " ચિન્હ પાસે છે એમ સમજવું.

ભચક્રની ૧૨ રાશિ, અને દરેક રાશિના ૩૦ અંશ છે, એટલે દરેક ગોળમાં ચાર કાટખૂણા અને ૩૬૦ અંશ હોય છે, તેમ ભચક્રમાં પણ ૧૨×૩૦=૩૬૦ અંશ થયા.

ભચક્રના ૧૨ સરખા ભાગ કરી, દરેક ભાગને રાશિ કહી, તેજ પ્રમાણે પુનઃ તે ચક્રના ૨૭ સરખા ભાગ કરી, દરેક ભાગને નક્ષત્ર કહે છે. ૧૨ રાશિના ૨૭ નક્ષત્ર હોવાથી દરેક રાશિ ૨¼ નક્ષત્રની થઇ, ભચક્રના ૩૬૦ અંશના ૨૭ નક્ષત્ર હોવાથી દરેક નક્ષત્ર $\frac{360}{27}=\frac{40}{3}=13\frac{1}{3}$ અંશનું થયું. મેષ રાશિનો પ્રારંભ જ્યાં "૦" મૂકેલ છે ત્યાંથી આરંભી

## ૨૭ નક્ષત્ર નીચે પ્રમાણે.

૧ અશ્વિની, ૨ ભરણી, ૩ કૃત્તિકા, ૪ રોહિણી, ૫ મૃગશીર્ષ, ૬ આર્દ્રા, ૭ પુનર્વસુ ૮ પુષ્ય ૯ અશ્લેષા, ૧૦ મઘા, ૧૧ પૂર્વા ફાલ્ગુની, ૧૨ ઉત્તરા ફાલ્ગુની, ૧૩ હસ્ત ૧૪ ચિત્રા, ૧૫ સ્વાતિ, ૧૬ વિશાખા, ૧૭ અનુરાધા, ૧૮ જ્યેષ્ઠા, ૧૯ મૂલ, ૨૦ પૂર્વાષાઢા, ૨૧ ઉત્તરાષાઢા, ૨૨ શ્રવણ, ૨૩ ધનિષ્ઠા, ૨૪ શતતારા, ૨૫ પૂર્વભાદ્રપદા. ૨૬ ઉત્તરાભાદ્રપદા, ૨૭ રેવતી,

ગ્રહલાઘવમાં શાકે ૧૪૪૨ ના ચૈત્ર શુદ ૧ ના સૂર્યોદયથી ગ્રહની ગણત્રીનો આરંભ કરેલો છે. આ સમયના ગ્રહને " ક્ષેપક " કહેલા છે. આ સમય પછીના કોઇપણ વખતના ગ્રહો કાઢવા હોય તો તે વખત અને આ સમયના અંતરમાં ગ્રહોની જેટલી ગતિ થઇ હોય તેમાં આ ક્ષેપક ઉમેરવાથી ઇષ્ટ વખતના ગ્રહો નીકળે છે. આ સમય પહેલાના કોઇપણ વખતના ગ્રહો કાઢવા હોય તો આ સમય અને તે વખતના અંતરમાં ગ્રહોની જેટલી ગતિ થાય તે આ ક્ષેપકમાંથી બાદ કરવાથી ઇષ્ટ વખતના ગ્રહો નીકળે છે.

## મધ્યમગ્રહ સાધન.

પ્રથમ આપણે પુંડરીકસ્તોત્ર સરિત્સાગર દ્વિતીય ભાગમાં શ્રીમદાચાર્યચરણ વિરચિત ગ્રંથો પછી પૃ. ૧૪૮ માં શ્રીમદાચાર્યચરણની જન્મ પત્રિકા આપેલી છે. તેમાં જન્મકાલ સમયના એટલે સંવત્ ૧૫૩૫ (ગતના) શાકે ૧૪૦૦ ના વૈશાખ ( ગુજરાતી ચૈત્ર ) વદ ૧૧ રવિવાર સૂર્યાસ્ત પછી ૬ ઘડી ૪૪ પલ સમયના ગ્રહ કાઢી કુંડલિ કરવી.

શાકે ૧૪૪૨ પહેલાંનો આ સમય છે. ગ્રહની ગણત્રી કરવામાં પ્રથમ અહર્ગણ કરવો જોઇએ. શાકે ૧૪૪૨ પહેલાંની સમયના અહર્ગણ કરવાની રીત ગ્રહલાઘવના મધ્યમાધિકારના ૧-૨ શ્લોકમાં આપેલી છે.

* " દિવસોનો સમૂહ " એવો આ શબ્દનો અર્થ થાય છે.

द्व्यब्धीन्द्राः शकरहितास्ततो भवाप्तं चक्राख्यं रविहतशेषकं तु हीनम् ।
चैत्राद्यैः पृथगमुतः सद्विघ्नचक्रात्सिद्धाढ्यादमरफलाधिमासयुक्तम् ॥ १ ॥
खत्रिघ्नं तिथियुतं निरग्रचक्रांगांशाढ्यं पृथगमुतो ऽब्धिषट्कलब्धैः ।
ऊनाहैर्वियुतमहर्गणो भवेद्वै वारः प्राक्छरहतचक्रयुगगणोऽस्मात् ॥ २ ॥

ઇષ્ટ શકને ૧૪૪૨ માંથી બાદ કરવો અને શેષ રહે તેને ૧૧ થી ભાગવા. ભાગાકાર આવે તે "ચક્ર" કહેવાય છે, અને શેષ રહે તેને ૧૨ એ ગુણવા. ગુણાકાર આવે તેમાંથી ચૈત્રથી જેટલા મહિના ગયા હોય તે બાદ કરવા, અને શેષ વધે તે મધ્યમ માસગણ કહેવાય છે. મધ્યમ માસ ગણમાં ૨× ચક્ર અને ૨૪ ઉમેરવા અને સરવાળો આવે તેને ૩૩ થી ભાગવા. ભાગાકાર આવે તે અધિક માસ કહેવાય છે. અધિક માસને મધ્યમ માસગણમાં ભેળવવા એટલે સ્પષ્ટ માસગણ થાય. સ્પષ્ટ માસગણને ૩૦ એ ગુણવા અને ગુણાકારમાંથી ચાલતા માસની પડવેથી જેટલી તિથિ ગઇ હોય તે બાદ કરવી. શેષ વધે તેમાં ચક્રને ૬ થી ભાગતાં ભાગાકાર આવે તે ઉમેરવું. સરવાળો થાય તે મધ્યમ અહર્ગણ કહેવાય છે. મધ્યમ અહર્ગણને ૬૪ થી ભાગતાં ભાગાકાર આવે તે ક્ષય દિવસ થાય. મધ્યમ અહર્ગણમાંથી ક્ષય દિવસ બાદ કરવાથી સ્પષ્ટ અહર્ગણ થાય. સ્પષ્ટ અહર્ગણમાં ૫×ચક્ર ઉમેરવાને સરવાળાને ૭ થી ભાગવા. આમ કરતાં જો ૦ વધે તો સોમવાર, ૧ વધે તો રવિવાર ૨ વધે તો શનિવાર એમ પાછળ પાછળનો વાર આવે.

૧૪૪૨−૧૪૦૦ ( ઇષ્ટ શક )=૪૨.

૧૧)૪૨(૩ ચક્ર.
૩૩
૯

૯×૧૨=૧૦૮. અહિં ચૈત્ર વદ ૧૧ હોવાથી ચૈત્ર માસ પણ વ્યતીત થયો નથી.
તેથી ૧૦૮−૦=૧૦૮ મધ્યમ માસગણ

૧૦૮+( ૨×૩ )+૨૪=૧૩૮.

૩૩)૧૩૮(૪ અધિક માસ.
૧૩૨
૬

મધ્યમ માસગણ + અધિક માસ = સ્પષ્ટ માસગણ.

૧૦૮+૪=૧૧૨

૧૧૨×૩૦=૩૩૬૦

અહિં ચૈત્ર માસના શુક્લ પક્ષની ૧૫ તથા કૃષ્ણ પક્ષની દશમ સુધીની ૧૦ એટલે કુલ ૨૫ ગત તિથિ છે.

તેથી ૩૩૬૦−૨૫=૩૩૩૫

ચક્ર
૬)૩(૦
૦

૩૩૩૫+૦=૩૩૩૫ મધ્યમ અહર્ગણ.

૬૪)૩૩૩૫(૫૨ ક્ષય દિવસ.
  ૩૩૨૮
     ૭

| મધ્યમ અહર્ગણ | ક્ષય દિવસ | સ્પષ્ટ અહર્ગણ. |
|---|---|---|
| ૩૩૩૫− | ૫૨= | ૩૨૮૩ |

૩૨૮૩+(૫×૩)=૩૨૯૮.

૭)૩૨૯૮(૪૭૧
  ૩૨૯૭
     ૧

શેષ ૧ હોવાથી ચૈત્ર વદ ૧૧ ના રોજ રવિવાર હતો. આ પ્રમાણે અહર્ગણ ૩૨૮૩ આવે છે.

* શાકે ૧૪૪૨ ના ચૈત્ર શુદ ૧ પહેલાંની મધ્યમ ગ્રહ શોધવાની રીત મધ્યમાધિકારના ત્રીજા શ્લોકમાં કહેલી છે.

चक्रनिघ्नध्रुवोपेताः सक्षेपा द्युगणोद्भवैः ।
खेटैरूनाः स्युरिष्टाहे ऽक्षीन्द्राल्पः शको यदा ॥ ३ ॥

ઇષ્ટ દિવસે ૧૪૪૨ ની શાક ન્યૂન હોય તો ક્ષેપકમાં ચક્ર×ધ્રુવ ઉમેરવાથી અને અહર્ગણથી થતા ગ્રહ બાદ કરવાથી મધ્યમ ગ્રહ થાય છે.

---

* ઇષ્ટ શાક ૧૪૪૨ માંથી બાદ કરતાં શેષ વર્ષ રહ્યા તેને ૧૧ થી ભાગતાં ભાગાકાર આવ્યો તેને ચક્ર કહેલ છે. તેથી ૧૧ વર્ષનું ચક્ર છે એમ સિદ્ધ થાય છે. ક્ષેપકમાં અમુક સ્થલથી ગ્રહ ફરવા માંડે તે ૧૧ વર્ષ સુધી ફરે, તેમાં પૂર્ણ ચક્ર ફરી રહે તે નહિ બનતું, ૧૧ વર્ષના અંતે જે સ્થળેથી ફરવું શરૂ કર્યું હતું ત્યાંથી જેટલો પાછળ રહે તે અંતરને ધ્રુવ કહેલું હોય એમ જણાય છે. હવે ધારો કે ૧૪૪૨ પછીના કોઈ શકના અમુક દિવસના ગ્રહ કરવા છે. ૧૪૪૨ ના ચૈત્ર શુદ ૧ ના ગ્રહ "ક્ષેપક" છે. તેમાં ત્યાર પછીના સમયની ગ્રહની જેટલી ગતિ થાય તે ઉમેરવાથી ઇષ્ટ સમયના ગ્રહ થાય તે સ્વાભાવિક છે. ૧૪૪૨ ના ચૈત્ર શુદ ૧ થી થતા વર્ષ અને અહર્ગણ જેટલા દિવસ ગણીએ એટલે ઇષ્ટ સમય થાય. દરેક ચક્રમાં ગ્રહ ધ્રુવ જેટલો ક્ષેપકમાં પાછળ રહે. તેથી ચક્ર×ધ્રુવ જેટલો તે ચક્રના વર્ષમાં પાછળ રહે, અને અહર્ગણના દિવસમાં તેની જે ગતિ થાય તે ઉમેરવાની રહી. તેથી "ક્ષેપક −(ચક્ર×ધ્રુવ)+અહર્ગણોત્પન્ન ગ્રહ" એ ઇષ્ટ દિવસે મધ્યમ ગ્રહ થાય. તેથી ૧૪૪૨ પછીનો શક હોય તો ક્ષેપકમાં અહર્ગણોત્પન્ન ગ્રહ ઉમેરી ચક્ર×ધ્રુવ બાદ કરવાથી ઇષ્ટ દિવસનો મધ્યમ ગ્રહ થાય. તેથી ૧૪૪૨ પછીના શક માટે ક્ષેપક+અહર્ગણોત્પન્નગ્રહ−(ચક્ર×ધ્રુવ)=મધ્યમ ગ્રહ. ૧૪૪૨ પછીનો શક હોય ત્યારે ક્ષેપકમાં જે ઉમેરવાથી મધ્યમ ગ્રહ થાય તેજ ૧૪૪૨ પહેલાંનો શક હોય તો તેમાંથી બાદ કરવું જોઈએ. માટે ૧૪૪૨ પહેલાંનો શક હોય તો.

ક્ષેપક−[અહર્ગણોત્પન્નગ્રહ−(ચક્ર×ધ્રુવ)]=મધ્યમ ગ્રહ.
ક્ષેપક−અહર્ગણોત્પન્ન ગ્રહ+(ચક્ર×ધ્રુવ)=મધ્યમ ગ્રહ.
ક્ષેપક+(ચક્ર×ધ્રુવ)−અહર્ગણોત્પન્ન ગ્રહ = મધ્યમ ગ્રહ.

આ શ્લોકમાં કહ્યા પ્રમાણે મળી રહે છે. આ ઉપપત્તિ અતિ કઠણ છે. ગણિતનું જ્ઞાન કોઈક કરી તે સમજી શકશે. ગ્રહલાઘવ પ્રમાણે માની લેનારને આ ઉપપત્તિની જરૂર નથી. આ પ્રમાણે મધ્યમગ્રહ ગણવામાં દરેક ગ્રહના ધ્રુવ અને ક્ષેપક જાણવાની જરૂર પડે છે. દરેક ગ્રહના ધ્રુવ અને ક્ષેપક ગ્રહલાઘવના પ્રથમ અધિકારના શ્લોક ૬–૭ તથા ૮ માં કહેલા છે.

खविधुवानपवास्तरणेर्ध्रुवः खमनखा रसषाद्र्य ईश्वराः ।
सितरुचो मम्रुखोऽथ खगायमौ ग्ररकृता गादितो विधुतुङ्गजः ॥ ६ ॥
शैला द्वौ खशरा अगोऽक्षितिमुखो भूवस्वदन्ता विदः ।
केन्द्रस्याब्धिगुणोशवः सुरगुरोः खं पञ्चमा वस्विलाः ।
द्राक्केन्द्रस्य भृगोः कुभक्रयमला राश्यादिकोऽयोम्ननेः ।
शैलाः पञ्चमुखो यमाम्भय इमेऽथ क्षेपका कथ्यते ॥ ७ ॥
रुद्रा गोभ्राः कुवेदास्तपन इह विधो शुक्लिनो गोमुखः पद् ।
तुंगेऽस्मात्यष्टिदेवास्तमसि खमुखोऽगग्नयोऽयो महीजे ।
दिक्छैलाष्टौ शकेन्द्रे विमकलनयमं पूजितेऽद्र्यब्धिभूपाः ।
शीघ्रे केन्द्रे ग्रहाघोऽद्रिनखनव शनौ गोविविस्वर्गमुख्यः ॥ ८ ॥

આ શ્લોકમાં ધ્રુવ અને ક્ષેપક નીચે પ્રમાણે કહેલા છે.

ધ્રુવ.

| નામ. | રવિ. | ચંદ્ર. | ચંદ્રોચ્ચ. | રાહુ. | મંગળ. | બુધકેંદ્ર. | ગુરૂ. | શુક્રકેંદ્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| રાશિ. | ૦ | ૦ | ૯ | ૭ | ૧ | ૪ | ૦ | ૧ | ૫ |
| અંશ. | ૧ | ૩ | ૨ | ૨ | ૨૫ | ૩ | ૨૬ | ૧૪ | ૧૫ |
| કલા. | ૪૯ | ૪૬ | ૪૫ | ૫૦ | ૩૨ | ૨૭ | ૧૮ | ૨ | ૪૨ |
| વિકલા. | ૧૧ | ૧૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

## ક્ષેપક.

| નામ. | રવિ. | ચંદ્ર. | ચંદ્રોચ્ચ. | રાહુ. | મંગળ. | બુધકેંદ્ર. | ગુરુ. | શુક્રકેંદ્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| રાશિ. | ૧૧ | ૧૧ | ૫ | ૦ | ૧૦ | ૮ | ૭ | ૭ | ૫ |
| અંશ. | ૧૫ | ૧૫ | ૧૭ | ૨૭ | ૭ | ૨૫ | ૨ | ૨૦ | ૧૫ |
| કળા. | ૪૧ | ૬ | ૩૩ | ૩૮ | ૮ | ૩૩ | ૧૬ | ૫ | ૨૧ |
| વિકળા. | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |

આપણે શાકે ૧૪૦૦ ના ચૈત્ર વદ ૧૧ રવિવારના ગ્રહ કરવા છે. ચક્ર ૩ અને અહર્ગણ ૩૨૮૩ આવે છે. તેથી ક્ષેપકમાં ચક્રધ્રુવ એટલે ૩ધ્રુવ ઉમેરી તેમાંથી અહર્ગણથી ઉત્પન્ન થતા ગ્રહ બાદ કરવાથી મધ્યગ્રહ આવશે. તેથી ધ્રુવને ૩ થી ગુણી તેમાં ક્ષેપક પ્રથમ ઉમેરીએ. ગુણાકાર તથા સરવાળા કરતાં ૧૨ રાશિથી અધિક રાશિ આવે તો ૧૨ રાશિ મજરે લેવી, કારણ કે બાર રાશિનું ચક્ર પૂરું થાય છે

| ગ્રહ. | રવિ. | ચંદ્ર. | ચંદ્રોચ્ચ. | રાહુ. | મંગળ. |
|---|---|---|---|---|---|
| ક્ષેપક. | ૧૧-૧૫-૪૧-૦ | ૧૧-૧૫—૬—૦ | ૫-૧૭-૩૩-૦ | ૦-૨૭-૩૮-૦ | ૧૦—૭—૮-૦ |
| ચક્રધ્રુવ. | ૦—૯-૨૭-૩૩ | ૦-૧૧-૧૮-૩૩ | ૩—૮-૧૫-૦ | ૯—૮-૩૦-૦ | ૫-૧૬-૩૬-૦ |
| સરવાળો. | ૧૧-૨૫-૮-૩૩ | ૦—૦-૨૪-૩૩ | ૮-૨૫-૪૮-૦ | ૧૦—૬—૮-૦ | ૩-૨૩-૪૪-૦ |

| ગ્રહ. | બુધકેંદ્ર. | ગુરુ. | શુક્રકેંદ્ર. | શનિ. |
|---|---|---|---|---|
| ક્ષેપક. | ૮-૨૫-૩૩-૦ | ૭—૨-૧૬-૦ | ૭-૨૦—૫-૦ | ૫-૧૫-૨૧-૦ |
| ચક્રધ્રુવ. | ૯-૧૦-૨૧-૦ | ૨-૧૮-૫૪-૦ | ૪-૧૨—૬-૦ | ૧૦-૧૭—૬-૦ |
| સરવાળો. | ૫—૫-૫૪-૦ | ૯-૨૧-૧૦-૦ | ૦—૨-૧૧-૦ | ૮—૨-૨૭-૦ |

આ સરવાળામાંથી ૩૨૮૩ દિવસના થતા ગ્રહ બાદ કરવાથી ઇષ્ટસમયના મધ્યમ ગ્રહ થશે. તેથી ૩૨૮૩ અહર્ગણથી ઉત્પન્ન થતા ગ્રહ શોધવા જોઈએ.

स्वस्नगरुघ्नीनो युग्मो ऽर्कबुधशुक्राः ।
स्वातिथिद्रवगणोनो लिप्तिकास्वंशकायाः ॥
गणमनुहतविरिन्दुः स्वाद्रिभूभागहीनः ।
स्वमनुहतगणोनो लिप्तिकास्वंशपूर्वः ॥ १० ॥ અધિકાર ૧.

અહર્ગણમાંથી તેનો ૭૦ મો ભાગ બાદ કરવો. શેષ રહે તે. અંશ માનવા. વળી અહર્ગણને ૧૫૦ થી ભાગવા, અને ભાગાકાર આવે તેને કલા માની ઉપર કહેલા શેષમાંથી ઘટાડવી. આ પ્રમાણે કરવાથી જે ફલ આવે તે અહર્ગણોત્પન્ન રવિ, બુધ અને શુક્ર છે.

અહર્ગણને ૧૪ થી ગુણવા ને ગુણાકારનો ૧૭ મો ભાગ તેમાંથી બાદ કરવો. શેષ રહે તે અંશ માનવા. વળી અહર્ગણને ૧૪૦ થી ભાગવા અને ભાગાકાર આવે તે કલા માની ઉપર કહેલા શેષમાંથી ઘટાડવી. આ પ્રમાણે કરવાથી જે ફલ આવે તે અહર્ગણોત્પન્ન ચંદ્ર છે.

આને બીજગણિતના સ્વરૂપમાં ગોઠવીએ. ધારો કે क અહર્ગણની સંખ્યા છે.

અહર્ગણોત્પન્ન રવિ, બુધ, અથવા શુક્ર$=क^{\circ}-\frac{क^{\circ}}{७०}-\frac{क}{१५०}^{\prime}$ *

અહર્ગણોત્પન્નચંદ્ર$=१४क^{\circ}-\frac{१४क^{\circ}}{१७}-\frac{क}{१४०}^{\prime}$

અહિં અહર્ગણ એટલે क ૩૨૮૩ છે.

તેથી અહર્ગણોત્પન્ન સૂર્ય, બુધ, અથવા શુક્ર$=३२८३-\frac{३२८३^{\circ}}{७०}-\frac{३२८३}{१५०}^{\prime}$

$=३२३५^{\circ}-४४^{\prime}-७^{\prime\prime}$ આની રાશિ કરતાં

$=१०७-२५-४४-७=११-२५-४४-७$

રવિક્ષેપક અને ચંદ્ર×ધ્રુવનો સરવાળો પાછળ ૧૧–૨૫–૮–૩૩ આપેલ છે. તેમાંથી અહર્ગણોત્પન્ન રવિ ૧૧–૨૫–૪૪–૭* બાદ કરીએ તો ઇષ્ટ દિવસના પ્રાતઃકાલનો મધ્યમ રવિ થાય છે તેથી મધ્યમ રવિ, બુધ, શુક્ર ૧૧–૨૯–૨૪–૨૬ આવે છે. તેવીજ રીતે અહર્ગણોત્પન્ન ચંદ્ર$=१४\times३२८३^{\circ}-\frac{१४\times३२८३^{\circ}}{१७}-\frac{३२८३}{१४०}^{\prime}=१-२७-५७-४४$

ચંદ્રક્ષેપક+ચંદ્રધ્રુવ પાછળ ૦–૦–૨૪–૩૩ આપેલ છે તેમાંથી આ અહર્ગણોત્પન્ન ચંદ્ર ૧–૨૭–૫૭–૪૪ બાદ* કરતાં બાકી ૧૦–૨–૨૬–૪૯ મધ્યમ ચંદ્ર થાય છે.

नवहृतदिनसंघर्मंद्रतुंगं लवाद्यं ।
भवति खनगमघुक्तक्रमोपेतलिप्तम् ॥

* ° ચિન્હ અંશનું છે. ' કિલાનું અને '' વિકલાનું ચિન્હ છે.
* બાદબાકી થઈ ન હોય તો આખું ચક્ર એટલે ૧૨ રાશિ ઉમેરવી.

खाग्न्युद्भवो दिनगणोंशमुखः शनिः स्यात् ।
षट्पंचमूर्छनगणात्फललिप्तिकाद्यः ॥

અહર્ગણોત્પન્ન શનિ=$\frac{\text{અં}}{૩૦}\times\frac{\text{ક}}{૬૫૬}$=૧-૧૮-૪૭-૪
શનિ ક્ષેપક+ચક્ર×ધ્રુવ=૮-૨-૨૭-૦
મધ્યમ શનિ=૪-૧૨-૩૮-૫૧.

શાકે ૧૪૦૦ ના ચૈત્ર વદ ૧૧ ના રોજ પ્રાતઃકાલના આ મધ્યમ ગ્રહ થયા પરન્તુ આપણે તે દિવસના સૂર્યાસ્ત પછી રાત્રિની ઘડી ૬ અને ૪૪ પલના ગ્રહ શોધવાના હોવાથી તે સમયના મધ્યમ ગ્રહ જોઇએ. દિવસ જેટલી ઘડી પળનો હોય હોય તેમાં ૬ ઘડી ૪૪ પળ ઉમેરવાથી ઇષ્ટ ઘડી પળ મળશે. સૂર્યોદયથી પછીજ ઇષ્ટ ઘડી પળ આપવાનો સામાન્ય રીતે રીવાજ છે, પરંતુ અહિં સૂર્યાસ્ત પછીના ઘડી પળ આપેલા હોવાથી તેમાં આપણે સૂર્યોદયથી સૂર્યાસ્ત સુધીના એટલે આખા દિવસના ઘડી પળ ઉમેરવા જોઇએ તેથી શાકે ૧૪૦૦ ના ચૈત્ર વદ ૧૧ નો દિવસ શ્રીમદાચાર્યચરણના પ્રાકટ્યના સ્થલે કેટલી ઘડી પળનો હતો તે આપણે શોધવું જોઇએ.

દિવસના ઘડી પળ શોધવા પ્રથમ સૂર્ય ( પ્રાતઃકાલનો ) સ્પષ્ટ કરીએ. પ્રાતઃકાલનો મધ્યમ સૂર્ય ૧૧-૨૯-૨૪-૨૬ છે એ આપણે પાછળ શોધ્યું છે. હવે આ મધ્યમ સૂર્ય ઉપરથી સ્પષ્ટ સૂર્ય કરીએ.

दोस्त्रिभोनं त्रिभोर्ध्वं विशोध्यं रसेभ्यस्ततोऽस्काधिकंस्याद्गुणोनंत्रिभं ।
कोटिरेकैकं त्रिभिभिः स्यात्पदं सूर्यमंदोच्चमंशाद्रयोंशा भवेत् ॥ १७ ॥

ત્રણ રાશિથી ન્યૂન ગ્રહ હોય તો તે ભુજ કહેવાય છે. ત્રણ રાશિથી અધિક હોય તો ૬ રાશિ અને ગ્રહમાં જેટલું અંતર હોય તે ભુજ કહેવાય છે, નવ રાશિથી અધિક ગ્રહ હોય તો ૧૨ રાશિમાંથી તેને બાદ કરતાં શેષ રહે તે ભુજ કહેવાય. ત્રણ રાશિમાંથી ભુજને બાદ કરીએ તો શેષ રહે તે કોટિ કહેવાય છે. ત્રણ ત્રણ રાશિનું પદ* કહેવાય છે (આટલી હકીકત સર્વ ગ્રહને સમાન લાગુ પડે છે )

સૂર્યનું મંદોચ્ચ ૭૮ અંશ એટલે ૨ રાશિ ૧૮ અંશ એટલે ૨-૧૮-૦-૦ છે.

मंदोच्चं ग्रहवर्जितं निगदितं केंद्रं तदाख्यं बुधैः ।
केन्द्रे स्यात्स्वमृणं फलं क्रियतुलाद्येयो विधेयं रवेः ॥
केन्द्रेतद्भुजभागखेचरलवोनघ्ना नखास्ते पृथक् ।
तद्दोर्शोननगेषुभिः परिहृतास्तेंशादिकं स्यात्फलम् ॥१८॥

મંદોચ્ચમાંથી મધ્યમગ્રહ બાદ કરીએ એટલે ગ્રહનું મંદકેંદ્ર થાય મંદકેંદ્ર ઉપરથી મંદ ફલ કાઢવું. જો કેંદ્ર મેષ રાશિથી કન્યારાશિ સુધીમાં હોય તો આ ફલ ધન (positive) જાણવું. અને કેંદ્ર તુલારાશિથી મીનરાશિ સુધીમાં હોય તો ઋણ ( negative ) જાણવું. સૂર્યના મંદકેંદ્ર ઉપરથી સૂર્યનું મંદફલ કાઢવાની રીત નિચે પ્રમાણેઃ—

* Quadrant.

કેંદ્રની ભુજ કરવી, અને ભુજના અંશ કરવા. આ ભુજાંશને ૫ થી ભાગવા અને ભાગાકાર આવે તે ૨૦ માંથી બાદ કરવો. આ બાદબાકીને ભુજાંશના ૫ મા ભાગથી ગુણવા આ ગુણાકાર જુદો રાખવો. વળી આ ગુણાકારના ૫ મા ભાગને ૫૭ માંથી બાદ કરવા, અને બાદબાકી આવે તે વડે જુદા રાખેલા ગુણાકારને ભાગવા. જે ભાગાકાર આવે તે સૂર્યનું અંશાદિ મંદફલ છે.

આને બીજ ગણિતના રૂપના આકારમાં ગોઠવીએ ધારો કે ભુજના અંશ ક છે.

$$\text{તો સૂર્ય મંદફલ} = \frac{\frac{\text{ક}}{\text{૫}}\left(\text{૨૦}-\frac{\text{ક}}{\text{૫}}\right)}{\text{૫૭}-\frac{\text{ક}}{\text{૨૫}}\left(\text{૨૦}-\frac{\text{ક}}{\text{૫}}\right)}$$

પ્રાતઃકાલ અથવા સૂર્યોદય સમયનો મધ્યમ સૂર્ય ૧૧−૨૯−૨૪−૨૬ તેને સૂર્યના મંદોચ્ચ ૨−૧૮−૦−૦ માંથી બાદ કરતાં ૨−૧૮−૩૫−૩૪ સૂર્યનું મંદકેંદ્ર થયું. મંદકેંદ્ર ત્રણ રાશિથી ઓછું હોવાથી ભુજ છે. તેના અંશ ૭૮−૩૫−૩૪ થયા.

તેનો નવમો ભાગ = ૮−૪૩−૫૭

૨૦ માંથી બાદ કરતાં = ૧૧−૧૬−૩

આ નવમા ભાગ અને બાદબાકીનો ગુણાકાર = ૯૮−૨૩−૩૬ આ મંદફલનો અંશ થાય છે.

આ ગુણાકારનો નવમો ભાગ = ૧૦−૫૫−૫૭

૫૭ માંથી બાદ કરતાં = ૪૬−૪−૩ આ મંદફલનો છેદ થાય છે

$$\text{તેથી મંદફલ} = \frac{\text{૯૮−૨૩−૩૬}}{\text{૪૬−૪−૩}} = \text{૨−૮−૪}$$

મંદકેંદ્ર ( ૨−૧૮−૩૫−૩૪ ) મિથુનરાશિમાં એટલે મેષથી કન્યા સુધીમાં હોવાથી મંદફલ ધન છે.

તેથી મધ્યમ સૂર્ય ૧૧−૨૯−૨૪−૨૬ માં મંદફલ ૨−૮−૪ ઉમેરવાથી મંદસ્પષ્ટ સૂર્ય ૦−૧−૩૨−૩૫ થયો.

મંદસ્પષ્ટ સૂર્યમાં અયનાંશ ઉમેરવાથી સાયન સૂર્ય થાય છે. તેથી અયનાંશ પ્રથમ લાવીએ

वेदाब्ध्यब्ध्यूनः खरसहृतः शकोऽयनांशाः ॥ २१ ॥

શક વર્ષમાંથી ૪૪૪ બાદ કરતાં બાકી રહે તેને ૬૦ થી ભાગતાં અયનાંશ આવે છે. તેથી શક ૧૪૦૦ માંથી ૪૪૪ જતાં બાકી ૯૫૬ રહ્યા તેથી ૬૦ થી ભાગતાં ૧૫ અંશ−૫૬ કળા આવ્યા તે અયનાંશ થયા.

૦−૧−૩૨−૩૫ મંદસ્પષ્ટ સૂર્ય
૧૫−૫૬−૦ અયનાંશ
________________
૦−૧૭−૨૮−૩૫ સાયન સૂર્ય.

સાયન સૂર્ય ઉપરથી "ચર" નીકળે છે. ચર લાવવા માટે પ્રથમ પલભા અને ચર ખંડ કરવા જોઇએ.

**मेषादिगे सायनभागसूर्ये दिनार्धजाभा पलभा भवेत्सा ।**
**त्रिस्था हता स्युर्दशभि र्भुजंगै र्दिग्भिश्चराद्धानि गुणोद्धृतान्त्या ॥१०॥**

જ્યારે સાયન સૂર્ય મેષ રાશિના આરંભમાં હોય તે દિવસે સમાન ભૂમિપર બાર અંગુલ શંકુ રાખતાં તેની જે છાયા પડે તેને પલભા કહે છે. પલભાને ૧૦, ૮, અને $\frac{10}{3}$ થી અનુક્રમે ગુણવા અને ગુણાકાર આવે તે ચરખંડ કહેવાય છે.

શ્રીમદાચાર્યચરણનું પ્રાકટ્ય નાગપુર પાસે થએલું હોવાથી નાગપુરની પલભા આપણે લેવી જોઇએ. પલભાઓ કાઢવાની રીત ઉપર દર્શાવેલી છે, પણ નાગપુર ગયા વિના તે પલભા નીકળે નહિ. તેથી ગુજરાતીના પંચાંગમાં પલભાઓ મોટા મોટા શહેરની આપેલી છે. તેમાં નાગપુરની પલભા ૪–૩૮ એટલે ૪ આંગળ અને ૩૮ પ્રતિ આંગળ આપેલી છે તે લઇએ* પલભાને અનુક્રમે ૧૦, ૮ અને $\frac{10}{3}$ થી ગુણ્યા તો ૪૬॥, ૩૭$\frac{1}{5}$, ૧૫$\frac{1}{3}$ આવ્યા. અપૂર્ણાંક મટી દઇએ તો ચરખંડ ૪૬, ૩૭, ૧૫ આવ્યા.

ચરખંડ ઉપરથી ચર લાવવાની રીતઃ—

**स्यात्सायनोष्णांशुभुजर्क्षसंख्यचरार्द्धयोगो लवभोग्यघातात् ।**
**खाग्न्याप्तियुक्तस्तु चरं धनर्णं तुलाजषड्के तपनेऽन्यथाऽस्ते ॥**

સાયન સૂર્યની ભુજની રાશિના આંકડા જેટલા ચરખંડનો સરવાળો કરવો. પછીના ચરખંડથી અંશાદિને ગુણી ૩૦ થી ભાગી તેમાં એટલે ચર થાય છે. તુલાથી આરંભી ૭ રાશિ સુધીમાં સાયનસૂર્ય હોય તો ચર ધન, અને મેષથી આરંભી ૭ રાશિ સુધીમાં હોય તો ઋણ—સૂર્ય અસ્ત હોય તે તેથી ઉલટું તુલાદિ ૭ રાશિમાં ઋણ અને મેષાદિ ૭ રાશિમાં ધન ચર જાણવો.

સાયનસૂર્ય ૦—૧૭—૨૮—૩૫; ચરખંડ ૪૬, ૩૭, ૧૫.

સાયનસૂર્ય એજ ત્રણ રાશિથી ન્યૂન હોવાથી ભુજ છે. ભુજની રાશિ ૦ છે. તેથી એકે ચરખંડ લીધો નહિ. અંશાદિ ૧૭–૨૮–૩૫ ને પ્રથમ ચરખંડ ૪૬ થી ગુણી ૩૦ થી ભાગ્યા તો ૨૭ આવ્યા. તેજ ચર થયા. તેથી ચર ૨૭ છે. અપૂર્ણાંક ૦॥ સુધી મટી દેવો ને ૦॥ થી વધારે હોય તો ૧ લેવો). સૂર્ય મેષાદિ ૭ રાશિમાં હોવાથી તે ઋણ છે.

**देयं तद्घरमरुणे विलिप्तिकासु ॥ २१ ॥**

મંદસ્પષ્ટસૂર્યની વિકલામાં ચર ધન હોય તો ઉમેરવો, અને ઋણ હોય તો બાદ કરવો. આથી સૂર્યસ્પષ્ટ થાય છે.

| | |
|---|---|
| મંદસ્પષ્ટસૂર્ય | ૦—૧—૩૨—૩૫ |
| ચર | ૨૭ |
| સ્પષ્ટસૂર્ય | ૦—૧—૩૨—૮ |

આ સ્પષ્ટસૂર્ય સૂર્યોદય સમયનો છે, પરંતુ આપણે સૂર્યાસ્ત પછીના ૬ ઘડી ૪૮ પળના ગ્રહ કરવા છે. તેથી પ્રથમ દિવસ કેટલો હતો તે શોધવું છે.

गोलौ स्तः सौम्ययाम्यौ क्रियघटरसभे खेचरेऽथायने ते ।
नक्रात्कर्काच्च षड्भेऽयनचरपलयुक्तोनास्तु पंचेंदुनाड्यः ॥
घस्रार्द्धं गोलयोः स्यात्तद्युतखगुणाः स्याच्च निशार्द्धं ॥२१॥

બે ગોલ છે. ઉત્તર અને દક્ષિણ. સાયન રવિ મેષાદિ ૭ રાશિમાં હોય ત્યારે ઉત્તર ગોલમાં છે, અને તુલાદિ ૭ રાશિમાં હોય ત્યારે દક્ષિણ ગોલમાં છે. તેજ પ્રમાણે બે અયન છે. મકરથી આરંભી ૭ રાશિ સુધી ઉત્તરાયણ, અને કર્કથી આરંભી ૭ રાશિ સુધી દક્ષિણાયન—ચરને પલ કલ્પવી, અને સાયનસૂર્ય ઉત્તર ગોલમાં હોય તો ૧૫ ઘડીમાં ઉમેરવી અને દક્ષિણ ગોલમાં હોય તો ૧૫ ઘડીમાંથી બાદ કરવી એટલે દિનાર્ધ અથવા અર્ધ દિવસ આવે છે. તેને ૩૦ ઘડીમાંથી બાદ કરવાથી અર્ધરાત્રિ આવે છે.

અહિં સાયનસૂર્ય ઉત્તર ગોલમાં હોવાથી દિનાર્ધ=૧૫ ઘડી અને ૨૭ પલ તેથી આખો દિવસ=૩૦ ઘડી ૫૪ પલ. તેમાં રાત્રિની ગત ઘડી ૬ ને પળ ૪૮ ઉમેરતાં, સૂર્યોદયથી ઇષ્ટ સમય ૩૭ ઘડી ૩૮ પળ આવે છે.

આપણે સૂર્યોદય પછી ૩૭ ઘડી ૩૮ પળના ગ્રહ કરવા છે. સૂર્યોદય સમયના મધ્ય-ગ્રહ કરેલા છે. તેમાં ૩૭ ઘડી ૩૮ પળની દરેક ગ્રહની મધ્યમ ગતિ ઉમેરવાથી ઇષ્ટ સમયના મધ્યમ ગ્રહ આવશે. દરેક ગ્રહની એક દિવસની એટલે ૬૦ ઘડીની મધ્યમ ગતિ નીચે પ્રમાણે છે.

गोक्षागजा रविगतिः शशिनोऽभ्रगोश्वाः पञ्चाग्नयोऽथ परिलास्पय तच्चभुक्तिः ॥१४॥
राहोरर्य कुशशिनोऽसृज इन्दुरामास्तर्काश्विनोऽपयलकेंद्र नवोऽर्यदिस्माः ॥
लिप्ता जिनो विकलिकाश्च गुरोः शराः स्वं शुक्रस्य शुक्रकेंद्रगतिरद्रिगुणाः शनेर्द्वे ॥ १५ ॥

અહિં દરેક ગ્રહની મધ્યમગતિ નીચે પ્રમાણે કહેલી છે.

| નામ. | સૂર્ય. | ચંદ્ર. | ચંદ્રોચ્ચ. | રાહુ. | મંગલ. | બુધકેંદ્ર. | ગુરુ. | શુક્રકેંદ્ર | શનિ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| કલા. | ૫૯ | ૭૯૦ | ૬ | ૩ | ૩૧ | ૧૮૬ | ૫ | ૩૭ | ૨ |
| વિકલા. | ૮ | ૩૫ | ૪૧ | ૧૧ | ૨૬ | ૨૪ | ૦ | ૦ | ૦ |

એક દિવસની એટલે ૬૦ ઘડીની દરેક ગ્રહની મધ્યમ ગતિ અહિં આપેલી છે તે ઉપરથી ૩૭ ઘડી ૩૮ પળની ગતિ કરતાં નીચે પ્રમાણે આવે છે.

સૂર્ય = ૩૭'–૫"
ચંદ્ર = ૮°–૧૫'–૫૨"
ચંદ્રોચ્ચ = ૪'–૧૨"
રાહુ = ૨'–૦"
મંગલ = ૧૯'–૪૩"
બુધકેંદ્ર = ૧°–૫૬'–૫૫"
ગુરુ = ૩'–૮"
શુક્રકેંદ્ર = ૨૩'–૧૨"
શનિ = ૧'–૧૫"

સૂર્યોદય સમયના મધ્યમ ગ્રહ આપણે પ્રથમ કરેલા છે તેમાં આ ૩૭ ઘડી ૩૮ પળની ગતિ ઉમેરવાથી ઇષ્ટ સમયના મધ્યમ ગ્રહ થશે. રાહુની ગતિ નિરંતર વક્ર હોવાથી સૂર્યોદય સમયના રાહુમાંથી તેની ૩૭ ઘડી ૩૮ પળની ગતિ બાદ કરવાથી ઇષ્ટ સમયનો રાહુ થશે.

**ઇષ્ટ સમયના મધ્યમ ગ્રહ.**

| રવિ. | ચંદ્ર. | ચંદ્રોચ્ચ. | રાહુ. |
|---|---|---|---|
| ૧૧-૨૯-૨૪-૨૬ | ૧૦-૨-૨૬-૪૯ | ૮-૨૦-૧૪-૨૬ | ૪-૦-૮-૧૫ |
| ૩૭-૫ | ૮-૧૫-૫૨ | ૪-૧૨ | ૨-૦ |
| ૦-૦-૧-૩૧ | ૧૦-૧૦-૪૨-૪૧ | ૮-૨૦-૧૮-૩૮ | ૪-૦-૬-૧૫ |

| મંગલ. | બુધકેંદ્ર. | ગુરૂ |
|---|---|---|
| ૬-૧૩-૨૦-૩ | ૫-૧૦-૩૯-૨૪ | ૦-૧૮-૨૧-૫૪ |
| ૧૯-૪૩ | ૧-૫૨-૫૫ | ૩-૮ |
| ૬-૧૩-૩૯-૪૬ | ૫-૧૨-૩૨-૧૯ | ૦-૧૮-૨૫-૨ |

| શુક્રકેંદ્ર. | શનિ. |
|---|---|
| ૪-૧૮-૨-૮ | ૪-૧૨-૩૯-૫૬ |
| ૨૩-૧૨ | ૧-૧૫ |
| ૪-૧૮-૨૫-૨૦ | ૪-૧૨-૪૧-૧૧ |

---

## स्वमार्गना सिद्धान्त

રાગ ભૈરવી. તાલ દીપચંદી:—

માયા મારે માર, કૃષ્ણ બીન માયા મારે માર.
અહંતા મમતાત્મક મિથ્યા સંસાર,
જગત્ સત્ય નિર્માણ. ૧
જગત્ જીવ અંતર્યામી અક્ષર, એવું કૃષ્ણને માન. ૨
પરાત્પર પરબ્રહ્મ શ્રીકૃષ્ણ, એ નિર્ગુણ પ્રમાણ. ૩
શિવ વિષ્ણુ ને બ્રહ્મા ઇત્યાદિક, એતો સગુણ તું જાણ. ૪
જીવ માત્ર છે અંશ પ્રભુનો વ્યાપક માને જ્ઞાન. ૫
સચ્ચિદાનંદ અક્ષર બ્રહ્મ જે, ધામ શ્રીકૃષ્ણનું જાણ. ૬

---

*અક્ષાંશ ઉપરથી પણ પલભા નીકળી શકે છે. "अक्षच्छायेपुण्यक्षमाया: कृतिरथमलवांने यमाप्तापक्तांशा:" ૨૨–આ સૂત્ર પ્રમાણે અ અક્ષાંશ હોય અને પ પલભા હોય તો

$$અ = ૫ પ—\frac{પ^૨}{૧૪} \therefore પ^૨—૫૦પ+૧૦અ=૦$$

અ=અક્ષાંશ નકશા પરથી જણાય છે. નાગપુરના અક્ષાંશ ૨૧°–૧૧' છે તે ઉપરથી પ પણ નીકળી શકે છે.

સર્વ વેદનો સાર શ્રીકૃષ્ણ, હરિસેવા સ્વધર્મ સુજાણ. ૭
આત્મનિવેદન શરણ વિના નહિ, વિશ્વધર્મમાં પ્રમાણ. ૮
કૃષ્ણ બીન મોસોં કછુ ન પરત હૈ, એ છે અંગીકાર. ૯
દાસ કુંવર "બા" કરે વિનતિ, બાળને શ્રીગિરિધાર. ૧૦

# ॥ श्रीबालकृष्णो जयति ॥

## પ્રાચીન કીર્તનો કાકા શ્રીવલ્લભજીકૃત.

### શ્રીનાથજીનું કીર્તન (રાગ બીલાવલ)

કુંજ દ્વારકાકે સખી પીય,
દેખિ વદન ચિત ચોરી લિયોહે
તનક વિલોકિ ગયો તન હિય ૧

વામ ભુજ તન ચિત ચોરી મોતન
દક્ષન ભુજ ગહી મંદ સંભાર
વક ભોંહ ચચ્ચલ અનિયારે
નૈન બાણ જ્યોં કરત માર ૨

રેખીયાલ હરજી અધરાવલિ
વરમચંદ ધુજ ફહરાત
દેખત બને કહત નહીં આવે
સુંદર નાગર સાંવલગાત ૩

કંચુક સરીર ભયો ગુરજનમેં
આપ દેખે વિન કહન પરાત ॥
સો ઉપચાર કરો મેરી સજની
નિરખી દાસ વારને જાત ૪

### ॥ ચતુર્ભુજદાસજી કૃત કીર્તન ॥

### ॥ શ્રીનવનીત પ્રિયાજીનું કીર્તન ॥ [રાગ બીલાવલ]

હોંવારી નવનીતપ્રિયા ॥
નિત ઉઠી દેન ઉરહની આવત, ચોરી લાવત મોપજીયા ॥૧॥
તુમ અભિરામ સંગ મિલકે સુત ઘર આગન ખેલો દોઉ ભૈયા ॥
નિરખિ નિરખિ નૈન સચું પાઉં, પ્રાણ જીવન ઘનશ્યામ બધૈયા ॥૨॥
જો ભાવે સોસે ઉભેરે મોહન, માખન મિશ્રી દૂધ મલૈયા ॥
ચત્રભુજ ગિરધર હાંકે ઘર, તુમ બૂતે કછુ અધિક સવૈયા ॥૩॥

श्रीकृष्णाय नमः

# श्रीसर्वोत्तमजी विषे श्रीगोविंदस्वामीकृत पदो.

( अनुसंधान वर्ष ५ पृष्ठ १७८. )

ભૂલથી ચતુર્થ પદનું મુદ્રણ રહી ગયેલું હોવાથી અહિં આપવામાં આવે છે.

राग बिलावल.

मति लघुक दुर्बोध जानि जिय[1] कीयो सुबोध श्रीविठ्ठलेश ।
शत अष्टोत्तर नाम दाम दे महा अघ[2] हर्यो मिटायो क्लेश ॥ १ ॥
पदो सुनो चित्तमां चिंतन करो कछु माते धरो चिताको लेश ।
एक रसना कहों कहां बरनों थकी[3] शारदा सहस्रमुख शेष ॥ २ ॥
यह अवतार न काहू बरन्यो[4] श्रुति स्मृति शास्त्र पुराण विशेष ।
दैवि जन उद्धरनको प्रकटे सूतक गोविंद प्रभु श्रीमत्केश ॥ ३ ॥ ४ ॥

અહિંથી પ્રત્યેક નામના ભાવનું એકેક પદ છે.

राग बिलावल.

आनंदरूप श्रीवल्लभको अपने जिय जानो ।
ओर सबे तुम छांडी[5] दे इनहीको मानो ॥१॥
तीन लोकमां कोनहि पटतरको आवे ।
देव कोटि तेत्रीशमां कोउ पार न पावे ॥ २ ॥
आनंद नाम रसना रटो अर्थ हि बिचारी ।
दैये गोविंद जन जप कीये पुष्टि पदारथ चारि ॥३॥

## श्रीसर्वोत्तमस्तोत्र.

( અનુસંધાન ગતાંક ૮, પ૦ ૫૪ ૧૭૫ ).

આ પ્રમાણે ૭ શ્લોકથી કહ્યાંત પૂર્ણ પીઠિકા નિરૂપણ કરીને સ્તોત્રની શરુઆત કરેછે. નામ નિરૂપણ પ્રસ્તાવમાં તેના હેતુભૂત સ્વરૂપનું સ્મરણ થયે તદ્‌ઉનિત આનંદભરથી, સ્વરૂપમાં કેવલ આનંદ તત્ત્વની સ્ફૂર્તિથી પ્રથમ આનંદ નામથીજ નામ નિરૂપણ કરે છેઃ—

आनंदः परमानंदः श्रीकृष्णास्यं कृपानिधिः ।
दैवोद्धारप्रयत्नात्मा स्मृतिमात्रार्तिनाशनः ॥ ७ ॥

આ શ્લોકથી શ્રીમદાચાર્યચરણનાં નામનિરૂપણનો આરંભ થાય છે. આ શ્લોકમાં પ્રથમ ૭ નામ છે. ૧ આનંદઃ, ૨ પરમાનંદઃ, ૩ શ્રીકૃષ્ણાસ્યં, ૪ કૃપાનિધિઃ, ૫ દૈવોદ્ધારપ્રયત્નાત્મા; ૬ સ્મૃતિનાશનઃ

---

૧. હૃદયમાં, ૨. પાપ, ભક્તિમાં પ્રતિબંધ. ૩ થાકમાં,—શારદા અને સહસ્ર મુખવાળા શેષ જેનું વર્ણન કરવા થાકમાં તો પછી એક રસના (જીભ) કેવી રીતે વર્ણી શકે? ૪. વર્ણવ્યો. ૫. ત્યાગી, છોડી.

નામનો નમનપૂર્વક જપ કરવો હોય તો નામની ચતુર્થી વિભક્તિ કરી તે આગળ નમઃ શબ્દ મૂકી નીચે પ્રમાણે જપ કરવો.

१ आनंदाय * नमः, २ परमानंदाय नमः, ३ श्रीकृष्णास्याय नमः, ४ कृपानिधये नमः, ५ दैवोद्धारप्रयत्नात्मने नमः, ६ स्मृतिमात्रार्तिनाशनाय नमः ।

**આનંદઃ** આનંદમાત્રકરપાદમુખોદરાદિ વિગ્રહ વિભૂતિના સંસ્મરણના પરામર્શથી આનંદાનુભવ જ પ્રાપ્ત હોવાથી આનંદ એમ નામ ધરાય છે.

નામનિરૂપણ પ્રસ્તાવમાં સ્વરૂપે કલ્યમાં પ્રવેશ કર્યો. સ્વરૂપને માટે જેઓ આનંદરૂપ જોઈ તે કહ્યું આનંદરૂપ જ છે.

અત્ર પ્રથમ શ્લોકમાં કહી ગયા તે પ્રમાણે પ્રાકૃત—લૌકિક ધર્મના અનાશ્રય અને અપ્રાકૃત અલૌકિક નિખિલ—સર્વ ધર્મવિશિષ્ટ શ્રીમદાચાર્યચરણનાં સ્વરૂપનો દર્શન થયો તેથી કેવલ આનંદઃ એમ નામ ધર્યું.

આનંદમાં બે પદ છે ૧ આ અને ૨ નંદ.

આ=સમંતાત્=ચારે ઓરથી, નંદયતિ=સમૃદ્ધિ આપે છે, સ્વભક્તાન્=સ્વભક્તોને તેથી આનંદઃ સ્વભક્તોને ચારે ઓરથી સમૃદ્ધ આપે છે તેથી આપશ્રી આનંદ કહેવાય છે.

અથવા આ=ઈષત્=ન્યૂન નંદ=વ્રજાનંદ છે જેઓશ્રીથી વ્રજાનંદ પણ ન્યૂન છે ન્યૂનતા તો પ્રાકૃત જ છે. શ્રીકૃષ્ણ—પિતૃત્વ બન્નેમાં સમાન છે, પરંતુ સ્વયં શ્રીમદાચાર્યચરણ અપ્રાકૃત છે, જ્યારે નંદરાયજી પ્રાકૃત છે. શ્રીમદાચાર્યચરણ શ્રીજી શ્રીવિઠ્ઠલનાથના પિતા છે અને તેમ જ નંદરાયજી પણ શ્રીકૃષ્ણચંદ્રના પિતા છે, પણ બન્નેમાં તારતમ્ય એ છે કે શ્રીમદાચાર્યચરણ અપ્રાકૃત છે અને નંદરાયજી પ્રાકૃત છે; અર્થાત્ નંદરાયજી આ રીતે શ્રીમદાચાર્યચરણથી ન્યૂન છે અને તેથી તેઓનું નામ આનંદ છે.

આ=ચારે બાજુ નંદ=આનંદ જેઓથી થાય છે તે આનંદ. લીલાર્થ આનંદ જેનાથી આવે છે તે.

અત્ર નામનિરૂપણમાં મુખ્ય સ્વરૂપવાચક પણ નામ આવ્યા કરે છે. સંયોગ વિપ્રયોગના ભેદથી રસ દ્વિવિધ છે. સંયોગની પૂર્વ વિપ્રયોગ છે. તેથી આનંદ નામવડે પ્રથમ સંયોગરૂપ કહે છે. સંયોગમાં જેટલો આનંદ અનુભવાય છે તેટલા જ આનંદરૂપ આનંદ એટલે સંયોગાનંદ.

'આચાર્ય મને[1] જાણો' એમ ભગવદ્વાક્યથી, 'શ્રીગોપીજન વલ્લભ[2] એવા આચાર્યમાં વિશ્વાસ હોય તો' એમ સ્વોક્તિથી અને 'વસ્તુતઃ [3]કૃષ્ણ જ છે' એમ પ્રભુચરણની ઉક્તિથી શ્રીમદાચાર્યચરણને ભગવદ્રૂપત્વ છે. 'ઉંચો હસ્ત[4] કરીને પુરુષ ભક્તને બોલાવે છે.' આના (શ્રીમદ્ભાગવતના) ધારણ [5]માત્રથી કૃષ્ણ નિશ્ચે ધારણ થાય છે.' ઇત્યાદિ નિબંધોક્તિથી શ્રીમદ્ભાગવત પણ શ્રીકૃષ્ણરૂપ છે. ધર્મજ્ઞાનાદિસહિત કૃષ્ણ સ્વધામ[6] પધાર્યા એટલે કલિમાં અજ્ઞાન જેઓની દૃષ્ટિ નષ્ટ થઈ છે તેઓને માટે આ પુરાણાર્ક (શ્રીમદ્ભાગવતરૂપી સૂર્ય) ઉદય થયો છે. 'શ્રીભાગવત રૂપથી* કૃષ્ણ જ બિરાજે છે' ઇત્યાદિ વાક્યથી પણ શ્રીમદ્-

* આ પ્રમાણે વાક્યક્રમની સમજ ખાતર દરેક શ્લોકમાં આવતાં નામ નિરૂપણ કરવામાં આવશે.

१ आचार्यं मां विजानीयात्. २ यदि चेदस्ति विश्वासः श्रीगोपीजनवल्लभे. ३ वस्तुतः कृष्ण एव. ४ ऊर्ध्वहस्तः पुरुषो भक्तमाकारयत्युत. ५ एतद्धारणमात्रेण कृष्णो भवति वै धृतः. ६ कृष्णे स्वधामोपगते धर्मज्ञानादिभिः सह । कलौ नष्टदृशामेष पुराणार्कोऽधुनोदितः. * श्रीभागवतरूपेण कृष्ण एवावतिष्ठते. ।

ભાગવતને ભગવદ્રૂપત્વ છે. તેમાં (શ્રીમદ્ભાગવતમાં) દશવિધ લીલા નિરૂપણ કરી છે. તેઓના કર્તા શ્રીમદાચાર્યચરણ જ છે, કારણકે પોતે શ્રીકૃષ્ણાસ્ય છે. શ્રીઅંગમાં શ્રીમુખની પ્રધાનતા છે. ઓણ મુખ્ય બન્નેનું કાર્ય મુખ્યમાં કહેવાય. લીલામાં નિરોધલીલા મુખ્ય છે. શ્રીમદાચાર્યચરણ રાસલીલૈકતાત્પર્ય છે. રાસલીલા નિરોધલીલામાં હોવાથી દશમસ્કંધાનુસાર નામનું વ્યાખ્યાન ઉચિત છે અને તે જ પ્રમાણે શ્રીમત્ પ્રભુચરણે આજ્ઞા કરી છે.

[1]શ્રીભાગવતના સુંદર પ્રતિપદના ભાવકિરણથી ભૂષિત શ્રીવલ્લભ નામની મૂર્તિ નિજ દાસનું સૌભાગ્ય વિસ્તારો. તેથી સંપૂર્ણ શ્રીભાગવતના અર્થને જણાવનાર પુરુષોત્તમસહસ્ર-નામ પણ નિરોધલીલા બોધક છે. '[2]શ્રીમદ્ભાગવતનો અર્થ તો આનંદરૂપ હરિની લીલા છે' એમ શ્રીમદાચાર્યચરણે આજ્ઞા કરી છે. અને 'તે જ[3] એક અર્થ સાત પ્રકારે અવિરોધથી જાણે તે મુક્ત થાય છે' એમ પણ આજ્ઞા કરી છે તેથી સ્કંધાદિમાં (સ્કંધ, પ્રકરણ, અધ્યાય, વાક્ય, પદ, અક્ષરમાં) તે જ અર્થ પ્રતિપાદ્ય છે; માટે તદ્બોધક નામ કહે છે આનંદ, આનંદરૂપ અથવા આનંદ જનક. સ્કંધાર્થરૂપથી આનંદરૂપતા, અધ્યાયાર્થરૂપથી આનંદ જનકતા. દશમસ્કંધમાં જન્મપ્રકરણમાં પ્રથમ અધ્યાયમાં પરીક્ષિતના પ્રશ્નથી શ્રીશુકને આનંદ થયો છે અને તેથી શુકદેવજી કહે છે કે રાજર્ષિઓમાં શ્રેષ્ઠ તમારી બુદ્ધિ સારી વ્યવસાયવાળી થઇ છે[4] જેથી તમારી નૈષ્ઠિક રતિ (પ્રીતિ) વાસુદેવ કથામાં થઈ છે. બ્રહ્માદિને ભગવદ્ અવતારના શ્રવણથી, ભૂમિને આશ્વાસનથી, દેવકીવસુદેવને આકાશવાણીથી અને સ્વગૃહમાં ભગવત્ પ્રાકટ્ય થશે તેના શ્રવણથી, આનંદ થયો. તેથી આ આનંદ નામ દશમ સ્કંધાર્થ તથા તેમાંના પ્રથમાધ્યાયાર્થ બોધક છે.

---

## ગ્રન્થાવલોકન.

**१. भक्तिहंस, व्याख्यात्रितयानुगत, संशोधन कर्ता भट्ट वल्लभशर्मा, मु॰ मू॰ इत्यादि प्रकटकर्ता शुद्धाद्वैतसिद्धान्तकार्यालय.**

ભક્તિહંસ શ્રીમદાચાર્યજીના દ્વિતીય પુત્ર શ્રીમદ્ વિઠ્ઠલેશ્વરનો પ્રકટિત સુંદર નામાનુગ્રણ ગ્રન્થ છે. આ ગ્રન્થ ઉપર ત્રણ ટીકાઓ છે. (૧) શ્રીગુસાંઇજીના પાંચમા લાલજી શ્રીરઘુનાથ વિરચિત **भक्तितरंगिणी**, (૨) શ્રીગુસાંઇજીના ત્રીજા લાલજી શ્રીબાલકૃષ્ણજીથી પાંચમી પેઢીએ પ્રકટ થયેલા શ્રીપુરુષોત્તમજીની ટીકાનું નામ તીર્થ છે. (૩) વિવેક નામની ટીકા પણ શ્રીપુરુષોત્તમજીની જ વિરચિત છે. મૂલ ગ્રન્થ તથા ટીકાત્રયના નામપણ સ્વસ્વ પ્રયોજન દર્શાવે છે. ભક્તિરૂપ હંસનું નિવાસસ્થાન ભક્તિરૂપ તરંગિણી (નદી) ઉપર છે. તેમાં પ્રવેશ કરવાને તીર્થ—આવારો—જોઇએ—તેથી શ્રીપુરુષોત્તમજીએ 'તીર્થ' પ્રકટ કર્યું નદી તટે અનેક તીર્થ હોવાથી, તેમ નદી કીનારે અનેક હંસસદશ પક્ષીઓ હોવાથી, તેનો વિવેક પ્રકટ કર્યો. અર્થાત્ 'વિવેક'થી તીર્થનો વિવેક કરીને, તદ્દ્વારા ભક્તિતરંગિણી (નદી)માં પ્રવેશ કરીને વિવેકપૂર્વક ભક્તિહંસનું દર્શન કરાવવું એ જ આ સુંદર ટીકાત્રયસમેત ગ્રન્થનું પ્રયોજન છે. ગ્રન્થનું મંગલાચરણ પણ ગ્રન્થનો સાર સંગ્રહે છે.

---

१ श्रीभागवतप्रतिपद्मणिवरभावांशुभूषिता मूर्तिः श्रीवल्लभाभिधा नस्तनोतु निजदासस्य सौभाग्यम्. २. श्रीभागवतार्थस्तु आनन्दस्य हरेर्लीला. ३ एकार्थं सप्तधा जानन्नविरोधेन मुच्यते. ४ सम्यग्व्यवसिता बुद्धिस्तव राजर्षिसत्तम, वासुदेवकथायां ते यज्जाता नैष्ठिकी रतिः.

मन्त्रोपासनवैदिकतान्त्रिकदीक्षार्चनादिविधिभिर्यः ।
अस्पृष्टो रमते निजभक्तेषु स मेऽस्तु सर्वस्वम् ॥१॥

પ્રભુ મન્ત્રથી, વા ઉપાસનથી, વા, વૈદિક તાન્ત્રિક દીક્ષા અર્ચન કે વિધિથી પ્રાપ્ત થતા નથી, તે સર્વથા અસ્પૃષ્ટ રહીને નિજભક્તોમાં નિરન્તર ખેલે છે એ પ્રભુ ને કેવલ શુદ્ધ ભાવાત્મક ભક્તિથી પ્રેમથી પ્રાપ્ત થાય છે તે મારૂં સર્વસ્વ થાઓ.' ભક્તિહંસનો આ વિષય છે, ને આ જ તાત્પર્યનું ઊહાપોહપૂર્વક ગ્રન્થમાં તેમ ટીકામાં સ્પષ્ટીકરણ કર્યું છે. શ્રી દિગન્તવિજયી શ્રીપુરુષોત્તમજીને ભક્તતારસ્વાદાવલી યોજવામાં આ જ ગ્રન્થ માર્ગદર્શક થઈ પડ્યા છે એ યોગ્ય લાગે છે.

આવો સુંદર ગ્રન્થ, સંપ્રદાયનું હસ્ત પ્રકટ કરનારો ગ્રન્થ ગણુ ટીકા સહિત સુંદર રીતે પ્રકટ કરવાને જે પરિશ્રમ સંશોધનકર્તા ભટ્ટ મગનલાલશર્માએ લીધો છે તે સ્તુત્ય છે. ઉક્ત ગ્રન્થ નિર્ણયસાગરમાં પ્રકટ થયેલો હોવાથી એની સુંદરતામાં વૃદ્ધિ થઈ છે. ગ્રન્થનું સંશોધન પણ અસંતોષપ્રદ નથી, એટલુંજ નહિ પરન્તુ સંશોધન કર્તાએ જે પરિશ્રમ લીધો છે તેનું સ્પષ્ટ સૂચન કરે છે. આ ગ્રન્થ આવી સુંદર રીતે પ્રકટ થયેલો જોઈને અને વૈષ્ણવોને આ ગ્રન્થનો પરિચય અવશ્ય થવો જોઈએ એ હેતુથી ઉક્ત ગ્રન્થનું સરલ ભાષાન્તર પુષ્ટિભક્તિસુધામાં આરંભ્યું છે. આ ભાષાન્તરના સાહાય્યથી અભ્યાસક મૂલ સંસ્કૃત ગ્રન્થનો પરિચય કરી શકશે. ઉક્ત ગ્રન્થની સર્વાંગસુંદરતાનું દર્શન કરીને એમ કહ્યા વિના નથી ચાલતું કે આ ગ્રન્થનો સંગ્રહ પ્રત્યેક સંસ્કૃતજ્ઞ વૈષ્ણવ વા અવૈષ્ણવ જો કરશે, તો તેનો દ્રવ્યનો ખરેખરો પારમાર્થિક સદુપયોગજ થયેલો ગણાશે, અને સંસ્કૃતથી અનભિજ્ઞ વૈષ્ણવ જો સ્વરૂપભાવનાથી ઉક્ત ગ્રન્થ સ્વગૃહમાં પધરાવશે, તો તેટલા દ્રવ્યનો ભગવદુપયોગ જ થયેલો ગણાશે. અમારી તો ઇચ્છા છે કે પ્રત્યેક વૈષ્ણવે આ ગ્રન્થ યદ્યપિ ગ્રન્થ સંસ્કૃત છે તો પણ સ્વગૃહમાં, જો શક્તિ હોય તો, અવશ્ય પધરાવવો. અત્ર 'શક્તિ હોય' એમ કહેવાનું કારણ છે. ઉક્ત ગ્રન્થનું પ્રમાણ માત્ર ૭૨ પત્ર છે, ને આટલા નાના ગ્રન્થના ૧૪ આના વૈષ્ણવોને આપવા ક્વચિત્ ભારે પડે. શા. મગનલાલ શાસ્ત્રીએ પ્રસ્થાન રત્નાકર નિર્ણયસાગરમાં છાપ્યો છે,-ને તેના પત્ર પણ ૭૨ જ છે, અને પુસ્તકનું કદ પણ સુપરરોયલ છે. તેટલોજ જો અધિક નહિ તો પરિશ્રમ સંશોધનકર્તાએ તેમાં કર્યો છે, પરન્તુ તેનું ન્યોછાવર માત્ર આઠ આના જ છે. આજ (ભક્તિહંસ) ગ્રન્થ જો નિર્ણય-સાગર પ્રેસે પ્રકટ કર્યો હોત તો આનું મૂલ્ય બહુ બહુ તો ૭ આનાથી વિશેષ ન થાત. શુદ્ધાદ્વૈતસિદ્ધાન્તકામીજનના ચાલકોએ અને શુભેચ્છકોએ અવશ્ય સ્મરણમાં રાખવું જોઈએ કે ગ્રન્થના પ્રસારની વૃદ્ધિ ગ્રન્થના ન્યોછાવરની ન્યૂનતાના પ્રમાણમાં હોય છે. મૂલ તો આપણા વૈષ્ણવો 'સંસ્કૃત ગ્રન્થ છે એને શું કરીએ' એમ ભૂલ્યા પડે છે,' તેમાં જ્યારે આમ ન્યોછા-વર પણ પ્રમાણથી 'અતિશય લેવાતું' જુએ ત્યારે ઉક્ત ગ્રન્થનો, ન સમજવા છતાં પણ સંગ્રહ કરવાનું કહેતા આપણને, અતિ ઉત્સાહ હોવા છતાં, પણ સંકોચ સંકોચાવું પડે છે. આ કહેવાનો હેતુ એમ નથી કે ઉક્ત ભટ્ટજી આમાંથી દ્રવ્યસંચય કરવા માગે છે. આપણા વૈષ્ણવોનો સ્વભાવ જે ગ્રન્થસંગ્રહની વિરુદ્ધ છે, ને તેમાં આવો સંસ્કૃત ગ્રન્થ બહુ બહુ પ્રયત્ન થાય તો પણ પાંચ દશ વર્ષે વેચાઈ જાય ત્યારે ખરો, ને તેટલા સમયમાં ઉધાઈ વગેરેનો પણ ભોગ થઈ પડે. અર્થાત્ લાભ તો આમાં અસંભવ જેવો જ છે. વસ્તુસ્થિતિ

આમ હોવાથી શુદ્ધાદ્વૈત–સિદ્ધાન્ત–કાર્યાંશના શુભેચ્છકોને સૂચના છે કે ગ્રન્થ જેમ બને તેમ અલ્પ નોછાવરે વૈષ્ણવોને આપો. ઉક્ત ભટ્ટજીનો આ પ્રથમ પ્રયાસ છે, ને તેથી એમના જ કહેવાથી લાગે છે કે રૂ. ૬૮૦) વા ૭૦૦) ખર્ચ થયો છે, પરન્તુ ભવિષ્યમાં પ્રકટ થતા ગ્રન્થોમાં આવી 'prohibitive price' રાખવામાં નહિ આવે તો સંપ્રદાયનું શ્રેય વિશેષ થતા સંભવ છે. 'Benares Sanskrit Series' વાળા ૧૦૦ પૃષ્ઠના પુસ્તકનું પુંઠા ઉપર રૂ. ૧) નોછાવર લખે છે, તે ધોરણથી આ ગ્રન્થનું નોછાવર ૧૪ આના વિશેષ ન કહેવાય, પરન્તુ ઉક્ત સીરીઝના ગ્રન્થો જેમણે લીધેલા છે તેમને ખબર છે કે તે મોકા રૂ. ૧) ને બદલે માત્ર આના ૧૦) ચાર્જ કરે છે, ને બહુ તો ૧૨) આના અને ક્વચિત્ જો રૂ. ૧) ચાર્જ કરે છે એમ સત્ય સ્વીકારીએ તો પણ તે લોકોની દૃષ્ટિ વ્યાપારની છે જ્યારે આપણી દૃષ્ટિ ગ્રન્થપ્રસારની છે. ઉક્ત દૃષ્ટિભેદ હોવાથી આપણે તો ગ્રન્થનું જેમ બને તેમ મૂલ્ય અલ્પ જ રાખવું જોઇએ. આતો ભવિષ્યની સૂચનાઓ છે, આ ભક્તિહંસના સંબંધમાં, જેમાં વિશેષ ખર્ચ થયો છે, તેમાં શું કરવું ? આ સંબંધ નીચેથી સૂચના છે. શ્રીનાથદ્વારના તિલકાયિત શ્રીગોવર્ધનલાલજીએ ગ્રન્થપ્રસિદ્ધિ અને પ્રસારને માટે રૂ. ૨૫૦૦૦) ની રકમ શ્રીગોકુલનાથજી ઉપર મોકલી છે એમ શ્રવણ કર્યું છે, શ્રીગોકુલનાથજી સ્વતઃ ગ્રન્થ પ્રસિદ્ધિ અને તત્પ્રસાર ઇચ્છે છે, ને તેને સારુ યથાશક્તિ પ્રયત્ન કરે છે. તેથી જો બલભદ્ર-શર્મા ઉક્ત ગોસ્વામીશ્રીઓને જો આ પ્રકારની વિનતિ કરે કે આપશ્રી આ ગ્રન્થ સ્વતઃ ખરીદી લઇને અલ્પ નોછાવરથી—ચારથી છ આનાથી—વૈષ્ણવોમાં પ્રસારો, અથવા તો વિના મૂલ્યે પણ—જેમ બાઇબલ આપવામાં આવે છે તેમ—અધિકારીને દાન કરો—તો અમારો નિશ્ચય છે કે ભટ્ટજી જેઓ ઉક્ત ગોસ્વામિચરણના 'કૃપાપાત્ર' છે, તેમની આ શુભ વિનતિનો કદાપિ અસ્વીકાર થાય. ગ્રન્થનું મુદ્રણ કરવાને આપણને ગમે તેટલો ખર્ચ થાય તેટલો ખર્ચ વૈષ્ણવો કનેથી કેમ લઇ શકાય ? એજ ગ્રન્થનું જો ઘેઇ ફરીથી મુદ્રણ કરે તો ચાર આનાથી વિશેષ નોછાવર ન પડે. આમ નોછાવરના સંબંધમાં આગ્રહપૂર્વક લખવાનું પ્રયોજન માત્ર એટલું જ છે કે આમ અતિશય નોછાવર રાખવાથી બલભદ્રશર્માએ લીધેલો પરિશ્રમ વૈષ્ણવોમાં અપરિચિત રહેવાનો ભય રહે છે. ઉક્ત ભટ્ટજી ઉક્ત ગોસ્વામિશ્રીઓના ઉત્તેજનથી અથવા પોતાના જે અન્ય ગ્રન્થો પ્રસિદ્ધ કરવાના છે, તે ગ્રન્થોના મૂલ્યના સંબંધમાં આ સૂચનાનો સ્વીકાર કરશે એમ આશા રાખીશું.

ગ્રન્થનું મુદ્રણ પ્રાયઃશુદ્ધ અને સ્વચ્છ છે. નૂતન ગ્રન્થનું સમુદ્ધરણ કરવામાં ભટ્ટ બલ-ભદ્ર શર્માને ક્વચિત્ આત્મકીર્તિનો—લેખક તરીકેની—કીર્તિનો ભોગ આપવો પડ્યો છે, છતાં પણ આ આત્મભોગ અન્યપ્રકારે સાંપ્રદાયિક સાહિત્યના પ્રકાશના ઇતિહાસમાં એમનું નામ નિઃસ્વાર્થતાને લીધે વિશેષ ઝળકવાથી લાભપ્રદ વસ્તુતઃ છે. પંડિત ગટ્ટૂલાલના કરતા પણ ભટ્ટજીની આ પ્રવૃત્તિ વિશેષ પ્રશસ્ય છે. બલભદ્ર શર્માની માફક પંડિત ગટ્ટૂલાલે સ્વતઃ કોઈ પણ પ્રાચીન ગ્રંથ મુદ્રિત કર્યો હોય એમ જાણ્યામાં નથી, જો કે આમા ક્વચિત્ કારણ એમની પ્રજ્ઞાચક્ષુતા પણ હોય. પરન્તુ જ્યારે આપણે જોઇએ છીએ કે સત્સિદ્ધાન્તમાર્તણ્ડ અને ભાસ્વતશક્તિ જેવા મહાન્ સ્વગ્રન્થો મુદ્રિત કર્યા, અને પ્રાચીન એક પણ મુદ્રિત ન કર્યો ત્યારે એમ અનુમાન કરવામાં આવે કે બલભદ્ર શર્માની પ્રવૃત્તિ પં. ગટ્ટૂલાલના કરતાં વિશેષ નિઃસ્વાર્થ હોવાથી, વિશેષ સ્તુત્ય છે, તો તે સર્વથા અસંમત તો નથી જ.

ભક્તિહંસ તથા ટીકાઓ-શોધવામાં બહુ પ્રયત્ન ભટ્ટજી શર્માજીએ કર્યો છે એ તો પ્રત્યક્ષ છે. પરન્તુ જેમ એમણે વિષયાનુક્રમ યોજ્યો છે તેમ જો મૂલ ગ્રન્થમાં વિષયોનું સૂચન કરવાને ખંડ પાડ્યા હોત તો ગ્રન્થ અભ્યાસકોને સુલભ થાત. ભાષ્યાદિ ગ્રન્થો સૂત્રને અનુસરીને લખાતા હોવાથી 'ખંડો' ત્યાં સુલભ નથી, પરન્તુ આવા સ્વતંત્ર ગ્રન્થોમાં આ કાર્ય અર્થહીન નથી, પરન્તુ પ્રાયઃ લાભપ્રદ જ છે. આ ગ્રન્થમાં બહુ વાક્યનો ઉપન્યાસ થયેલો જોવામાં આવે છે, તેથી જો એ વાક્યો ક્યાંનાં છે એમ દર્શાવવામાં આવ્યું હોત તો ગ્રન્થની ઉપયુક્તતા વધત. આ કાર્ય શ્રીમદ્ભાગવતાદિના પ્રતિદિન પાઠ કરનારને કઠિન નથી. બીજું આ ગ્રન્થની ટીકાઓમાં બહુવાર આપેલું પ્રશ્નાર્થ (?) ચિહ્ન જોઈએ છે. એ ચિહ્નનું પ્રયોજન ભટ્ટજીએ પ્રસ્તાવનામાં જણાવ્યું છે છતાં અમને તો એ ચિહ્ન અમુક સ્થલે શા હેતુથી યોજાયલું છે એનો વિચાર સહજ ઉદ્ભવતાં ગ્રન્થના અનુસન્ધાનમાં સ્ખલન પહોંચે છે. આવા ચિહ્નોનો આ મહાન્ અવગુણ છે. કેટલેક સ્થલે તો એ (?) ચિહ્ન હોવા છતાં પણ એની ઉચિતતાની શંકા પણ થાય છે. આ સિવાય મૂલ ગ્રન્થ તથા ટીકાઓનું શોધન પ્રાયઃ શુદ્ધ હોવાથી ભટ્ટજીનો પરિશ્રમ ધન્યવાદપાત્ર છે.

આ ગ્રન્થના આરંભમાં ભટ્ટજી શર્માજીએ એક ઉપોદ્ઘાત પણ લખ્યો છે. ઉપોદ્ઘાત સંસ્કૃતમાં જ છે, અને બહુ પ્રયાસનો પરિણામ લાગે છે. ( It is laboured, there is no easy in expression ) મૂલ ગ્રન્થ ભક્તિહંસ અને તેની ટીકાઓની ભાષા વાંચ્યા પછી ઉપોદ્ઘાતમાં વિશેષ રોચક નથી, પરન્તુ એક બે વાત ખાસ ધ્યાન ખેંચે છે. 'यद्यपि बाध मंगलाचिना स्वत एव कपस्कं परकेन पि भाष्येनापमपगताधिरता-माय पन्थाः किन्तु श्रीमदाचार्यचरणैरेव प्रकटीकृतः' અત્ર ભટ્ટજી શર્મા પુષ્ટિમાર્ગનું પ્રાકટ્ય નિત્ય એક શ્રીમદાચાર્યજીએ કર્યું છે એમ સ્પષ્ટ છે એમ કહી, અન્યનો નિષેધ કરે છે, તે ઉપરથી એમનો વિષ્ણુસ્વામિસંપ્રદાયનો આગ્રહ શિથિલ થયાનું અનુમાન થાય છે, અને તે ઉક્ત ભટ્ટજીના સત્સાહસને માટે એમને ધન્યવાદ આપીશું.

ઉપોદ્ઘાતમાં શ્રીપુરુષોત્તમજીનો શ્રીરઘુનાથજીનો પરિચય કરાવ્યો હોત તો ઠીક થાત. શ્રીમદાચાર્યજીને ગુસાંઈજીના મતવિરોધિનો પરિહાર સ્વાનુભવસિદ્ધ હોવાથી રુચિકર છે.

ભક્તિહંસનો, ભક્તિતરંગિણીનો, તીર્થનો અને વિવેકનો એમ ચતુર્વિધ વિષયાનુક્રમ ગ્રન્થના આરંભે શોભે છે.

એકંદરે ઉક્ત ગ્રન્થ સર્વ પ્રકારે આદરણીય છે. અન્તમાં ભટ્ટજી સાંપ્રદાયિક નામસેવા આવી ઉત્તરોત્તર અધિક કરો, અને તેને વાસ્તે પ્રભુ એમને અપેક્ષિત સર્વ સામગ્રીનું દાન કરો એજ શુભેચ્છા દર્શાવીશું.

# पुष्टिभक्तिसुधा.

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनूं स्वाम् ॥१॥
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ २ ॥
भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परन्तप ॥ ३ ॥

વર્ષ ૬.] શ્રીકૃષ્ણાબ્દ ૫૧૪૦. જ્યેષ્ઠ, આષાઢ કૃષ્ણ ૧૧. શ્રીવલ્લભાબ્દ ૪૩૮. [ અંક ૩-૪.

તંત્રી તથા પ્રકાશક,

વાડીલાલ નગીનદાસ શાહ. બી. એ. એલ્.એલ્. બી. વકીલ, હાઈકોર્ટ-મુંબઈ.

---



---

Printed by Somalal Mangaldas Shah at the Gujarat Printing Press Panch Kuva, Ahmedabad and published by Vadilal N. Shah B.A. LL.B. 3rd Bhoiwada, Bhuleshwar, Bombay.

जीवसमानपर्यायप्रकरणे निरूपितं, श्रुतिस्तु स वा एष तस्मिन्संप्रसादे रत्वा चरित्वा दृष्ट्वैव पुण्यं च पापं च प्रतिन्यायं प्रतियोन्याद्रवति बुद्धान्तायैवेति सः जीवः वै निश्चयेन एषः स्वयंज्योतिः संप्रसादे सुषुप्तिस्थाने रत्वा क्रीडित्वा सता संपरिष्वज्य चरित्वा तदानन्दं भुक्त्वा दृष्ट्वैव पुण्यं च पापं च चकारात्तदुभय-फलभूते सुखदुःखे स्वाप्ने नाडीष्वनुभूय प्रतिन्यायं आयोः गमनं नितरामायो न्यायः पूर्वगमनप्रातिकूल्येन गमनं प्रातिन्यायः तद्यथा स्यात्तथा प्रतियोनि यतः संप्रसादे समागतस्तत्स्थानं योनिस्तल्लक्षीकृत्य आद्रवत्यागच्छति बुद्धान्ताय जाग-रणायेत्यर्थः ।

रमणं स्वरूपानन्दानुभवः आनन्दभुगिति श्रुतेः, चरणमीश्वरसंपत्तिः सता सोम्य तदा संपन्नो भवतीति श्रुतेः, पुण्यदर्शनमानन्दानुभवः पुण्यस्यानन्दफलत्वात् सुखमहमस्वाप्समित्यनुभवात्, पापस्याज्ञानफलत्वेन पापदर्शनमज्ञानानुभवः, न किञ्चिदवेदिषमित्यनुभवादिति केचिदूचुः ।

तत्रैवं सन्देहः, नाडीभ्यः पुनर्हृदयदेशं गत्वा भगवतः सकाशात् समागत्य जागर्तीति आहोस्विद्यत्र स्थितस्तत्र जागर्तीति, तत्र श्रुत्यनुरोधात् चरित्वा प्रतिन्यायं, प्रतियोन्याद्रवति बुद्धान्तायेति गमनार्थकचरधातुप्रकृतिकक्त्वाप्रत्ययेन प्रतियोन्याद्र-वणात् पूर्वकाले गमनं हृदयदेशमागत्य जागर्तीत्येवं प्राप्त उच्यते,

अतः प्रबोधोऽस्मात् ॥ ८ ॥

अतः नाडीभ्य एव प्रबोधः आगमनक्रियात्मके प्रतिन्यायमाद्रवणं श्रुति-गतं, प्रतिकूलागमनरूपा क्रिया जागरणमन्तराऽनुपपन्नातो नाडीभ्य एव प्रबोध इति बोधयति, गर्तपतितस्य प्रबोधेऽपि ततो गमनं लोके दृष्टं, चरित्वेत्यस्य प्रसित्वे-रपर्यात्, आनन्दभुगिति श्रुतेः, अत्र जीवस्य प्रतियोन्याद्रवणं भगवत एव, प्रेरक-त्वात्, किञ्च प्रबोधः अस्मादात्मनः सकाशादेव प्रबोधः, प्रियेणैव संपरिष्वक्तस्य बोधाभावे कथमागमनं, अत एव संपरिष्वक्तो निबिडनिद्रः, यदा हि भगवान् त्यजति परिष्वङ्गं तदायं प्रबुध्यते, प्रतियोन्याद्रवति च, तथाच सति सत आगत्य न विदुः सत आगच्छामह इत्यादिवाक्यानि तदभिप्रायाणि, न तु स्थानान्तराभावा-भिप्रायाणि, स्थानान्तरसद्भाव उपपत्तेर्गदितत्वात्, तस्माद्यत्रैव स्वपिति तत एव प्रबोधो न तु हृदयदेशमागत्येति सिद्धम् ॥ ८ ॥

किञ्चिदाशंक्य परिहरति, ननु प्रियेणैव प्राज्ञेनात्मना परिष्वक्तस्य ब्रह्मलोकं गतस्य प्रबोधेन ज्ञाने मुक्त एव भवेत्, न तु पुनरागच्छेत्, अतो

भगवदिच्छया देहनिर्वाहाय तत्स्थाने नियुक्तोऽन्य एव जीवः समायातु, किञ्च, अन्यतः प्रबोधे तु स एव, अन्यस्मिञ्जीवे तत्रागते व्यवहारस्तु सुषुप्तौ विघातभावमापन्नो भगवता योगिप्रवेशवत् सरस्यति, किञ्च मुक्त्यर्थं प्रयत्नस्तु न कर्तव्यः, अनायासेनैव सुषुप्त्याः मुक्तिसिद्धेः, तेनाजागलस्तनायितं साधनशास्त्रं स्यात्, तस्मादन्यतः प्रबोध इत्याशंक्य परिहरति सुधन्दः,

## स एव तु कर्मानुस्मृतिशब्दविधिभ्य ॥ ९ ॥

अस्मादपि प्रबोधे स एव, कुतः, कर्मानुस्मृतिशब्दविधिभ्यः, चत्वारो हेतवः, लौकिकवैदिकयोर्ज्ञानकर्मभेदात्, तत्र लौकिके कर्मणि सामिकृतकर्मणः शेषसमापनात्, न हि कश्चित्सुषुप्तिप्रतिबुद्धः सामिकृतं न समापयतीति क्वचित्सिद्धम्, तथानुस्मृतिः, न हि पूर्वदृष्टं न स्मरतीति क्वचित्सिद्धं, शब्दाश्च, पुण्यः पुण्येन कर्मणा भवति पापः पापेन, तेष यदाभूस्तत्र एतदगादिति, एवं च सुषुप्तौ सत्संपत्त्या मुक्त्यङ्गीकारे पुण्यपापफलाभावाच्छ्रुतिविरोधः, तेष इत्यप्रेपः, सुप्तागतयोरेकस्यैव परामर्शको विरोधपदवीमारोहेत्, सति सम्पद्य न विदुरिति प्रज्ञागताज्ञानकथनं मुक्तौ विरुध्येत्, तस्मादेते शब्दाः सुषुप्तिप्रबुद्धस्यैव बोधकाः, तथा सति संपद्येत्यादयश्च, विधयश्च, श्वोभूते प्रमाणं वृणीते, श्वोभूते शेषं स भुयात्, एक एव यजेत, द्वादशरात्री दीक्षितः स्यादित्यादि, यः कामयेत वीरोम अभायेवेत्यादयः, नायमात्मा प्रवचनेनेतिश्रुत्या भगवज्ज्ञाने वरणमेव हेतुः, स च मर्यादायां साधनद्वारैवेति भगवता मर्यादारक्षार्थं बोधे मुक्त्यभावाय स्वाज्ञानकरणात्, सति संपद्य न विदुरित्यादिश्रुतेः, पूर्वपक्षयुक्तयो दुर्बलाः, तस्माद्भगवतः सकाशात्प्रबोधेपि स एव प्रतिबुध्यते ॥ ९ ॥

किञ्चिदाशंक्य परिहरति, ननु यत्र कर्मानुस्मृतयो न सन्ति तत्रान्यो भविष्यति, कश्चिन्मूर्छादिविक्षेपे सर्वस्मृतिनाशेन मुग्धभावदर्शनात्, यथा कस्यचिद्रूपर्यायणि यथान्येनैव लौकिकवैदिकव्यवहारास्तथान्यत्रापि सौषुप्तिकेऽन्यजीवे भविष्यन्ति, अनुस्मरणादयश्च बुद्धिवृत्तयो नानाविधा संभवन्ति, गंगाप्रवाहे प्रविष्टस्य जलान्तरस्य गंगावत् य एव चिदंशो बुद्धिवृत्तिप्रवाहे समायाति स एव पूर्वकर्मसमाप्तिकर्ता तथा भवतु, शब्दा विधयश्च तदादिन्यायेनैकबुद्धिविषयतयोपपन्नाः इति लौकिकवैदिकव्यवहारे निष्प्रत्यूहे सिद्धे किं स एव समायातीतिनिर्बन्धेनेत्याशंक्य परिहरति,

## मुग्धेर्धसंपत्तिः परिशेषात् ॥ १० ॥

मुग्धे मूर्छायनन्तरं जीवतो मुग्धभावे अर्धसंपत्तिरेव तथादित्तरा निश्चायिका साधारणी बुद्धिर्न सर्वा, न हि मूर्छोपरतावपि निरूपपूर्वसंस्काररूपस्य मुग्धस्य यज्ञाद्यधिकारोस्ति, कर्ता शास्त्रार्थवत्त्वादित्यधिकरणे कर्ता जीव एव न तूपाधिः, ततश्च श्रद्धा विनयश्च जीवविषयाः, ततश्चार्थी समर्थो विद्वानित्यादिनोक्तो यज्ञाद्यधिकारस्स मुग्धस्य न संभवति, पूर्वमहत्तान्यग्निहोत्रादीनि तु जीवनाधिकारात् क्रियन्ते नापूर्वाणि, एवं लौकिकव्यवहारोपि पूर्व एव निर्वहति नापूर्वः सिध्यति, तथा च तत्र स वान्यो वेति निर्णेतुं न शक्यते, लोकेन्यशरीरेन्यस्य निक्षेप्तुं न शक्नोति, पुराणेपि मूर्छितोपवर्हणगंधर्वजीवने तच्छरीरे तस्यैव प्रवेशोक्तेः, वसिष्ठोपदिष्टमन्त्रप्रसादेः पत्न्या प्रबोधनवदतिमुग्धत्वस्योदितत्वाच्च, तस्मान्मुग्धभावोत्तरं पूर्वोक्तक्रमानुसृतिशब्दादिविधेस्तत्सद्भावे तु न कोपि दोषः, अतो मुग्धे यत्र मुग्धेऽनुस्मृत्यादिवि? यथचानुरहस्त्वभावर्धसंपत्तिः पूर्वेव संपत्तिर्नोभयग, कुत एतत्, परिशेषात्, प्रसक्तप्रतिषेधे यस्त्वप्रतियोगी न भवति स परिशेषः, स एव वा न वेति निश्चयप्रमाणानामभावाद्यास्सन्देहो विशिष्यते निषेधाप्रतियोगित्वेन, तस्मात्सन्देहान्मुग्धे अर्धप्रतिपत्तिः, किञ्चात्र प्रतिपत्त्यादिपदं नोक्तं यत्संपत्तिपदमुक्तं तेन मुग्धे मूर्छितेऽर्धसंपत्तिः, यथा नाडीषु सप्तैकस्याद् दुःखाभावमात्ररूपार्धसंपत्तिस्तद्वदत्रेति ज्ञेयं, तेन काठिपद्मनस्थले मूर्छितस्यार्धसंपत्त्या इन्द्रियाणां प्राणानां च पुनरागमनं यदुक्तं तदपि न विरुणद्धि, अनुस्मृत्या च स एव जीव इत्यपि, अविचारस्तु जीवावस्थाभावत्वादेवेति च,

यत्तु अस्ति मुग्धो नाम यन्मूर्छित इति लौकिका कथयन्ति स च किमवस्थ इति परीक्षायामुच्यते तिस्रोवस्थाः शरीरस्थजीवस्य जागरितं स्वप्नः सुषुप्तिरिति, चतुर्थी तु शरीरादपसृप्तिर्न तु पञ्चमी काचिदिति चतुर्भ्यणावस्थानामन्यतमावस्था मूर्छेत्येवं प्राप्ते ब्रूमो, न तावन्मुग्धो जागरितावस्थो भवितुमर्हति, नह्ययमिन्द्रियैर्विषयानीक्षते, नापि स्वप्नान्पश्यति निःसंज्ञत्वात्, नापि मृतः प्राणोष्मणोर्भावात्, नापि सुप्तः वैलक्षण्यात्, मुग्धश्च कदाचिरमादि नोच्छ्वसति, सवेपथुरस्य देहो भवति भयानकं च वदनं विस्फारितनेत्रः, सुषुप्तस्तु नैवं, मुग्धसुषुप्तयोर्मुसलघातादिघातनिमित्तत्वान्मोहस्य श्रमादिनिमित्तत्वाद स्वापस्येत्यादिभेदात्, नापि मूर्छितस्य सुप्त इति लोकव्यवहारः तस्मात्परिशेषादर्धसंपत्तिर्मुक्तेत्यवगच्छामः, ततश्च पञ्चमीयमवस्था कादाचित्कीति नाप्रसिद्धदोष इति, तत्र, अत्र सूत्रकृता प्राणायनकृता मूर्छा विचार्येत चेद्दाल्यमपि विचारयेत्, मूर्छायाश्च प्राणानां स्वस्थानपरित्यागेन जायमानतया प्राणधर्मत्वात्, बाल्यस्य शरीरधर्मत्वात्,

अतो नेदं विचार्येत, तथेयमपि न, किञ्च व्यर्थश्च विचारः प्रयोजनविरहात्,

यदत्र यदाचैतदवास्यान्तरं तदा तत्प्रविलयाय यत्नान्तरमास्थेयं, अभेदे तु न यत्नांतरमिति चिन्ताप्रयोजनमुक्तं, तदपि तदा युज्येत यथाचार्यः संसारव्यवहारबोधनाय सूत्राणि प्रवर्तयेत्, शरीराऽनामयस्यापि ज्ञाने हेतुरिति यथोविचारमपि सूत्रयेत्, किञ्च नेयं जीवस्यावस्थापि तु प्राणस्येति प्रकरणविरोधो विचारे, अथ जीवः साक्षी सर्वावस्थाश्च तदुपाधीनामेवेति प्राणावस्थाया विचारे को दोष इति चेत्केवलसाक्षिवादाश्रयत्वेनोक्तिर्भ्रमप्रमादापरिज्ञानात्, केवलसाक्षिवादनिराकृतिस्तु सुषुप्त्युत्क्रान्त्योर्भेदेनेत्यत्र समीचीना निरूपिता, किञ्च स एव तु कर्मानुस्मृतिशब्दविधिभ्य इति सूत्रं व्यर्थं स्यात्केवलसाक्षिवादे, तस्माज्जीवावस्थात्वाभावात् मुधाधावनं प्राणावस्थाविचारे इति सुषुप्त्यधिकरणशेषत्वमेव सम्यगिति दिक् ।

कश्चित्तु येषामीश्वर एव साक्षात्संसारीति सिद्धान्तस्तेषां न पूर्वपक्षसमाधानौ अवकल्पेते इत्याह,

तस्मात्स एव जीवः स्वप्नादिदोषसंबंधरहितस्तारक्षमन्त्रयुक्तो भगवज्ज्ञानरहितो ज्ञानाधिकारीतिसिद्धं,

कर्मन्दी तु मुसलाभिघातादिजन्या मूर्छा सुषुप्तिविशेषः, मुग्धे अस्पष्टज्ञाने पुरुषेऽर्धसंपत्तिरूपा सुषुप्तिर्भवति, यथा संप्रज्ञातासंप्रज्ञातभेदेन योगो द्विधा भवति तथा सुषुप्तिरपीति, इमां च प्राणपर्यंसंपद्रूपां सुषुप्तिमुपक्रम्य आनन्दभुक् चेतोमुखः प्राज्ञः जाग्रत्स्वप्नसुषुप्त्यादिप्रपञ्चं यत्प्रकाशत इत्यादिश्रुतयः प्रवृत्ता इत्युवाच, तत्र विचारक्षमं, श्रुतयस्तु नाडीसुषुप्तिमादाय प्रवृत्ता न मोहावस्थां, सुखदुःखमोहस्मृतयो रोमोद्गमवेपथुविकृताननयनादयो दृश्यन्ते मुग्धभावे न तु सुषुप्तौ त्वयैवांगीकाराच्चे। जागरे बहिरनुसरणधर्मिणोर्यान्तर्मुके समस्तकरणैर्हृदि सततदृशान् स्वप्ने सुषुप्त उपसंहरते स एकः स्मृत्यन्वयात् त्रिगुणदृष्टिवहिंगिन्द्रियेश इत्येकादशाज्जाग्रदाद्यवस्थास्वैक्यात् सुषुप्तावंतर्भावे कारणं न पश्यामः, अथ बृहदारण्यकेऽत्रमीरद्दशायामवस्थात्रयमेवोक्तमतो जाग्रत्स्वप्नविलक्षणत्वेन परिशेषात्सुषुप्तावेवांतर्भाव इतिचेन्न परिशेषस्य मरणार्धसंपत्तावपि तुल्यत्वात्, न च पुनरुत्थानाच्च मरणेंतर्भाव इति वाच्यं, नामभ्रान्त्या यमदूतनीतानामपि पुनरुत्थानात्, षष्ठस्कन्धे चित्रकेतुपुत्रस्य पुराणांतरे सावित्रीभर्तुःसत्यवतश्च पुनरुत्थानकथनात्, तस्मात्सर्वप्राणदेहोपरतिर्मरणं, सूक्ष्मप्राणदेहसंबन्धमात्रस्थितिर्मूर्छेतियुक्तमुत्पश्यामः ॥ १० ॥

इतितृतीयाधिकरणं ॥ ३ ॥

# निवेदनतात्पर्यार्थ.

अथ निवेदनवाक्यार्थस्तु—सृष्ट्यादावेव जीवाः स्वतो भगवता सृष्ट्यर्थं भिन्नाः कृताः, तेषां ततः प्रभृति भगवता[१] सह भगवदंशानां वियोगोऽस्त्येव, न परं तापक्लेशः, सम्बन्धाभावात्; सम्बन्धस्तु प्रपञ्चासक्तिनिवृत्त्या भवति, सा तु यावद्देहसम्बन्धमहन्ताममतयोरविद्याकार्ययोः सत्त्वान्न भवितुं शक्नोति, अतो यथाहन्ताममतयोर्बाधकत्वं भविष्यतीति पुनः सम्बन्धसिद्धिः, तथा पुनर्देहादेः पाकेन मृदादेः कार्यक्षमत्वमिव भगवत्कार्योपयोगित्वं भवतीत्यलमुक्त्या ॥

इति श्रीहरिदासोदितो निवेदनतात्पर्यार्थः ॥

१. भक्तरीता जीवा द्विविधाः। केचन मर्यादायां स्थिताः साधनपरास्तेषां मुक्तिरेव फलं, ये च मर्यादापुष्टावङ्गीकृतास्तेषां सर्वसाधनत्यागपूर्वकशरणागतौ क्रियमाणसेवनायां सेवाफलोक्तफलसिद्धिः। अन्येषां आसुराणां प्रकृतिप्राप्तयामां संसारनिवृत्त्यर्थेनान्धतमसप्रवेशरूपा मुक्तिः, नहि तेषां भगवत्प्राप्तिसम्बन्धगन्धोऽपि, 'मामप्राप्यैव कौन्तेय' इत्यादिवचनात्॥ तत्पुस्तकस्थं टिप्पणम्।

ભાવાર્થ—આત્મનિવેદનનો વાક્યાર્થ આ પ્રમાણે છે. વાક્યાર્થ એટલે નિવેદનમંત્રમાં જે શબ્દો કે અક્ષરો રહેલા છે, તે સર્વનું સ્વરૂપ, તેનો ભાવાર્થ, એ જ નિવેદનનો વાક્યાર્થ. એને શ્રીહરિદાસજી સ્પષ્ટ કરે છે.

एकोऽहं बहु स्यां, एकाकी न रमते स द्वितीयमैच्छत् એ શ્રુતિવાક્યને આધારે પ્રથમ તો પ્રભુએ સૃષ્ટિ રચવાની ઇચ્છા કરી. રમણ કરવા માટે સૃષ્ટિ રચે છે એમ ઉપનિષદ્ કહે છે. રમણ કેમ બની શકે? સર્વત્ર એક જ ભગવાન્ છે. ભગવાન્ ભગવાન્ સાથે રમણ કેમ કરે? એ શંકા થતાં શ્રુતિ કહે છે કે પ્રભુ પોતે રમણ કરવા બહુરૂપે થાય છે. સૃષ્ટિ રચવા માટે પોતાનામાંથી જ અનેક જડજીવાદિ પ્રકટ કરે છે. જીવો સ્વસ્વરૂપ હોવાથી સૃષ્ટિ કરવાની જ્યારે પ્રભુ ઇચ્છા કરે છે, ત્યારે તે જીવોને પોતાનાથી જુદા કરે છે જ્યારથી ભગવંસ્વરૂપ જીવો જુદા થાય છે, ત્યારથી પ્રભુથી તેઓ વિખુટા પડે છે, પ્રભુનો વિયોગ પ્રાપ્ત થાય છે. જુદા પડ્યા ત્યારથી પ્રભુનો સંબંધ છૂટ્યો; અને વિયોગ જ રહ્યો.

૧ ભક્તમાર્ગના જીવો. દૈવ જીવો બે પ્રકારના છે- તેમાંના કેટલાક કેવલ મર્યાદામાં જ રહેલા છે, તેઓ વેદ શાસ્ત્રોમાં બતાવેલાં સાધનો કરીને મોક્ષરૂપ ફલને પ્રાપ્ત કરે છે. તેઓને મોક્ષ જ ફલ મળે છે, અધિક નહિ; જેઓનો મર્યાદા પુષ્ટિમાં અધિકાર થયેલો છે, તેઓ તો મર્યાદાના સર્વ સાધનોને તિલાંજલિ આપીને પ્રભુને શરણે જાય છે; અથવા તો મર્યાદા માર્ગના સાધનો જ તેવા જીવોને છોડીને ચાલ્યાં જાય છે. શરણે ગયા પછી તે જીવો પ્રભુની સેવા કરે છે અને સેવા કરતાં કરતાં રસમય પ્રભુ સાથે અનેક અલૌકિક આનંદમય લીલા ભોગવે છે, એ સેવાફલ ગ્રંથમાં કહેલા ફલની તેઓને પ્રાપ્તિ થાય છે. જેઓ પ્રકૃતિ—આસુરમાંથી ઉત્પન્ન થયેલા છે, તેના આસુરીને તો સંસારમાં ભ્રમણનો નિષેધ થયેલો હોવાથી તે લોકોને અંધતમસ નામના મહાનરકમાં પ્રવેશ કરવારૂપ મુક્તિ મળે છે. તે લોકોને પ્રભુની પ્રાપ્તિના સંબંધનો ગન્ધ પણ નથી. કેમકે પ્રભુ જ શ્રી મુખે ગીતામાં આજ્ઞા કરે છે કે 'હે અર્જુન, તે આસુર જીવો મને પ્રાપ્ત કર્યા વિનાજ અધમ ગતિને પ્રાપ્ત થાય છે. તેઓને આસુર યોનિમાં જ હું નાખું છું.'

ભગવાનથી વિખુટા થયા તો પણ તેઓને તાપક્લેશ નથી થતો. વિરોગ હોય તો તાપ ક્લેશ થવો જોઇએ; પરંતુ વિયોગ છતાં; હજારો વર્ષોનો વિયોગ છતાં જીવોને લેશ પણ પ્રભુને મળવા માટે તાપ કે ક્લેશ કાંઇ થતું નથી. કારણ શું? કારણ એ જ કે પ્રભુનો સંબંધ નથી. જ્યારથી વિખુટા પડયા ત્યારથી પ્રભુ સાથેનો તાર તુટયો; સંબંધ છુટયો; હવે પ્રભુના વિયોગને લઇને થવો જોઇતો તાપક્લેશ ક્યાંથી થાય? થોડો પણ પ્રભુનો સંબંધ રહ્યો આવતો હોય તો તેઓને પ્રભુનો વિયોગ સાંભરી આવે અને પ્રભુની પ્રાપ્તિ માટે આર્તિ ઉદ્ભવે. સમગ્રનો સંબંધ જ્યાં નથી ત્યાં પ્રભુપ્રાપ્તિ માટે તાપ ક્લેશની ઉત્પત્તિ ક્યાંથી?

વિયોગ પ્રાપ્ત થયા પછી પ્રભુનો સંબંધ કેવી રીતે થાય? એ પ્રશ્નના ઉત્તરમાં આપશ્રી આજ્ઞા કરે છે કે, પ્રપંચમાં જ્યારથી આસક્તિ દૂર થયા પછી પ્રભુનો સંબંધ થાય છે પ્રપંચમાં જ્યાંસુધી આસક્તિ લાગી પડી છે, ત્યાં સુધી પ્રભુનો સંબંધ સંભવિત નથી. મારું તારું દૂર થયે પ્રભુનો સંબંધ થાય છે.

પ્રપંચમાં એટલે લોકમાં રહેલી આસક્તિ દૂર થવામાં બે આડી ફાંસો છે. એક તો અહંતા અને બીજી મમતા. એ બેની માતા અવિદ્યા એટલે અજ્ઞાન. અજ્ઞાનથી મારું તારું ઉદ્ભવે છે. સમગ્ર જગત્ પ્રભુને ખેલવાનું સ્થાન છે, એમાંના સર્વ પદાર્થો પ્રભુને ખેલવાનાં રમકડાં છે, તે બધાં પ્રભુનાં છે, પ્રભુ જ તેના માલીક છે, છતાં અજ્ઞાનને વશ થઇને કુબુદ્ધિ જીવો એને પોતાના માની લે છે, અને દુઃખી થાય છે. ત્યારે જ્યાં સુધી અવિદ્યાએ ઉત્પન્ન કરેલી બે લૌકિક અહંતા અને મમતારૂપ પિશાચિનીઓ બેઠેલી છે, ત્યાં સુધી લૌકિકમાંથી જીવની આસક્તિ દૂર થવાની નથી. જ્યારે અહંતા અને મમતાનો બાધ થશે ત્યારે ત્યારે પ્રપંચમાં રહેલી આસક્તિ દૂર થશે, અને ફરીને પ્રભુનો સંબંધ થશે. તાત્પર્ય આ છે. માયાની બે પુત્રીઓ, એક વિદ્યા અને બીજી અવિદ્યા. અવિદ્યામાં ફસાઇને જીવ પોતાનું સ્વરૂપ ભૂલી જઇને લૌકિકમાં અહંતા મમતા બાંધે છે, પ્રભુએ અહંતા મમતાનું મૂલ કારણ જે માયા, તેને જીતવાનું સરલ સાધન બતાવ્યું છે. ગીતામાં શ્રીમુખે આજ્ઞા કરે છે કે; **मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते**—મને જે શરણે આવે છે, તે એ માયાને તરી જાય છે. પ્રભુને શરણે જવાથી એ માયાનો જય થાય છે. માયાનો જય થવાથી અવિદ્યા રહેતી નથી. અવિદ્યા દૂર થતાં તેની બે પુત્રીઓ અહંતા મમતા પલાયન કરી જાય છે. અર્થાત્ જે જે પદાર્થોને 'મારા તારા' માનવામાં આવતા તે સર્વ પદાર્થોને પ્રભુને સોંપી દઇને, પ્રભુના જ માનીને, પોતાને પણ 'હું' એમ સ્વતંત્ર ન માનતાં 'પ્રભુનો દાસ છું,' એમ જાણીને ભગવત્સેવામાં પ્રવૃત્તિ થાય છે. એથી પ્રભુનો સંબંધ ફરીને સિદ્ધ થઇ ગયો એમ સમજી લેવું. જ્યારે પ્રભુનો સંબંધ થયો, ત્યારે સેવાનો અધિકાર પ્રાપ્ત થયો. જેમ કાચી માટીના ઘડાને પકાવ્યા પછી જલ લઇ આવવા વગેરે કાર્યમાં જોડી શકાય છે તેમ પ્રભુનો સંબંધ સિદ્ધ થયા પછી જ દેહ, ઇન્દ્રિય વગેરેનો પાક થાય છે. એ પાક તાપ ક્લેશરૂપ વિયોગાગ્નિથી થાય છે, પહેલાં સંબંધ થતાં જ 'હું પ્રભુથી હજારો વર્ષથી વિખુટો પડયો છું' આવું ભાન જ્યારે થાય છે, ત્યારે પ્રભુને મળવા માટે અત્યંત આર્તિ થાય છે, તે આર્તિ વિયોગરૂપ મહાગ્નિમાં પરિણામ પામે છે, અને તે અલૌકિક અગ્નિવડે લૌકિક દેહ, ઇન્દ્રિય વગેરે જ્યારે પાકે છે, શુદ્ધ બને છે ત્યારે તે દેહ ઇન્દ્રિય વગેરે પ્રભુનાં કાર્યોમાં ઉપયોગી થાય છે. આથી વધારે શું કહીએ! આટલું જ બસ છે.

# श्रीमदग्निकुमारकृत भक्तिर्हंसः ।

( આ અંકના પૃષ્ઠ ૩૪ થી ચાલુ. )

**यमेवैष वृणुते तेन लभ्यः** " જેને પ્રભુ વરે, તેને જ એ પ્રભુ પ્રાપ્ત થાય " એ શ્રુતિમાં કહેલું વરણ પણ આમ નિરપેક્ષતાથી સર્વાત્મભાવથી પુરુષોત્તમની ભાવના થાય ત્યારે જ સિદ્ધ થાય.

શંકા—જેને પુરુષોત્તમે વરે તેનાથી જ પુરુષોત્તમ પ્રાપ્ય છે, તો પછી ફલને માટે કર્મજ્ઞાનભક્તિમાં નિઃશંક પ્રવૃત્તિ કેમ થાય ?

## જેવો અધિકારી તેવું ફલ.

ઉત્તર—અહિં અધિકારી ભેદથી પૂજાના ફલનો ભેદ કહ્યો છે. કર્મ વગેરે વિધિઓનાં વિવિધ ફલ કહેલાં છે, માટે જે જે ફલનો જેને અનુરાગ-ઇચ્છા હશે, તે તે ફલની ઇચ્છાવાળો તે તે કર્મ વગેરે કરવા પ્રયત્ન કરશે જ.

શંકા—કદાચ બીજાં ફલોને માટે કર્મજ્ઞાનભક્તિ વગેરેમાં પ્રવૃત્તિ થાય પણ પુરુષોત્તમ-પ્રાપ્તિને માટે તો કોઈ પ્રયત્ન કરશે જ નહિ.

ઉત્તર—ના, એમ નહિ. જેને પુરુષોત્તમપ્રાપ્તિની ઇચ્છા હોય, તેનું જ વરણ શ્રીપુરુષોત્તમે કરેલું છે એમ સમજવું; એટલે શ્રીપુરુષોત્તમે વરણ કરેલાની ઇચ્છા પુરુષોત્તમપ્રાપ્તિની થવાની જ; શ્રીપુરુષોત્તમે વરણ કર્યું ન હોય તો પુરુષોત્તમપ્રાપ્તિની ઇચ્છા થાય જ નહિ.

## બે પ્રકારનું વરણ.

વરણમાં પણ બે પ્રકાર છે. મર્યાદાથી વરણ અને પુષ્ટિથી વરણ. મર્યાદામાં અંગીકૃત જીવ પુરુષોત્તમપ્રાપ્તિના સાધનમાં પ્રવૃત્ત થાય છે, કારણકે તેનું વરણ જ તે પ્રકારનું છે. પરંતુ સ્નેહની ઉત્પત્તિ થતા સુધી જ મર્યાદા ( એટલે શાસ્ત્રમાં કહેલાં સાધનો તે કરશે ); સ્નેહની ઉત્પત્તિ પછી તો સ્નેહથી જ પુરુષોત્તમ સંબંધી પદાર્થોમાં પ્રવૃત્ત થવાનો તે પ્રયત્ન કરશે, એટલે શાસ્ત્રમાં કહેલી વિધિનું પછી પ્રયોજન રહેતું નથી.

પુષ્ટિમાં અંગીકૃત જીવને તો સાધનમાં પ્રવૃત્તિ અપવાદિત્વં પ્રયોજન હોતું જ નથી, કારણકે તેને તો ભગવાન પોતેજ સાધનરૂપ થઈ જાય છે. માટે જ દ્વિતીયસ્કંધમાં બ્રહ્માજીએ ગોકુલનું વિશેષણ આપતાં કહ્યું કે मय्याघातं निशि शयानम् " જ્યાંસુધી લૌકિક વ્યાપારમાં મચી રહેલા, અને તેથી થયેલા અતિશ્રમને લીધે રાત્રિએ નિદ્રાવશ થયેલું " માટે આ સર્વ યોગ્ય જ છે.

## વિષ્ણુવિષયક સર્વ કર્મોને ભક્તિ કહેવાય નહિ.

વળી બીજી વાત એ છે કે વિષ્ણુ વિષયક કર્મઉપાસના જે હોય તે સર્વેને ભક્તિ માનીએ તો પછી કર્મના અંગ તરીકે કરેલું વિષ્ણુનું સ્મરણ પણ ભક્તિરૂપ થઈ જાય, ( શ્રાદ્ધ વગેરે કર્મોની પૂર્ણતા માટે ઉચ્ચારેલું વિષ્ણુનું નામ પણ ભક્તિરૂપ થઈ જાય ). પણ તે તો કર્મમાર્ગીય છે, માટે તેને ભક્તિ કહેવાય નહિ.

## કર્મમાર્ગ વિભૂતિપરત્વે છે.

પૂર્વે કહી ગયા છીએ તેમ વિભૂતિરૂપ વિષ્ણુંજ ત્યાં સ્મરણ વગેરે કરવાની વિધિ શાસ્ત્રમાં કહી છે, માટે એવું વિષ્ણુસ્મરણ ભક્તિરૂપ કહેવાય નહિ, કેમકે કર્મમાર્ગમાં પુરુષોત્તમની વિભૂતિઓનુંજ ભજન થાય છે.

આમ હોવાથીજ રાજસૂય યજ્ઞ કરવાની ઇચ્છાવાળા ધર્મરાજા યુધિષ્ઠિરે પ્રભુને વિજ્ઞપ્તિ કરી કે **यक्ष्ये विभूतिर्भवतस्त्वदर्सवाद्य मः प्रभो.** "હે પ્રભુ, હું આપની વિભૂતીઓનું ભજન કરીશ, માટે તે અમને સંપાદન કરી આપો." જો યજ્ઞમાં (કર્મમાર્ગમાં) સાક્ષાત્ પ્રભુનું ભજન થતું હોત તો સાક્ષાત્ પ્રભુને વિજ્ઞપ્તિ કરતા ધર્મરાજા એમ જ કહેત કે હું તમને (**त्वाम्**) ભજન કરીશ—આ ઉપરથી એમ સિદ્ધ થયું કે ભગવદિચ્છા હોય તો જ ભક્તે કર્મ કરવાં. તેમાં જે જે દેવતાઓ યાગમાં આવતા હોય તે સર્વે **ભગવાનની વિભૂતિ** રૂપ છે એમ સમજીને યાગ વગેરે કરવા, નહિ તો અનન્યતાના ભંગનો પ્રસંગ આવે.

## ભાવથી ભગવત્પ્રાપ્તિ.

વળી બીજી વાત એ છે કે ઉપાસક જે જે દેવની ઉપાસના કરતો હોય તે તે દેવની સાથે સાયુજ્ય એ પરમ ફલ છે, કેમકે ગીતામાં કહ્યું છે કે **देवान्देवयजोयान्ति** "દેવોનું ભજન કરનારા દેવોને પામે છે." તેમજ

> **यं यं वापि स्मरन् भावं त्यजत्यंते कलेवरम् ।**
> **तं तमेवेति कौंतेय । सदा तद्भावभावितः ॥ गी. ८. ६.**

**અર્થ**—હે અર્જુન, મરણ સમયે જે જે ભાવનું સ્મરણ કરતો કરતો દેહ છોડે છે, તે સદા તે ભાવની ભાવનાથી યુક્ત તે તે ભાવને પામે છે.

આમ હોવાથી જ આપણા પ્રભુ શ્રીકૃષ્ણે એકાદશ સ્કંધમાં કહ્યું કે—

> **केवलेन हि भावेन गोप्यो गावः खगा मृगाः ।**
> **येऽन्ये मूढधियो नागाः सिद्धा मामीयुरंजसा ॥ भा ११–१२–८**

**અર્થ**—કેવલ ભાવવડે જ ગોપીઓ, ગાયો, પક્ષીઓ, મૃગો અને બીજા મૂઢ બુદ્ધિવાળા, નાગો, સિદ્ધો, જલદીથી મને પ્રાપ્ત થયા છે.

એ પ્રમાણે બહુ વિસ્તારથી ગોકુલવાસીઓને સ્વપ્રાપ્તિ નિરૂપણ કરી. અને પછી ભક્તિ સિવાયનાં બીજાં સાધનોથી પોતે અપ્રાપ્ય છે એમ નિરૂપણ કરતાં કહ્યું કે—

> **यं न योगेन सांख्येन दानव्रततपोऽध्वरैः ।**
> **व्याख्यास्वाध्यायसंन्यासैः प्राप्नुयाद्यत्नवानपि ॥ भा. ११–१२–९.**

**અર્થ**—હું એવો છું કે યોગવડે, સાંખ્યવડે, દાન, વ્રત, તપ અને યજ્ઞવડે, વ્યાખ્યાન વડે, સ્વાધ્યાયથી, સંન્યાસથી, યત્ન કરનારને હું પ્રાપ્ત થતો નથી.

માટે ભક્તિ સિવાયનાં બીજાં સાધનોથી પ્રાપ્ય થતું સ્વરૂપ પુરુષોત્તમસ્વરૂપ નથી, એમ નિશ્ચય થાય છે.

**જ્ઞાનમાર્ગ અક્ષરબ્રહ્મની પ્રાપ્તિ કરાવે છે, પુરુષોત્તમની નહિ.**

ગીતામાં અર્જુને પ્રશ્ન કર્યો કે—

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ गी. १२–१

અર્થ—સર્વદા આપનામાં ચિત્તવાળા જે ભક્તો આપની ઉપાસના કરે છે, અને જે અવ્યક્ત અક્ષરબ્રહ્મની ઉપાસના કરે છે, તે બનેમાં ઉત્તમ યોગ જાણનાર કોણ કહેવાય ? તેના ઉત્તરમાં ભક્તિમાર્ગીય ઉપાસનાનો જ્ઞાનમાર્ગકરતાં ઉત્કર્ષ જણાવતાં કહ્યું કે—

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ गीता १२–२

અર્થ—જેઓ મારામાં ચિત્ત રાખીને, નિત્યયુક્ત, પરમ શ્રદ્ધાથી મને ઉપાસે છે, તેમને હું ઉત્તમ યોગ જાણનાર માનું છું.

અને પ્રભુએ જ્ઞાનમાર્ગની તુચ્છતા જણાવતાં કહ્યું કે—

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम् ॥ १२–३.
संनियम्येंद्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवंति मामेव सर्वभूतहिते रताः ॥ १२–४.
क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥ १२–५.

અર્થ—જેઓ સર્વત્ર સમબુદ્ધિ રાખીને, ઇંદ્રિયોનો સંયમ કરીને, સર્વે પ્રાણિમાત્રના હિતમાં અનુરક્ત થઈને અનિર્દેશ્ય, અવ્યક્ત, સર્વત્ર રહેલ, અચિંત્ય, કૂટસ્થ, અચલ, ધ્રુવ અક્ષરની ઉપાસના કરે છે તેઓપણ મને જ પ્રાપ્ત થાયછે. પણ અવ્યક્તમાં આસક્તિવાળાને ક્લેશ વિશેષ થાય છે. દેહીમાત્રથી અવ્યક્ત ગતિ દુઃખથી પ્રાપ્ત થાય છે.

આ જ્ઞાનમાર્ગ અવ્યક્ત અક્ષરવિષયક હોવાથી તે પુરુષોત્તમસંબંધી કહેવાય નહિ. ते प्राप्नुवंति मामेव (તેઓપણ મને જ પામે છે) એટલે અક્ષરબ્રહ્મ પુરુષોત્તમનું ધામ —અધિષ્ઠાન હોવાથી, પુરુષોત્તમની વિભૂતિરૂપ હોવાથી "माम्–મને" એમ કહ્યું; એ ઉપરથી એમ ન કહેવું કે અક્ષરબ્રહ્મ તે જ પુરુષોત્તમ; કેમકે ગીતામાં પ્રભુનાં વચન છે કે कूटस्थोऽक्षर उच्यते (કૂટસ્થ અક્ષર કહેવાય છે), उत्तमः पुरुषस्त्वन्यः (ઉત્તમ પુરુષ તો અન્ય છે), अक्षरादपि चोत्तमः (તે અક્ષરથી પણ ઉત્તમ છે.)

**કર્મમાર્ગ પુરુષોત્તમની પ્રાપ્તિ કરાવતો નથી.**

કર્મમાર્ગ પણ એવોજ સમજવો. તેનાં દૃષ્ટાંત નીચે પ્રમાણે છેઃ—

यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीतिवादिनः ॥ गी. २ ४२.

અર્થ—હે અર્જુન, વેદના વાદ કરવામાં જ ગુંથાયલા, કર્મ શિવાય બીજું કંઇ વેદમાં છે જ નહિ, એમ વાદ કરનારા, કર્મફલને આપનારી જ આ વેદવાણિ છે એમ બોલે છે, તેઓ અણસમજુ છે. વગેરે.

त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते ।
ते पुण्यमासाद्य सुरेंद्रलोकमश्नंति दिव्यान् दिवि देवभोगान् ॥ गी. ९–२०
ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ।
एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभंते ॥ गी. ९–२१

અર્થ—ત્રણ વેદમાં કહેલી કર્મવિદ્યામાં કુશલ, સોમપાન કરનાર, જેમનાં પાપ ધોવાઇ ગયાં છે એવા પુરૂષો, યજ્ઞોવડે મારૂં યજન કરીને સ્વર્ગગતિની પ્રાર્થના કરે છે, તેઓ પુણ્યરૂપ ફલલોકને પ્રાપ્ત થઇને સ્વર્ગમાં દેવભોગોનો ભોગ કરે છે. તેઓ તે વિશાલ સ્વર્ગલોકને ભોગવીને પુણ્ય ક્ષીણ થયાથી મર્ત્યલોકમાં પ્રવેશ કરે છે. એ પ્રમાણે વેદત્રયમાં કહેલા ધર્મ પ્રમાણે ચાલનારા, કામોની કામનાવાળાઓ આવાગમન કર્યા કરે છે. ઇત્યાદિ ગીતામાં કહ્યું છે.

अथ यो गृहमेधीयान् धर्मानेवावसन् गृहे ।
काममर्थं च धर्मांश्च दोग्धि भूयः पिपर्तितान् ॥
सचापि भगवद्धर्मान् काममूढः पराङ्मुखः ।
यजते क्रतुभिर्देवान् पितॄंश्च श्रद्धयान्वितः ॥

અર્થ—ગૃહસ્થાશ્રમમાં રહેનાર જે ઘરમાં રહીને ધર્મોનું જ આચરણ કરે છે, અને કામ, અર્થ અને ધર્મોનું ફલ દોહી લે છે, અને ફરી ફરીને ધર્મ, અર્થ અને કામ સિદ્ધ કરે છે, તે કામથી મૂઢ થયલો પુરૂષ ભગવદ્ધર્મથી વિમુખ થઇને યજ્ઞોવડે શ્રદ્ધાથી દેવોનું અને પિતૃઓનું યજન કરે છે.

ये त्विहासक्तमनसः कर्मसु श्रद्धयान्विताः ।
कुर्वंत्यप्रतिषिद्धानि नित्यान्यपि च कृत्स्नशः ॥
रजसा कुंठमनसः कामात्मानोऽजितेंद्रियाः ।
पितॄन्यजंत्यनुदिनं गृहेष्वभिरताशयाः ॥
त्रैवर्गिकास्ते पुरुषा विमुखाः हरिमेधसः ।
कथायां कथनीयोरुविक्रमस्य मधुद्विषः ॥

અર્થ—જેઓ અહિં આસક્ત મનવાળા, કર્મોમાં શ્રદ્ધાવાળા, અનિષિદ્ધ નિત્ય કર્મો પણ કરે છે, રજોગુણથી જેમનું મન કુંઠિત થઇ ગયું છે, કામ જેમના અંતઃકરણમાં ભરેલો છે, અજીતેંદ્રિય છે, ઘરોમાં જ જેમના વિચારો ગુંથાઇ ગયા છે, રાત્રિ દિવસ જેઓ પિતૃઓનું યજન કર્યા કરે છે, તે પુરૂષો ધર્મ, અર્થ અને કામરૂપી ત્રિવર્ગમાં મગ્ન રહે

છે, અને ગુણગાન કરવાયોગ્ય મદ્ભક્તિવગેરેવાળા પ્રભુની કથાથી વિમુખ રહે છે. ઇત્યાદિ શ્રીમદ્ભાગવતનાં વચનોપરથી જન્મ મરણરૂપી તૃતીય આસુર માર્ગમાં તેમનો પ્રવેશ થાય છે એમ નિરૂપણ કરેલું છે. માટે કર્મ માર્ગને પણ પુરુષોત્તમસંબંધ નથી.

## પૂજાને ભક્તિ કહેવાય કે નહિ? શ્રવણ કીર્તનના ભિન્ન ભિન્ન પ્રકાર.

શંકા—નવ પ્રકારની ભક્તિમાં અર્ચન-પૂજા પણ કહેલી છે, માટે પૂજાને ભક્તિ કેમ ન કહેવાય?

ઉત્તર—કહીએ છીએ તે સાંભળ. શ્રવણાદિ નવ પણ જુદા જુદા પ્રકારના અધિકારીઓથી કરાતાં હોવાથી કર્મમાર્ગીય, જ્ઞાનમાર્ગીય, ઉપાસનામાર્ગીય, ભક્તિમાર્ગીય એમ અનેક પ્રકારનાં થાય છે. દૃષ્ટાંત તરીકે શ્રીમદ્ભાગવત, વિષ્ણુ સહસ્રનામ વગેરેના શ્રવણ કીર્તનના ફલ તરીકે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચારે પુરુષાર્થ કહેલા છે. તેમાં ધર્મ, અર્થ અને કામની ઇચ્છાથી કરાતાં શ્રવણ કીર્તન કર્મમાર્ગીય જ સમજવાં. તેમાં પણ દ્રવ્ય વગેરેની ઇચ્છાવાળાઓ શ્રવણ કીર્તન શાસ્ત્રમાં વિહિત એટલે કહેલાં હોવાથીજ કરે તે કર્મમાર્ગીય; વ્યાપાર તરીકે (વૃત્તિને માટે) શ્રવણ કીર્તન કરે તે તો માત્ર લૌકિક ખેતી જેવા જ કહેવાય. જેમ ગુદા ધોવાને ગંગાજલનો સ્પર્શ અધમ ગણાય, તેમ શ્રવણ કીર્તનનો આવો ઉપયોગ અધમ જ ગણાય. ગંગાજલના આ ઉપયોગથી મલનિવૃત્તિ સિવાય બીજો કાંઇ ધર્મ થતો નથી, પણ ઉલટું નિષિદ્ધ આચરણથી પાપ લાગે છે, તેમ શ્રવણ કીર્તનનો આજીવિકા માટે ઉપયોગ કરવાથી પાપ લાગે છે. માટે શાસ્ત્રમાં વિધાન કરેલું-કહેલું કર્મ ગમે તે પ્રકારે કરવાથી શાસ્ત્રમાં કહેલું ફલ થાય એમ માનવું ભ્રમ ભરેલું છે. (જે હેતુ અથવા ભાવનાથી કર્મ થાય તેવું ફલ મળે.)

ચતુર્થ સંન્યાસાશ્રમમાં જ્ઞાનના ઉદયને માટે ચિત્તશુદ્ધિના હેતુથી કરાતું શ્રવણ કીર્તન જ્ઞાન માર્ગીય સમજવું. તે શ્રીમદ્ભાગવતના એકાદશ સ્કંધના ચૌદમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે ઉદ્ધવને કહેલું છે; જેમકે

यथा यथाऽत्मा परिमृज्यतेऽसौ मत्पुण्यगाथाश्रवणाभिधानैः ।
तथा तथा पश्यति वस्तुसूक्ष्मं चक्षुर्यथैवांजनसंप्रयुक्तम् ॥ भा. ११-१४-२६

અર્થ—જેમ જેમ મારી પુણ્ય કથાના શ્રવણ કીર્તનથી આ આત્મા શુદ્ધ થાય છે, તેમ તેમ અંજન આંજેલા ચક્ષુની માફક સૂક્ષ્મ વસ્તુને જુએ છે.

સાક્ષાત્ મોક્ષના સાધન તરીકે પંચરાત્રમાં કહેલી દીક્ષા પૂર્વક શાસ્ત્રમાં કહેલી વિધિ પ્રમાણે કરેલું શ્રવણ કીર્તન ઉપાસના માર્ગીય સમજવું. આજ વૈષ્ણવ માર્ગ એમ શાસ્ત્રમાં કહ્યું છે, કેમકે વિષ્ણુના ધર્મોમાં નિષ્ઠાવાળો આ માર્ગ છે. મુક્તિના સાધનોનું પ્રતિપાદન કરનાર વાક્યોથી એમ નિશ્ચય થાય છે. જેમકે

अर्चायामेव हरये पूजां यः श्रद्धयेहते ।
न तद्भक्तेषु सः भक्तः प्राकृतः स्मृतः ॥ भा० ११

અર્થ—શ્રદ્ધાવડે જે મૂર્તિમાં જ ભગવાનની પૂજા કરે છે, તેના ભક્તોમાં તથા બીજાઓમાં કરતો નથી, તે ભક્ત પ્રાકૃત કહેવાય છે. ઇત્યાદિ વાક્યો આ વિષયને ઘટતાં છે.

ભક્તિમાર્ગીય આચાર્યે પ્રવર્તાવેલા ભક્તિસંપ્રદાયની દીક્ષાપૂર્વક મોક્ષના સાધન તરીકે કરાતા **શ્રવણ કીર્તન આદિરૂપ ભક્તિ** **મર્યાદા** કહેવાય છે. તેથીજ કપિલ દેવજીએ કહ્યું કે-

न युज्यमानया भक्त्या भगवत्यखिलात्मनि ।
सदृशोऽस्ति शिवः पंथा योगिनां ब्रह्मसिद्धये ॥ भा ३-२५-१९.

**અર્થ**—અખિલ વિશ્વના આત્મારૂપ ભગવાનમાં ભક્તિ જોડવા જેવો બ્રહ્મની સિદ્ધિને માટે યોગીઓને બીજો કલ્યાણકારક રસ્તો નથી. એમ શરૂ કરીને પછી સત્પુરુષોનાં લક્ષણો કહીને આગળ કહ્યું કે,

त एते साधवः साध्वि ! सर्वसंगविवर्जिताः ।
संगस्तेष्वथ ते प्रार्थ्यः संगदोषहरा हि ते ॥ भा. ३-२५-२४

**અર્થ**—હે સાધ્વિ ! આજ સર્વે સંગથી વિરક્ત સાધુ પુરુષો છે, માટે તમારે તેવા પુરુષોના સંગની પ્રાર્થના કરવી, કેમકે તેઓ સંગના દોષ હરનારા છે. સત્પુરુષોના પ્રસંગથી મારા પરાક્રમના સારા જ્ઞાનવાળી, હૃદય અને કર્ણને રસાયણરૂપ કથા થાય છે, તે કથાઓના સેવનથી જલદીથી મોક્ષના માર્ગમાં શ્રદ્ધા, રતિ અને ભક્તિ અનુક્રમથી સિદ્ધ થશે. અહિં મોક્ષના માર્ગમાં શ્રદ્ધા, ભક્તિ વગેરે થવાનું કહ્યું, તેથી એવી ભક્તિ પ્રાવાહિકી સમજવી.

પ્રેમાત્મક ભક્તિના સાધનરૂપે કરાતું શ્રવણ કીર્તન ભક્તિ માર્ગમાં **મર્યાદા ભક્તિ** કહેવાય છે. તેના દૃષ્ટાંત નીચે પ્રમાણે છેઃ—

भक्तियोगः पुरैवोक्तः प्रीयमाणाय तेऽनघ ।
पुनश्च कथयिष्यामि मद्भक्तेः कारणं परम् ॥ भा. ११-१९-१९
श्रद्धाऽमृतकथायां मे शश्वन्मदनुकीर्तनम् ।
परिनिष्ठा च पूजायाम् स्तुतिभिः स्तवनं मम ॥ २०
आदरः परिचर्यायां सर्वांगैरभिवंदनम् ।
मद्भक्त पूजाऽभ्यधिका सर्वभूतेषु मन्मतिः ॥ २१
मदर्थेष्वंगचेष्टा च वचसा मद्गुणेरणम् ।
मय्यर्पणंच मनसः सर्वकाम विवर्जनम् ॥ २२
मदर्थेऽर्थपरित्यागो भोगस्य च सुखस्य च ।
इष्टं दत्तं हुतं जप्तं मदर्थे यत्व्रतं तपः ॥ २३

**અર્થ**—હે નિષ્કલંક, પ્રસન્ન થતા તને મેં પહેલાં ભક્તિયોગ કહેલો છે, અને ફરીથી પણ મારી ભક્તિનું પરમ કારણ તને કહીશ. મારી અમૃત કથામાં શ્રદ્ધા, હમેશાં મારૂં અનુકીર્તન, પૂજામાં નિષ્ઠા, સ્તવનોથી સ્તુતિ, સેવા પરિચર્યામાં આદર, દંડવત્ પ્રણામ, મારા ભક્તની અધિક પૂજા, સર્વે પ્રાણીઓમાં મારી મતિ, મારે માટે શરીરની ચેષ્ટા, વાણીથી

મારા ગુણગાન, મનનું મારામાં અર્પણ, સર્વે કામનો ત્યાગ, મારે માટે ધનનો, ભોગનો, અને સુખનો ત્યાગ, યજન કરેલું, દાન કરેલું, હોમ કરેલો, જપ કરેલા, વ્રત કરેલા, તપ કરેલું, તે સર્વે મારે માટે અર્પણ કરવું—આ સર્વે ભક્તિના સાધનો કહ્યા, અને પછી કહ્યું કે—

एवं धर्मैः मनुष्याणामुद्धवात्मनिवेदिनाम् ।
मयि संजायते भक्तिः कोऽन्योऽर्थोऽस्यावशिष्यते ॥ भा ११–१९–२४

અર્થ—હે ઉદ્ધવ, આત્મ નિવેદન કરનાર મનુષ્યોને ઉપર કહેલા ધર્મોવડે મારે વિષે ભક્તિ થાય છે. પછી તેને બીજું શું પ્રાપ્ત કરવું રહ્યું? તેમજ એકાદશ સ્કંધના ત્રીજા અધ્યાયમાં "ભક્તિથી ઉત્પન્ન થએલી ભક્તિ" એમ કહ્યું. માટે એ ભક્તિ સાધનરૂપ સમજવી.

પ્રભુમાં સ્નેહ ઉત્પન્ન થયા પછી પોતાના વ્યસનથી સ્વતંત્ર પુરુષાર્થરૂપે કરાતા શ્રવણ કીર્તન ઉત્તમ પુષ્ટિ ભક્તિરૂપ છે. તેના દૃષ્ટાંતઃ—

मत्सेवया प्रतीतं च सालोक्यादिचतुष्टयम् ।
नेच्छन्ति सेवया पूर्णाः कुतोऽन्यत्कालविप्लुतम् ॥
भा. ९–४–६७

અર્થ—સેવાથી પૂર્ણ મારા ભક્તો મારી સેવાથી સાક્ષાત થયેલી સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય, સાયુજ્ય વગેરે ચાર પ્રકારની મુક્તિની પણ ઇચ્છા કરતા નથી, તો બીજા કાલગ્રસ્ત ફલની તો ઇચ્છા ક્યાંથી જ કરે?

नैकात्मतां मे स्पृहयंति केचिन्मत्पादसेवाभिरता मदीहाः ।
येऽन्योन्यतो भागवताः प्रसज्य सभाजयंते मम पौरुषाणि ॥
भा. ३–२५–३४

અર્થ—કેટલાક ભક્તો અન્યોન્ય મળીને મારાં ચરિત્રનું ગુણગાન કર્યા કરે છે, તે મારા ચરણારવિંદની સેવાભોગ અનુરક્ત, અને શરીરથી મારીજ સેવા કરનારા મારી સાથે એકાત્મ થવાને પણ ઇચ્છતાં નથી.

यो दुस्त्यजान् क्षितिसुतस्वजनार्थदारान् ।
प्रार्थ्यां श्रियं सुरवरैः सदयावलोकाम् ॥
नैच्छन्नृपस्तदुचितं महतां मधुद्विट्–
सेवानुरक्तमनसामभवोऽपि फल्गुः ॥ भा. ५–१४–४४

અર્થ—દુઃખથી ત્યાગી શકાય એવા પૃથ્વી, પુત્ર, સ્વજન, ધન, સ્ત્રી અને ઉત્તમ દેવતાઓથી પ્રાર્થના કરવા યોગ્ય કૃપા કટાક્ષવાળી લક્ષ્મીની પણ જે રાજાએ ઇચ્છા રાખી નહિ, તે યોગ્ય જ છે, કેમકે શ્રીકૃષ્ણ ભગવાનમાં જેનું મન આસક્ત છે એવા મોટા પુરુષોને મોક્ષ પણ તુચ્છ છે.

नारायणपराः सर्वे न कुतश्चन बिभ्यति ।
स्वर्गापवर्गनरकेष्वपि तुल्यार्थदर्शिनः ॥ भा. ६–१७–२८

અર્થ—નારાયણમાં અનુરક્ત લોકમાં કોઈથી બીતા નથી, સ્વર્ગ, નરક અને મોક્ષ સર્વેને સરખા સમજનારા છે.

આ સર્વે વાક્યોથી આવી સ્વતંત્ર પુરુષાર્થરૂપ ભક્તિ ઉત્તમ પુષ્ટિ ભક્તિ સમજવી.

## ભક્તિનો મુખ્ય અર્થ.

તેથી ભક્તિ પદની શક્તિ–મુખ્ય અર્થ સ્નેહ જ છે. એની સ્નેહરૂપ ભક્તિના હેતુરૂપ શ્રવણ વગેરેમાં ભક્તિ શબ્દનો ઉપયોગ થયો હોય તે ગૌણ સમજવો. માટેજ તૃતીયસ્કંધના ૨૯ મા અધ્યાયમાં ત્રયોદશ શ્લોકમાં **सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत । दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः** ( સાલોક્ય, સાર્ષ્ટિ, સામીપ્ય, સારુપ્ય અને એકત્વ આપતા છતાં, મારી સેવા વિના મારા ભક્તો કંઈ પણ લેતા નથી ) આ પ્રમાણે લક્ષણ કહીને ચતુર્દશ શ્લોકમાં स एव भक्तियोगाख्यः તેજ ભક્તિયોગની વ્યાખ્યા–એમ લક્ષ્ય કર્યું. જો ભક્તિનું આ જ લક્ષણ ન હોય તો आख्या (આખ્યા) શબ્દ નકામો થઈ જાય, અને एव ( જ ) પણ નકામો થઈ જાય. માટે પૂર્વ કહેલાં ( સ્નેહ સિવાયના ) વાક્યોમાં ભક્તિ શબ્દનો પ્રયોગ ઔપચારિક સમજવો. સ્નેહને વશ થઈ કરાતાં શ્રવણ કીર્તન સ્નેહઅવ્યપાતી એટલે સ્નેહરૂપ સમજવા.

અથવા સાક્ષાત્ પુરુષોત્તમને પ્રાપ્ત કરાવનાર હોવાથી શાસ્ત્રમાં જે શ્રવણાદિનું વિધાન ( આજ્ઞા ) કરેલું છે, એવા શ્રવણાદિમાં ભક્તિ શબ્દની પ્રવૃત્તિનું નિમિત્ત જુદું જ છે. જે જે સાક્ષાત્ પુરુષોત્તમને પ્રાપ્ત કરાવે તે ભક્તિ એમ ન કહેવું, કેમકે દ્વેષ અને ભગવદ્ભયાદિથી પણ સાક્ષાત્ પુરુષોત્તમપ્રાપ્તિ થાય છે, માટે એમ તો તેને પણ ( દ્વેષ અને ભગવદ્ભયાદિને) ભક્તિપણું પ્રાપ્ત થાય. સાક્ષાત્ શબ્દ અનર્થક છે એમ ન કહેવું, કેમકે વિભૂતિરૂપનું ભજન કરનારને પણ તદ્દ્વારા પુરુષોત્તમપ્રાપ્તિ થાય છે. જેમ કે,

**यथाऽद्रिप्रभवा नद्यः पर्जन्यापूरिता विभो ।।**
**विशन्ति सर्वतः सिंधुं तद्वत्त्वां गतयोऽन्ततः ॥ भा १०–४०–१०**

અર્થ—જેમ પર્વતોમાંથી નીકળેલી નદીઓ વરસાદથી પુરાઈને સર્વ તરફથી સમુદ્રમાં પ્રવેશ કરે છે તેમ, હે વિભુ, સર્વે ગતીઓ અંતે આપમાં જાય છે. આવાં પ્રમાણોથી સિદ્ધ થાય છે કે વિભૂતિની ભક્તિ પુરુષોત્તમપ્રાપ્તિનું દ્વાર છે. એવી વિભૂતિની ભક્તિને ખરી સ્વતંત્ર ભક્તિ કહેવાય નહિ. શ્રીકૃષ્ણમાં સ્નેહ તેજ સ્વરૂપ ભક્તિમાં તે ભક્તિનું નિમિત્ત છે.

આ પ્રમાણે ભક્તિ શબ્દના અનેક અર્થ છે. "પુષ્પવાન્" શબ્દના બે અર્થ છે–સૂર્ય અને ચંદ્ર. શબ્દની પ્રવૃત્તિ થવાનું કારણ જુદું હોય તો પણ જેમ "પુષ્પવાન્" શબ્દ [illegible]થી સૂર્ય અને ચંદ્ર બન્નેનો બોધ થાય છે, તેમ જ કોઈક સ્થળમાં ભક્તિ શબ્દ [illegible]રૂપ અને સ્વરૂપ બંને પ્રકારની ભક્તિને લક્ષવે છે; જેમ કે **भक्त्याऽहमेकया ग्राह्यः** એક ભક્તિથીજ હું ગ્રાહ્ય છું; અહિ ભક્તિ શબ્દ ઉભયવાચક સમજવો.

સ્વરૂપ ભક્તિનાં દૃષ્ટાંત નીચે પ્રમાણે છેઃ—

मामेव नैरपेक्ष्येण भक्तियोगेन विन्दति ।
भक्तियोगं स लभते एवं यः पूजयेत माम् ॥ भा ११–२७–५३

અર્થ — આ પ્રમાણે જે મને પૂજે છે, તે ભક્તિયોગને મેળવે છે અને નિરપેક્ષ ભક્તિયોગથી મને જ પ્રાપ્ત થાય છે.

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥ गीता १२–१

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥ गीता १२–२

અર્થ—આ પ્રમાણે નિત્યયુક્ત જે ભક્તો તમારી ઉપાસના કરે છે, અને જે અવ્યક્ત અક્ષરની ઉપાસના કરે છે તેમાં યોગ જાણનારામાં શ્રેષ્ઠ કોણ? પરમ શ્રદ્ધાવાળા, મારામાં મનનો આવેશ કરીને નિત્યયુક્ત જે મને ઉપાસે છે તેને હું યોગ જાણનારમાં શ્રેષ્ઠ માનું છું.

नालं द्विजत्वं देवत्वमृषित्वं वाऽसुरात्मजाः ।
प्रीणनाय मुकुन्दस्य न वृत्तं न बहुज्ञता ॥ भा. ७–७–५१.

न दानं न तपो नेज्या न शौचं न व्रतानि च ।
प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडम्बनम् ॥ भा. ७–७–५२.

અર્થ—હે અસુર પુત્રો! મુકુંદ ભગવાનને પ્રસન્ન કરવા દ્વિજપણું, દેવપણું, કે ઋષિપણું સમર્થ નથી, સદાચાર સમર્થ નથી, બહુ જ્ઞાન સમર્થ નથી, દાન, તપ, યજ્ઞ, પવિત્રતા, વ્રતો કોઈ સમર્થ નથી. હરિ તો નિર્મલ ભક્તિથી પ્રસન્ન થાય છે, બીજું સર્વ ઢોંગ માત્ર છે.

न रोधयति मां योगो न सांख्यं धर्म उद्धव ॥
न स्वाध्यायस्तपस्त्यागो यथा भक्तिर्ममोर्जिता ॥ ११–१४–२०.

भक्त्याऽहमेकया ग्राह्यः श्रद्धयाऽऽत्मा प्रियः सताम् ।
भक्तिः पुनाति मन्निष्ठा श्वपाकानपि संभवात् । ११–१४–२१.

અર્થ—હે ઉદ્ધવ! વૃદ્ધિ પામેલી મારી ભક્તિ જેમ મને સ્વાધીન કરે છે, તેમ યોગ, સાંખ્ય, ધર્મ, સ્વાધ્યાય, તપ, ત્યાગ કોઈ સ્વાધીન કરી શકતું નથી. શ્રદ્ધા કરીને સત્પુરુષના પ્રિય આત્મારૂપ હું એક ભક્તિ વડે ગ્રાહ્ય છું. જન્મથી ચાંડાલ હોય તેઓને પણ મારી ભક્તિ પવિત્ર કરે છે. આવા સવર્વ વાક્યોથી સ્વરૂપ ભક્તિનું સ્વરૂપ સમજી લેવું.

ગોપાલાદિ મંત્રોના અધિષ્ઠાતા દેવતા તો પુરુષોત્તમની વિભૂતિ છે એમ પૂર્વે સિદ્ધ કરેલું છે, માટે તેને પ્રાપ્ત કરાવનાર મંત્ર જપ પૂજન વગેરેને ભક્તિ કહી શકાય નહિ. તે તો ભક્તિનાં સાધન છે.

## ભક્તિમાં સ્નેહ નિયામક છે.

આ પ્રમાણે જેમ યજ્ઞ વગેરે કર્મોમાં વિધિ નિયામક હોય છે, તેમ ભક્તિમાર્ગીય ભજન પ્રકારોમાં સ્નેહવાળાઓને સ્નેહજ નિયામક હોય છે. જેમને પ્રભુમાં સ્નેહ થયો નથી, તેમને સ્નેહવાળાઓએ કરેલો ઉપદેશજ નિયામક છે. એ સ્નેહરીતિનો ઉપદેશ વેદથી અવિરુદ્ધજ છે એમ સમજવું. વિધિને નહિ જાણનાર બાલક, પિતા વગેરેના બતાવ્યા પ્રમાણે, સંધ્યાવંદન વગેરે કરે છે તે જેમ કર્મ ગણાય છે, તેમ સ્નેહ ન ઉત્પન્ન થયો હોય તોપણ સ્નેહવાળાના ઉપદેશ પ્રમાણે કરેલી સેવા પણ ભક્તિ કહેવાય, કેમકે તે સેવા ભક્તિમાર્ગીય રીત પ્રમાણે છે. એવાને આગળ જતાં પ્રભુમાં સ્નેહ અવશ્ય થશે એમ સમજવું. જેમ વિધિથી અજ્ઞાત બાલકને ઉપર કહ્યા પ્રમાણે કર્મો કરવાથી કર્મમાર્ગમાં કહેલું ફલ પ્રાપ્ત થાય છે, તેમજ સ્નેહ ન સમજનાર ભક્તને સ્નેહવાળાના કહ્યા પ્રમાણે સેવા કરવાથી પુરુષોત્તમપ્રાપ્તિ થાય, એટલે પછી શું બાકી રહ્યું ?

## હાલના આચાર્યો. ભક્તિમાર્ગ. ભજનવ્યવસ્થા.

હાલના ઉપદેશકોનો પ્રભુમાં સ્નેહ ન હોય તોપણ તેમના સંપ્રદાયના મહાન પૂર્વના આચાર્યો પ્રભુમાં સ્નેહવાળા હોવાથી પ્રભુનો તેમનાપર અનુગ્રહ હોવાથી સર્વ સિદ્ધ થાય છે. કેમકે પોતાના કૃપાપાત્ર ભક્તે પ્રવર્તાવેલો હોવાથી તે માર્ગમાં પ્રભુનો પક્ષપાત હોય છે. તેથીજ શ્રીમદ્ભાગવતમાં બ્રહ્માદિકે કહ્યું છે કે:—

**स्वयं समुत्तीर्य सुदुस्तरं द्युमन् भवार्णवं भीममदभ्रसौहृदाः ।**
**भवत्पदांभोरुहनावमत्र ते निधाय याताः सदनुग्रहो भवान् ॥भा. १०-२-३१**

અર્થ—હે પ્રકાશમાન્ પ્રભો, ઘણા સ્નેહવાળા આપના ભક્તો આપના ચરણારવિંદ રૂપ નાવથી દુસ્તર ભયંકર સંસારસાગરને પોતે તરી જઈને તે નાવને અહીં રાખીને તેઓ ગયા છે. સત્પુરુષોપર આપની કૃપા છે.

અહીં ભગવાનના ચરણારવિંદરૂપ ભક્તિમાર્ગ હોવાથી એ ચરણારવિંદરૂપ પોતાના સંપ્રદાયને પ્રવર્તાવવો તેજ ચરણારવિંદરૂપ નાવ અહીં મુકી જવું. તે ભક્તોએ પ્રવર્તાવેલા સંપ્રદાયમાં ચાલનારને તેવા (સ્નેહરૂપ) સાધનો ન હોય તોપણ સંપ્રદાય પ્રવર્તાવનાર મહા પુરુષોપર સાક્ષાત્પ્રભુની કૃપા હોવાથી તેમનાપર ભગવાનનો પક્ષપાત હોય છે, તેથી એવા મહાપુરુષોના સંબંધવાળાઓપર પણ તમે કૃપા કરો છો, એવો અભિપ્રાય દર્શાવવાને ઉપલા શ્લોકમાં કહ્યું કે सदनुग्रह—સત્પુરુષોપર આપનો અનુગ્રહ છે. सदनुग्रह એટલે સત્પુરુષોપર જેનો અનુગ્રહ છે એવા ભગવાન્. આ બાબત પ્રમાણ રૂપ છે એમ જણાવવા પ્રભુની સંમતિ भवान्—તમે એ શબ્દથી બતાવી. તેમના સંપ્રદાયમાં ચાલનાર સંસારસાગર અવશ્ય તરી જાય છે એમ બતાવવા તે નાવ રૂપ છે એમ નિરૂપણ કર્યું. તેથી વિનાશ્રમે સંસારસાગર તરવાનું સુગમ છે. કેમકે હાથવડે તરવામાં શ્રમ પડે છે, નાવથી તરવામાં શ્રમ પડતો નથી. આ અર્થે બાબતનો શ્રીસુબોધિનીમાં ( ગિરિધરજીએ ) શ્રીઆચાર્યચરણે વિસ્તારથી કહી છે તેથી અહીં લખી નથી. પણ ભગવદ્ભજનમાં આ વ્યવસ્થા છે, કે અગ્નિહોત્રાદિ વગેરે કર્મો પ્રભુઈચ્છા જણાય ત્યારે કરવાં, ત્યારે તો કલ્પ-ગ્રન્થ પ્રમાણેજ કરવું. આનો પ્રકાર હોવાથી આ માર્ગ સપ્રમાણ છે અને અપૌરુષેય

માત્ર છે એવી શંકા રહેતી નથી. કારણ કે ઉપર બતાવ્યા પ્રમાણે સર્વ પ્રમાણસિદ્ધ છે. પ્રેમ તો સ્વરૂપ છે, તે સ્વકૃતિસાધ્ય નથી, તેથી તેની વિધિ શાસ્ત્રોમાં હોઇ શકે નહિ, માત્ર તેનો અનુવાદજ હોઇ શકે. જેમકેઃ—

य एतस्मिन् महाभागाः प्रीतिं कुर्वन्ति मानवाः ।
नारयोऽभिभवन्त्येतान् विष्णुपक्षानिवासुराः ॥ भा. १०

અર્થ—વિષ્ણુના પક્ષવાળાઓને જેમ અસુરો પરાભવ કરી શકતા નથી, તેમ આ શ્રીકૃષ્ણમાં જે મોટા ભાગ્યવાળા પ્રીતિ કરે છે, તેમને શત્રુઓ પરાભવ કરી શકતા નથી.

माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोऽधिकः ।
स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्न चान्यथा ॥

અર્થ—માહાત્મ્ય જ્ઞાનપૂર્વક સુદૃઢ સર્વથી અધિક પ્રભુમાં સ્નેહ તેજ ભક્તિ, એ ભક્તિથી જ મુક્તિ, બીજી કોઇ રીતે મુક્તિ થતી નથી.

देवानां गुणलिंगानामानुश्रविककर्मणाम् ।
सत्वएवैकमनसोवृत्तिः स्वाभाविकी तु या ॥ भा. ३—२५—३२
अनिमित्ता भागवती भक्तिः सिद्धेर्गरीयसी ।
जरयत्याशु या कोशं निगीर्णमनलो यथा ॥ भा. ३—२५—३३

અર્થ—વૈદિક કર્મ કરનારા ગુણવૃત્તિવાળા દેવોની સત્વમાં જ મનની જે સ્વાભાવિક વૃત્તિ તેજ ભગવાનની નિષ્કારણ ભક્તિ. તે સિદ્ધિથી મોટી છે, અને જેમ જઠરાગ્નિ ઉદરમાં અન્નથી પદાર્થને બાળી નાખે છે. તેમ તે ભક્તિ અંદરના કોશને બાળી નાખે છે.

मद्गुणश्रुतिमात्रेण मयि सर्वगुहाशये ।
मनोगतिरविच्छिन्ना यथा गंगांभसोऽम्बुधौ ॥ भा. ३—२९—११.
लक्षणं भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम् ।
अहैतुक्यव्यवहिता या भक्तिः पुरुषोत्तमे ॥ भा ३—२९—१२

અર્થ—જેમ ગંગાજળની સમુદ્રમાં અવિચ્છિન્ન ગતિ રહે છે, તેમ મારા ગુણ શ્રવણમાત્રથી સર્વના ગુહાશયમાં રહેનાર મારેવિષે મનની અવિચ્છિન્ન ગતિ રહે—એ નિર્ગુણ ભક્તિયોગનું લક્ષણ કહ્યું છે, જે પુરુષોત્તમમાં નિષ્કારણ અંતરાયવિનાની ભક્તિ છે.

સાધનરૂપ શ્રવણાદિ લક્ષણવાળી ભક્તિનું વિધાન તો સ્પષ્ટ દ્વિતીય સ્કંધમાં કરેલું જ છે.

तस्माद्भारत सर्वात्मा भगवान् हरिरीश्वरः ।
श्रोतव्यः कीर्तितव्यश्च स्मर्तव्यश्चेच्छताऽभयम् ॥ भा. २—१—५

અર્થ—તેથી હે પરિક્ષિત, અભય ઇચ્છના પુરુષે સર્વાત્મા ભગવાન હરિ, ઈશ્વર શ્રોતવ્ય, કીર્તિતવ્ય અને સ્મર્તવ્ય છે.

આ પ્રમાણે સર્વ બરાબર, સુંદર છે, માટે વિશેષ શું લખવું ?

**શિખરિણી.**

ઉપાસ્તિને માને મધુમથનભક્તિ સુજનો,
ઉપાસ્યે કૃષ્ણબુદ્ધિ, વળિ સ્વકૃતાર્થા મતિ ધરે,
સરૂપી બે તેથી; ભ્રમહતિકૃતે સ્વીયમનથી
રચ્યો ભક્તિહંસ મુતથ પ્રકટ્યો વિઠ્ઠલવરે.

અર્થ—વિદ્વાનો પણ ઉપાસનાને કૃષ્ણની ભક્તિ માને છે, ઉપાસનાથી પોતાને કૃતાર્થ માને છે, ઉપાસ્ય દેવતાને પરમ પુરુષ કૃષ્ણ માને છે; આ સર્વ ભ્રમનું કારણ એજ કે એ બને બહારથી સરખા સ્વરૂપનાં છે, તે ભ્રમને ટાળવાને માટે પોતાના મનમાં રહેલો નીરક્ષીરવિવેકી–ઉપાસના ભક્તિ વિવેકી–હંસ કૃતાર્થ એવા શ્રી વિઠ્ઠલે આનંદથી પ્રકટ કર્યો.

ભાગ્યવાળા ભક્તજનો જેનું સ્મરણ કરે છે, નિજજનના સર્વ સંશયો જેણે નષ્ટ કર્યા છે, એવા શ્રીમત્પ્રભુજીના ચરણકમલને આલોક પરલોકના સર્વ અર્થને માટે હર્ષથી હું શરણ જાઉં છું. તે પોતાના બાલકપર વાત્સલ્યતાથી શ્રીકૃષ્ણના ચરણારવિંદની રજના રંગથી સદા મને રંગો.

---

# भक्तिहंसपर विवेचन.

---

આ ભક્તિહંસ ગ્રંથ નાનો પણ ઘણોજ સુંદર, સ્પષ્ટ અને અગત્યનો ગ્રંથ છે. એક સમય એવો હતો કે પંડિતો વૈદિક અને તાંત્રિક ક્રિયાઓ, ઉપાસના વગેરે જ માન્ય રાખતા, અને ધર્મમાં સ્નેહને સ્થાન સરખું પણ ન હતું. વૈદિક તાંત્રિક ક્રિયા વિનાનું સર્વ અશાસ્ત્રીય અગ્રાહ્ય કહેનારા એવા હૃદયશૂન્ય પંડિતો પુષ્ટિમાર્ગને હસી કહાડતા અને અમે સાંભળ્યું છે કે એક પંડિતે તો ગુસ્સામાં અને મશ્કરીમાં એમ લખ્યું હતું કે "હવે વેદ, શાસ્ત્ર, પુરાણના દિવસો આવી રહ્યા, તેમાં લખ્યું પ્રમાણ નહિ, માત્ર શ્રીમદ્વલ્લભ અને શ્રીમદ્વિઠ્ઠલના વચનો જ પ્રમાણ માનવા." આવા પંડિતોને ઉત્તર આપવો આવશ્યક હતો. અને વાચકને માલમ પડશે કે આ લઘુગ્રંથ વેદ, ગીતા અને શ્રીમદ્ભાગવતના વચનોથી ભરપૂર છે. શુદ્ધ હૃદયથી વાચનારને પુષ્ટિમાર્ગ અગ્રાહ્ય નહિ, પણ ઉત્તમોત્તમ લાગ્યા વિના રહે જ નહિ.

શરૂઆતમાં પોતાનું મંતવ્ય સ્પષ્ટ જણાવતાં ગ્રંથકાર કહે છે કે મંત્ર, ઉપાસના, વૈદિક, તાંત્રિક દીક્ષા, પૂજા, વિધિ વગેરેથી પુરુષોત્તમ પ્રાપ્ય નથી, પણ પોતે સ્નેહવાળા ભક્તો સાથે જ ખેલે છે; અહીંથી જ શંકાકારની શંકા ઉદ્ભવે છે, અને સર્વે શંકાના નિરાસની સાથે ગ્રંથની સમાપ્તિ થાય છે. પુરુષોત્તમ વેદથી પ્રાપ્ય નથી તેને માટે વેદનું પોતાનું પ્રમાણ **यमेवैष वृणुते तेन लभ्यः** એ શ્રુતિ છે, **नाहं वेदैः...शक्य एवं विधो द्रष्टुम्, त्रैगुण्यविषया वेदाः** વગેરે ગીતાનાં પ્રમાણ છે, અને શ્રીમદ્ભાગવત તો પ્રમાણોથી ભરપૂર છે. આ પ્રમાણે વરણ માત્રથી જ પ્રાપ્ય હોવાથી વૈદિક તાંત્રિક કોઈ પણ

ક્રિયા પુરુષોત્તમને સ્પર્શ કરી શકતી નથી એ સ્પષ્ટ છે. ત્યારે એ સર્વે ક્રિયાઓથી કોની પ્રાપ્તિ થાય છે ? એ પ્રશ્ન સહજ થાય છે. ઉત્તર કે વિભૂતીઓની. મંત્ર તંત્રને અધીન રહેતા પુરુષોત્તમની વિભૂતીઓ છે. અહીંઆં પુષ્ટિમાર્ગમાં ઘણે સ્થળે પ્રચલિત, કૃપાપાત્ર વૈષ્ણવોને દ્રવ્યકીર્તિ વગેરેની પ્રાપ્તિને માટે મહારાજોથી દાનમાં અપાતા ગોપાલમંત્રને ઉદ્દેશીને શ્રીમદ્ભક્તિકુમાર સ્પષ્ટ આજ્ઞા કરે છે કે એ ગોપાલમંત્ર પુરુષોત્તમપરત્વે નથી, કૃષ્ણપરત્વે નથી, પણ વિભૂતિપરત્વે જ છે. જો એવા મંત્રથી પુરુષોત્તમ વશ થતા હોય તો પુરુષોત્તમ કરતાં મંત્ર ચઢે ! પુરુષોત્તમ કરતાં એક માત્ર પુરુષોત્તમની ભક્તિ—સ્નેહમય ભક્તિ જ છે, બીજું કાંઇ નથી. अहं भक्तपराधीनो ह्यस्वतंत्र इव द्विज—હું ભક્તને પરાધીન, અસ્વતંત્ર જેવો છું એમ શ્રીમુખથી પુરુષોત્તમ વદે છે. અને ઉપમેયત અમ્નોની શ્રીગોપીજનોની પ્રશંસા કરતાં પોતેજ શ્રીમુખથી કહે છે કે:—

न पारयेऽहं निरवद्यसंयुजां स्वसाधुकृत्यं विबुधायुषापि वः ।
या माभजन्दुर्जरगेहशृङ्खलाः संवृश्च्य तद्वः प्रतियातु साधुना ॥ भा. १०-३२-२२

અર્થ—કાપી શકાય નહિ એવી ઘરરૂપી બેડીઓને કાપી નાંખીને તમે મારું ભજન કર્યું છે, તમને મારી સાથે નિર્દોષ રીતે સંયોગ પ્રાપ્ત થયો છે, તમારા ઉપકારનો બદલો હું બ્રહ્માના આયુષ્યપર્યંત પણ વાળી શકું એમ નથી, તમારા ઉપકારનું ઋણ તમારી સુશીલતાથી જ મારાપરથી ઉતરો, મારાથી એનો પ્રત્યુપકાર થઇ શકે એમ નથી.

દુનીઆમાં કોઇ પણ નિસ્વાર્થ સ્નેહ કરતાં ઉત્તમ છે ખરું ? નહિ જ. મારું મંત્ર ભમે તેવો ઉત્તમ હોય પણ તે મંત્ર જ; અને મંત્રનો જપ સ્વાર્થ માટે જ હોય, પછી તે સ્વાર્થ ઉચ્ચ મોક્ષ પર્યંતનો હોય, કે નીચ, વેશ્યાવશીકરણનો હોય. માટે શુદ્ધ પુષ્ટિમાર્ગ પ્રમાણે આચાર્યચરણ-શ્રીમહાપ્રભુજી અને શ્રીમત્પ્રભુચરણના વચનામૃત જેમને માન્ય હોય તેમણે—ગોપાલમંત્ર લેવો નહિ. કેટલાક વાચકોને આ વાત વસમી લાગશે, પણ નિષ્પક્ષપાત પ્રમાણે વિચાર કરનારને શ્રીમત્પ્રભુચરણના આ વચનામૃત સત્ય છે, શાસ્ત્રસિદ્ધ છે, અનુભવસિદ્ધ છે, એમ લાગ્યા વિના રહેશે નહિ ભાઇઓ, પુષ્ટિમાર્ગમાં—સ્નેહમાર્ગમાં મંત્ર જંત્ર કેવાં ? સ્નેહમાર્ગમાં વશીકરણના ઉપાયો હોય ? દુનીઆની અંદર અને દુનીઆને પેલેપાર સ્નેહ જેવું બીજું વશીકરણ શું છે ? સ્નેહનું એ વશીકરણ સ્નેહવાળાને જ જડે. એનું સુંદર દર્શન તમારે જોઇએ છે ? સાંભળો.

बालं च तस्या उरसि क्रीडन्तमकुतोभयम् ।
गोप्यस्तूर्णं समभ्येत्य जगृहुर्जातसंभ्रमाः ॥ भा. १०-६-१८
यशोदारोहिणीभ्यां ताः समं बालस्य सर्वतः ।
रक्षां विदधिरे सम्यग्गोपुच्छभ्रमणादिभिः ॥ भा. १०-६-१९
गोमूत्रेण स्नापयित्वा पुनर्गोरजसार्भकम् ।
रक्षां चक्रुश्च शकृता द्वादशाङ्गेषु नामभिः ॥ भा. १०-६-२०

અર્થ—પૂતનાની છાતીપર કાંઇ પણ બીકવિના રમતા બાલકને ગોપીઓએ દોડતી આવીને ગભરાટથી લઇ લીધો. યશોદા અને રોહિણીસાથે બધી ગોપીઓએ બાલકપર ગાયની પુંછડી ફેરવીને તેની રક્ષા કરી. ગોમૂત્રથી, ગોરજથી, અને ગોબરથી નવરાવી ભગવાનનાં નામો દઇ દઇ તેના બારે અંગની રક્ષા કરી...

"અજ ભગવાન તારા પગની, અભિમાન્ તારા ઘુંટણની, યજ્ઞ સાથળની, અચ્યુત કટિની, હયગ્રીવ પેટની, કેશવ હૃદયની, ઇશ વક્ષઃસ્થલની, ઇન કંઠની, વિષ્ણુ ભુજની, ઉરુક્રમ મુખની, અને ઇશ્વર મસ્તકની રક્ષા કરજો. ચક્રધારી ભગવાન્ તારી આગળ રહેજો, ગદાધારી ભગવાન્ તારી પાછળ રહેજો, ધનુર્ધારી મધુઘ્ન ભગવાન્ અને ખડ્ગધારી અજન ભગવાન્ તારે બે પડખે રહેજો; શંખધારી ઉરુગાય ભગવાન્ ચારે ખુણામાં રહેજો, ઉપેંદ્ર ભગવાન્ ઉપર રહેજો, તાર્ક્ષ્ય ભગવાન્ નીચે રહેજો, હળધર ભગવાન્ સઘળી દોર રહેજો; હૃષિકેશ ભગવાન્ તારી ઇંદ્રિયોની રક્ષા કરજો, નારાયણ પ્રાણની રક્ષા કરજો, શ્વેતદીપપતિ ભગવાન્ ચિત્તનું રક્ષણ કરજો, યોગેશ્વર ભગવાન્ મનનું રક્ષણ કરજો. પૃશ્નિગર્ભ ભગવાન્ તારી બુદ્ધિની, અને પર ભગવાન્ તારા અહંકારની રક્ષા કરજો. રમતાં ગોવિંદ ભગવાન્, સુતાં માધવ ભગવાન્, ચાલતાં વૈકુંઠ ભગવાન્, બેસતાં લક્ષ્મીપતિ, અને જમતાં યજ્ઞભોક્તા ભગવાન્ કે જે સર્વ ગ્રહોને ભયંકર છે તે તારી રક્ષા કરજો. ડાકણો, રાક્ષસીઓ, કુષ્માંડો બાલગ્રહો, ભૂત, પ્રેત, પિશાચ, યક્ષ, રાક્ષસ વિનાયક, કોટરા, રેવતી, જ્યેષ્ઠા, પૂતના, માતૃકા, ઉન્માદ, અપસ્માર અને બીજા જે દેહ, પ્રાણ અને ઇંદ્રિયોના દ્રોહ કરનાર છે તે, સ્વપ્નમાં દેખેલા મોટા ઉત્પાતો, બાલ અને વૃદ્ધના ગ્રહો, વિષ્ણુનું નામ લેવાથી જે બીએ છે તે સર્વે નાશ પામજો."

વાચક, સ્નેહની પરિસીમાના આ શ્લોકો વાંચી તને પણ સ્મિત આવતું હશે. પૂતનાને ક્રીડામાત્રથી મારનાર પૂર્ણ પુરુષોત્તમની રક્ષા કરનાર આ ગોપીઓનાં સ્નેહનાં મંત્ર જંત્ર! સ્નેહની જ સુંદર અધારીવાળાં આ તામસી-પ્રભુના સામર્થ્યથી અજ્ઞાન-ગોપીજનને જોઇને પરબ્રહ્મ પ્રભુ પણ માનુષી સ્નેહની ઉત્તમતાથી ગળગળા થઇ જાય!

જ્યારે આપણે પુષ્ટિમાર્ગીઓએ આ વાત ધ્યાનમાં રાખવાની છે, ત્યારે અન્યમાર્ગીઓએ સમજવાનું છે કે તેમની જે મૂર્તિઓની મંત્રથી સ્થાપના કરવામાં આવે છે તેમાં પુરુષોત્તમનું આવાહન થતું નથી, પણ માત્ર વિભૂતીઓનું જ આવાહન થાય છે, કેમકે એમ મંત્રને વશ થઇ પુરુષોત્તમ પધારતા નથી.

લક્ષમાં પણ ઘણાને શંકા થાય છે કે ભગવાન તો વરણમાત્રથી જ પ્રાપ્ય છે, તોપછી કોઇ પણ સાધન કરવાથી શું લાભ? ભગવાન્ મળવાના હશે તો સ્વેચ્છાથી જ મળશે. આનો ઉત્તર શ્રીમત્પ્રભુચરણ ઘણી સુંદર રીતે આપે છે. "જેને પુરુષોત્તમપ્રાપ્તિની ઇચ્છા થાય તેનું જ વરણ પુરુષોત્તમે કર્યું છે એમ સમજવું. એટલે પુરુષોત્તમે વરણ કરેલા ભક્તની ઇચ્છા પુરુષોત્તમ-પ્રાપ્તિની થવાની જ." માટે ઇચ્છા થવી એજ મહાભાગ્ય. વરણના બે પ્રકાર સમજાવતાં પોતે કહે છે કે પુષ્ટિમાં અંગીકૃત જીવને તો ભગવાન્ જ પોતે સાધનરૂપ થઇ જાય છે. અહીં આપણે એટલું યાદ રાખવું કે એવા શુદ્ધ પુષ્ટિજીવોને પ્રભુપર સહજ પ્રેમ હોય છે, તેવી પ્રભુ પણ તેમનાપર તેવી કૃપા કરે છે, સંસારવ્યવહારમાં મચી રહેલા, કામ ક્રોધ અને લોભથી વ્યગ્ર. દ્રવ્ય,

કીર્તિ વગેરે લૌકિક વસ્તુઓની અપેક્ષાંવાળા સામાન્ય જનોએ પ્રભુપર પ્રેમ ઉત્પન્ન કરવા પ્રયત્ન કરવા જ, અને તેના સાધન પણ કરવાં જ. તે સાધનો શ્રીમદ્પ્રભુજીએ ભક્તિવર્ધિની ગ્રંથમાં સ્પષ્ટ સૂચવ્યાં છેઃ—

यथा भक्तिः प्रवृद्धा स्यात्तथोपायो निरूप्यते ।
बीजभावे दृढे तु स्यात्त्यागाच्छ्रवणकीर्तनात् ॥
बीजदार्ढ्यप्रकारस्तु गृहे स्थित्वा स्वधर्मतः ।
अव्यावृत्तो भजेत कृष्णं पूजया श्रवणादिभिः ॥
व्यावृत्तोऽपि हरौ चित्तं श्रवणादौ यतेत्सदा ।
ततः प्रेम तथाऽऽसक्तिर्व्यसनं च यदा भवेत् ॥
बीजं तदुच्यते शास्त्रे दृढं यन्नापि नश्यति ।
स्नेहाद् रागविनाशः स्यादासक्त्या स्याद्गृहारुचिः ॥
गृहस्थानां बाधकत्वमनात्मत्वं च भासते ।
यदा स्याद्व्यसनं कृष्णे कृतार्थः स्यात्तदैव हि ॥

અર્થ—ભક્તિ વધારવાના ઉપાયો કહું છું. બીજભાવ દૃઢ થવાથી, ત્યાગથી અને શ્રવણકીર્તનથી ભક્તિ વધે. બીજ દૃઢ કરવાનો પ્રકાર એ કે ઘરમાં રહીને, સ્વધર્મથી, વ્યાપાર છોડીને પૂજા શ્રવણ વગેરેથી કૃષ્ણભજન કરવું. વ્યાપાર હોય તોપણ હરિના શ્રવણમાં ચિત્ત હમેશાં રાખવા પ્રયત્ન કરવો. તેથી પ્રેમ, આસક્તિ અને વ્યસન જ્યારે થાય ત્યારે શાસ્ત્રમાં દૃઢ બીજ થયું કહેવાય, જેનો નાશ થતો નથી; સ્નેહથી સંસારમાં રાગનો નાશ થાય, આસક્તિથી ઘરપર અરુચિ થાય ઘરના મનુષ્યો બાધક અને પારકા જેવા લાગે; જ્યારે કૃષ્ણમાં વ્યસન થાય ત્યારે કૃતાર્થ થાય.

આ ઉપરથી સ્પષ્ટ માલૂમ પડશે કે, व्यापृतो निशिशयाने એટલે દિવસે વ્યાપારમાં ગુંથાયું અને રાત્રે થાકીને ઉંઘી જવું—એટલે કે સાધનવિનાના ગોકુલને પ્રભુ જેમ વૈકુંઠમાં લઇ ગયા તેમ આપણને પણ, પુષ્ટિમાર્ગીઓને પણ, પ્રભુ લઇ જશે, માટે આપણે તો શ્રીમદ્પ્રભુજીના ભક્તિવર્ધિની ગ્રંથમાં કહ્યા પ્રમાણે ન કરતાં દિવસે વ્યાપાર કરવો અને રાત્રે થાકીને સુઇ જવું—આમ સમજનારા ભૂલ કરે છે. ગોકુલવાસીઓને જે શુદ્ધ પ્રેમ પ્રભુપર હતો તે પ્રેમ તમને છે? પ્રભુના દર્શનવગર, પ્રભુના ગુણગાનવગર જેમ ગોકુલવાસીઓથી રહેવાતું નહતું, त्रुटिर्युगायते त्वामपश्यताम्—"તમારા દર્શનવિના એક ક્ષણ અમને યુગ જેવી વીતે છે," એવું તમને થાય છે? જો તમારૂં અંતઃકરણ હા કહેતું હોય, તો તમે કૃતાર્થ છો, તમને પ્રેમ અને વ્યસન પણ સિદ્ધ છે, અને તમને શિખામણ આપવાની યોગ્યતા ભૂતલપર કોઇની નથી.

પુષ્ટિમાર્ગ એટલે સ્નેહમાર્ગ નિઃસાધન છે, એટલે બીજા વેદમાં, તંત્રમાં, ઉપાસના માર્ગમાં, યોગમાર્ગમાં, સાંખ્ય માર્ગમાં સર્વે શાસ્ત્રોમાં કહેલાં મુક્તિનાં સાધનોની અપેક્ષા નથી, યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ, કે શમ, દમ,

તિતિક્ષા, ઉપરતિ વગેરે, કે શ્રવણ, મનન, નિદિધ્યાસન, કે એવા શાસ્ત્રીય સાધનોની અપેક્ષા નથી. પણ સ્નેહમાર્ગમાં સ્નેહની અપેક્ષા ખરી કે નહિ? અને તે સ્વાભાવિક ન હોય તો માર્ગની રીતિ સ્નેહ વધારવા પ્રભુના ગુણગાન કરવા કે નહિ? માટે શબ્દજાળમાં ન ફસાતાં–નિઃસાધનતાનો ખોટો અર્થ ન કરતાં

**तस्मात्सर्वपरित्यज्य निरुद्धैः सर्वदा गुणाः ।**
**सदानंदपरैर्गेयाः सच्चिदानंदता ततः ॥**

સર્વનો પરિત્યાગ કરી, વ્યાપાર છોડી, ઉધ છોડી, ચિત્તનો પ્રભુમાં નિરોધ કરી પ્રભુના ગુણગાન ગાયા કરવા. જેમ માતાનો બાળકપર સ્વાભાવિક પ્રેમ હોય છે, તેમ ગોકુવાસીઓને તેમના કાનુડાપર સ્વાભાવિક પ્રેમ હતો એવો સ્વાભાવિક પ્રેમ પ્રભુપર તમને છે?

પ્રભુપર આવા પ્રેમવાળા મળવા બહુ વિરલ છે. પ્રભુકૃપાથી એવા કોઇક મળી આવે તો તેમના ચરણની રજ શિરસાવંદ્ય ગણવી. પણ "હરિ, કૃષ્ણ, નામ" વગેરે મ્હોડેથી ઉચ્ચાર કરતા પણ અંદરથી વિષયપ્રચુર લોકોથી ચેતતા રહેવું. શ્રીમહાપ્રભુજીએ સ્વતઃ શ્રીમુખથી કહ્યું છે કે **मुख्याः प्रेरणा अतिदुर्लभाः** । માટે એવાની કસોટી તો સોના કરતાં પણ વધારે સખ્તાઇથી કરવી, કારણકે એવા ભગવદીય તો સર્વસ્વ અર્પણ કરવા યોગ્ય છે, અને પુષ્ટિમાર્ગમાં ભોળપણથી છેતરાતાં મનુષ્યોનાં દ્રષ્ટાંતો કાંઈ ઓછાં મળી આવતાં નથી. જેનામાં વૈષ્ણવનાં લક્ષણો હોય, ભગવદીયના ચિન્હ હોય, જેના હૃદયમાં પ્રભુ–મણિ પ્રકાશતો હોય, તેજ સર્વસ્વ અર્પણ કરવા યોગ્ય છે, બીજો કોઇ નથી. માટે આપણે પ્રભુપ્રાપ્તિના ઉપર કહેલા પ્રયત્ન કરવા એટલુંજ નહિ, પણ રોગીથી ચેતતાં રહેવું.

કેટલાક જ્ઞાનમાર્ગવાળા એમ સમજે છે કે ભક્તિથી ચિત્ત શુદ્ધ થાય અને પછી જ્ઞાન પ્રાપ્ત થાય. આ બાપડાઓ ભક્તિનો અર્થજ સમજ્યા નથી. ભક્તિ એટલે પ્રભુમાં નિસ્વાર્થ સ્નેહ. જ્ઞાનની ગતિજ પ્રભુ–પુરુષોત્તમ સુધી નથી, કેમકે પુરુષોત્તમ માત્ર અનન્ય ભક્તિથી પ્રાપ્ય છે, તો એવી ઉત્તમ ભક્તિને જ્ઞાનનું સાધન ગણવું એ કેટલું ખોટું! જ્ઞાન તો અક્ષર બ્રહ્મની પ્રાપ્તિ કરાવી શકે છે, બાહ્ય સ્થિતિ પ્રાપ્ત કરાવી, જળમાં જળ મળી જાય, સમુદ્રમાં મીઠાની પુતળી મળી જાય, તેવી સ્થિતિ કરી દે છે, **सोऽश्नुते सर्वान् कामान् सहब्रह्मणा विपश्चिता** સુધી જ્ઞાનની ગતિ નથી, માટે શુદ્ધ ભક્તિમાર્ગનું–પુરુષોત્તમ પર્યંત ગતિવાળા સ્વમાર્ગનું–નિરૂપણ **सिद्धांतमुक्तावली**માં કરી શ્રીમહાપ્રભુજી કહે છે કે **ज्ञानाधिको भक्तिमार्ग एवं तस्मान्निरुपितः** જ્ઞાનમાર્ગથી અધિક ભક્તિમાર્ગનું આ પ્રકારે નિરૂપણ કર્યું.

આગળ ચાલતાં ભિન્નભિન્ન પ્રકારની પૂજા–શ્રવણ કીર્તનને બધાને ભક્તિ કહેવાય નહિ, તેનું સ્પષ્ટ વર્ણન કરતાં શ્રીમત્પ્રભુચરણ કહે છે કે વૃત્તિને માટેનાં શ્રવણકીર્તન લૌકિક ભેતી જેવાં, તાત્કાલિક સુખદુઃખ આપનારાં, શાસ્ત્રમાં કહેલી વિધિ પ્રમાણે ધર્મ, અર્થ, અને કામની ઇચ્છાથી કરાતાં શ્રવણકીર્તન કર્મમાર્ગીય; સંન્યાસાશ્રમમાં જ્ઞાનોદયને માટે ચિત્તશુદ્ધિના હેતુથી કરાતાં શ્રવણકીર્તન જ્ઞાનમાર્ગીય; મોક્ષના સાધન તરીકે પંચરાત્રમાં કહેલી દીક્ષા પૂર્વક શાસ્ત્રવિધિ પ્રમાણે કરાતાં શ્રવણકીર્તન ઉપાસનામાર્ગીય; ભક્તિસંપ્રદાયની દિક્ષાપૂર્વક મોક્ષના સાધન તરીકે કરાતાં શ્રવણકીર્તન પ્રાવાહિક ભક્તિ; પ્રેમાત્મક ભક્તિના સાધનરૂપે

કરાતાં ભગવત્કીર્તન મર્યાદાભક્તિ; અને પ્રભુમાં સ્નેહ ઉત્પન્ન થયા પછી સ્વતંત્ર પુરુષાર્થરૂપે કરાતાં ભગવત્કીર્તન પુષ્ટિભક્તિરૂપ છે. આ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે જે હેતુથી ભગવત્કીર્તન કરવામાં આવે છે તે હેતુજ મુખ્ય છે. અને ઉત્તમોત્તમ હેતુ પ્રેમ છે. પ્રભુપર પ્રેમથી પ્રભુની સર્વે લીલા સાંભળવામાં અને તેના કીર્તન કરવામાં સ્વાભાવિક આનંદ આવે માટે જ ભગવત્કીર્તન કરવું એ ઉત્તમ. જ્યાંસુધી પ્રભુ દયા કરી પ્રકટ થાય, ત્યાં સુધી આવા ઉત્તમ ભક્તો પ્રભુની લીલાનો ગાન કરી દહાડા કાઢે છે, માટે જ શ્રીમહાપ્રભુજીએ કહ્યું છે કેઃ—

महतां कृपया यावद् भगवान् दययिष्यति ।
तावदानंदसंदोहः कीर्त्यमानः सुखाय हि ॥
गुणगाने सुखावाप्तिर्गोविंदस्य प्रजायते ।
यथा तथा शुकादीनां नैवात्मनि कुतोऽन्यतः ॥

અર્થ—મોટાની કૃપાથી જ્યાંસુધી ભગવાન દયા કરશે ત્યાંસુધી આનંદસાગર પ્રભુનાં કીર્તન સુખ જ આપે છે. ગોવિંદના ગુણગાનમાં જે સુખપ્રાપ્તિ થાય છે તે શુકદેવ વગેરે આત્મજ્ઞાનીને પ્રાપ્ત થતી નથી તો બીજાને તો ક્યાંથી જ.

આ સિદ્ધાંતનો અનુભવ કરતાં શ્રીગોપિકાઓએ ગાયું કેઃ—

तव कथामृतं तप्तजीवनं कविभिरीडितं कल्मषापहं ।
श्रवणमंगलं श्रीमदाततं भुवि गृणंति ते भूरिदाजनाः ॥

અર્થ—તમારું કથામૃત વિરહતપ્ત ભક્તોનું જીવન છે, પંડિતોએ વખાણ્યું છે, પાપનાશક છે, શ્રવણમાત્રથી મંગલ કરે છે, કીર્તિવાળું છે અને મોટા દાતાઓ પૃથ્વીપર ગાયા કરે છે.

આ સર્વનો સાર એ કે ભગવાનના પ્રાકટ્ય સિવાય બીજા કશાની અપેક્ષા રાખ્યાવિના ભગવાનના વિરહમાં જેમ તેમ દહાડા કાઢવા માટે ભગવાનની લીલાના ગુણગાન ક્યાંકરવા. આનુજ ઉત્તમોત્તમ ભગવત્કીર્તન.

ભક્તિની શક્તિ સ્નેહમાં છે. ભક્તિના બીજા સર્વે અર્થ ગૌણ છે. શુદ્ધ સ્નેહ દુર્લભ છે એટલે ખરી ભક્તિ દુર્લભ જ. યોગ, મંત્ર, જંત્ર, કર્મ, જ્ઞાન, ઉપાસના, સર્વે કરતાં નિષ્કામ સ્નેહ ઉત્તમ છે, માટે એવી ભક્તિ પણ એ સર્વ કરતાં ઉત્તમ છે. સ્નેહ હૃદયનો સાર છે, હૃદયનું સર્વસ્વ છે, અને હૃદય સર્વે વિદ્યાનું સ્થાન છે એમ શ્રુતિ કહે છે, તો એવા હૃદયના સર્વસ્વથી થતી પ્રભુભક્તિને ઉત્તમ ન કહેનારને મૂર્ખ ન કહેવો? વેદના, તંત્રના મંત્રોમાં નિષ્કામ સ્નેહ જેવી કોઇપણ શક્તિ નથી. વિધિ એટલે નિયમ અથવા હુકમ. નિયમ અથવા હુકમ પાળવામાં ખામી આવે તો સજા થાય. તે સજા તો ખમેજ છુટકો. મંત્ર બોલવામાં એક અક્ષરની ભુલ પડી કે ક્રિયાનું વળી થઇ જાય. વળી વિધિ, મંત્ર વગેરેમાં સ્વાર્થ તો ખરોજ. નહિતો એવા વિધિ કે મંત્ર જંત્રની ખટપટમાં કોણ પડે? ધન, સ્ત્રી, પુત્ર, કીર્તિ, સ્વર્ગ કે પછી મોક્ષ, પણ કાંઇને કાંઇ સ્વાર્થ તો સર્વે વિધિ માર્ગમાં ખરો જ. સ્નેહમાર્ગમાં ભગવાનનું સુખ તે જ ભક્તોનો સ્વાર્થ. સાંભળોઃ—

यत्ते सुजातचरणाम्बुरुहं स्तनेषु ।
भीताः शनैः प्रिय दधीमहि कर्कशेषु ॥
तेनाटवीमटसि तद्व्यथते न किंस्वित् ।
कूर्पादिभिर्भ्रमति धीर्भवदायुषां नः ॥

અર્થ—હે પ્રિય! તમારા જે સુંદર (કોમલ) ચરણકમલને અમારા કર્કશ સ્તનપર બીતાબીતા ધીરેથી મુકીએ છીએ, તે ચરણકમલથી તમે વગડામાં ભટકો છો, તે કાંકરા વગેરેથી તમને દુઃખ થતું નથી? તમેજ અમારૂં આયુષ્ય—અમારૂં જીવન હોવાથી અમારી બુદ્ધિમાં આવા વિચારો આવે છે! રડતાં હતાં પોતાના દુઃખને, કે વેણુનાદ કરી પ્રભુએ બોલાવ્યાં, એટલે પતિ પુત્ર સર્વ વિષય છોડી પ્રભુના ચરણકમલમાં હાજર થયાં. ત્યારે મુક્યો આરોપ કે "રાત્રે જંગલમાં કેમ આવ્યા? સ્ત્રીઓનું અહીં શું કામ? કુલસ્ત્રીઓને છાજે નહિ, માટે જાઓ પાછા." આવા ખોટા આરોપથી મહાદુઃખમાં પડ્યા, છાતીફાટ રૂદન કર્યું, પણ પોતાના પ્રિય પ્રભુપર રોષ આવ્યો નહિ.

ગભરાતાં ગભરાતાં ઉત્તર આપ્યો કે "ચિત્ત તમે ચોરી લીધું છે એટલે ઘરમાં હવે પેસવુંજ નથી, ઘરકામમાં હાથ ચાલતા નથી, અને તમારી હાજરીમાંથી પગ ખસતા નથી એટલે ઘેર કેમ જઇએ ને શું કરીએ?......હે કમલ નયન, જ્યારથી તમારા ચરણકમલનો સ્પર્શ અમને થયો છે, ત્યારથી હે અંગ, ત્યારથી બીજા કોઇની પાસે ઉભા રહેવાનું જ નથી...... વાહ તમારા સુંદર વેણુગીતનો, ત્રિલોકીમાં એવી કઇ સ્ત્રી છે કે એ ગીત સાંભળીને આર્ય-ચરિતથી ન ચળે? વાહ તમારા આ ત્રિલોકીમાં સુંદર રૂપનો, કે જે જોઇને ગાયો, પક્ષીઓ, ઝાડો અને હરિણોને પણ રોમાંચ થયાં! માટે હે દુઃખીના નાથ! તમે તો અમો વ્રજવાસીઓનાં દુઃખ હરવાને જ પ્રકટ થયા છો, તેથી આ દાસીઓનાં તપેલા હૃદયપર અને મસ્તકપર તમારો હસ્તકમલ ધરો." દુઃખમાં પણ દુઃખ દેનારનાંજ ગુણગાન! આનું નામ નિઃસ્વાર્થ પ્રેમ, અને આજ સ્વતંત્ર ભક્તિ. નહિ અપેક્ષા કોઇપણ સ્વાર્થની કે નહિ અપેક્ષા મોક્ષની. આવા ઉત્તરથી કૃપા કરી પ્રભુએ પ્રસન્ન થઇ શ્રી ગોપિકાઓસાથે રમણ કર્યું, એટલે ગોપિકાઓ ભૂતલ પર સર્વે સ્ત્રીમાં પોતાને અધિક માનવા લાગ્યાં. આ સ્વાભાવિક ગર્વ પણ પ્રભુને રુચ્યો નહિ અને અંતર્ધાન થઇ ગયા! પ્રેમની કસોટીની અવધિ થઇ, અને જેને સંસારી લોકો ગાંડપણ કહે એવી તન્મયતા, કૃષ્ણમયતા, બ્રહ્મમયતા શ્રી ગોપિકાઓના ચિત્તની થઇ. ઝાડો, લતા, પશુઓને પૂછવા માંડ્યું કે અમારા વહાલા પ્રભુને જોયા છે? અને અતિ ઝોકમાં ને ઝોકમાં પ્રભુમય થઇ પ્રભુની સુંદર લીલા કરવા માંડી, એક બની પૂતના અને એકે કર્યું તેનું સ્તનપાન; એક બની શકટ અને એકે તેને રડતાં રડતાં મારી લાત; એક બની બાલકૃષ્ણ અને એક બની દૈત્ય અને તેને લઇ ગઇ; એક બની બાલકૃષ્ણ અને ઘુંટણીએ ચાલતી ઘુઘરીઓ ખખડાવવા લાગી; એક થઇ કૃષ્ણ, એક થઇ બલદેવ, કેટલીક થઇ ગોવાલ, એક ગોપી—કૃષ્ણે વત્સ બનીને મારી, એકે બગ બનીને મારી, કૃષ્ણક્રીડા કરતી એકે લીધી બંસી, દૂર ગયલી ગાયોને વેણુથી બોલાવવા માંડી, અને બીજીઓ બોલી "વાહ! વાહ!" કૃષ્ણની સુંદર ચાલનું અનુકરણ કરતી એકે બીજી ગોપીના ખભા પર પોતાનો હાથ મુકી બોલી "જુઓ આ કૃષ્ણ આવ્યા! મારી લલિત

સાથ જુઓ !" પોતાનું વસ્ત્ર ઉંચું કરી એક કહ્યું " મેં ગોવર્ધન પર્વત ઉંચો કર્યો છે, ઇંદ્રથી અને વરસાદ અને પવનથી બ્હીશો નહિ." એક બીજીના મસ્તકપર પગ ધરી કહ્યું " દુષ્ટ કાલીય, અહીંથી જતો રહે, હું દુષ્ટનું શાસન કરીશ." એક ગોવાળીઆ બનેલી બીજીઓને કહ્યું " આંખ મીચોને, જુઓ હું દવાનળનું પાન કરીશ." એક બીજી ગોપી–કૃષ્ણને ખાંડણીએ બાંધી અને તે ભયવ્યાકુલ દૃષ્ટિથી જોવા લાગી." સહેજ ભાન આવતાં પાછી બધી એકઠી મળી કૃષ્ણને શોધવા લાગી અને જ્યારે ન જ જડ્યા ત્યારે—

तन्मनस्कास्तदालापास्तद्विचेष्टास्तदात्मिकाः ।
तद्गुणानेव गायन्त्यो नात्मागाराणि सस्मरुः ॥

અર્થ—તેમનાં મન કૃષ્ણમય થઇ ગયાં, કૃષ્ણનાજ આલાપ કરવા લાગી, કૃષ્ણનીજ ચેષ્ટા કરવા લાગી, કૃષ્ણાત્મક થઇ ગઇ, અને કૃષ્ણના ગુણ ગાતાં ગાતાં પોતાના જીવ અને ઘરબારનું પણ સ્મરણ રહ્યું નહિ.

આ ગીત તેજ ગોપી ગીત. તેમાં પણ ઉપર કહ્યું તેમ પોતાના દુખને રડતાં રડતાં પણ " હે પ્રભુ તમે આમ જંગલમાં નાશી ગયા છો તે તમારા ચરણકમલને કાંકરા ખુંચતા નથી ? " અમારું વિરહદુઃખ રહ્યું એક કોરે, પણ તમને દુઃખ થતું નથી?

આજ વ્યસન, આજ શુદ્ધભાવ. આ ભાવ પ્રાપ્ત કરવાનાં સાધનનું વર્ણન કોઇ પણ શાસ્ત્રોમાં નથી, માત્ર એનું અનુકરણ જ થઇ શકે, અને તેજ પુષ્ટિમાર્ગ. ગોપીકાઓએ જે કર્યું તેજ ભાવસિદ્ધિને અર્થે કરવું. માટે જ શ્રી મહાપ્રભુજીએ संन्यासनिर्णयમાં કહ્યું કે–

कौण्डिन्यो गोपिकाः प्रोक्ता गुरवः साधनं च तत् ।
भावो भावनया सिद्धः साधनं नान्यदीष्यते ॥
विकलत्वं तथाऽस्वास्थ्यं प्रकृतिः प्राकृतं नहि ।
ज्ञानं गुणाश्च तस्यैवं वर्तमानस्य बाधकाः ॥

અર્થ—કૌંડિન્ય ઋષિ અને ગોપિકાઓ ગુરુ; ભાવનાથી સિદ્ધ થયેલો તેમનો–તેમના જેવો–ભાવ એજ સાધન; બીજા કોઇ સાધનની અપેક્ષા નથી; વિકલત્વ અને અસ્વસ્થપણું એજ સ્વાભાવિક થઇ જાય છે, પણ તે લૌકિક નથી; આવા વિરહીને ભગવાનના જ્ઞાન ( सर्वं खल्विदं ब्रह्म ) અને ગુણો ઐશ્વર્ય, વીર્ય, વગેરે પણ બાધક છે, કેમકે તે વિપ્રયોગરસમાં બાધક થાય છે.

આવો સ્નેહમાર્ગ સ્થાપન કરનાર શ્રીમદ્વલ્લભાચાર્યને સામાન્ય મનુષ્ય સમજવા નહિ. જેમ શિવના અવતાર શંકરે આવી માયાવાદ પ્રસારી મનુષ્યોને માયામાં ફસાવી ભગવદ્ભક્તિથી વિમુખ કર્યાં, જેમ હનુમાનાવતાર મધ્વે આવી શુદ્ધ દાસ્યભક્તિનો પ્રચાર કર્યો, જેમ શેષના અવતાર રામાનુજે જ્ઞાન સહિત ભક્તિનું સ્થાપન કર્યું, તેમજ અગ્નિઅવતાર શ્રીમદ્વલ્લભે સ્નેહભક્તિનો પ્રચાર કર્યો, અને વેદ, સૂત્ર, ગીતા અને ભાગવતના શુદ્ધસ્વાભાવિક અર્થ પ્રકટ કર્યા. પોતે શ્રીમુખથી કહે છે કે,—

श्रीमद्भागवतागमः सुरतरुर्लोके फलत्वं गतो ।
भाषाभेदविभेदतस्त्रयमपि स्यान्नो विरुद्धं महत् ॥
भक्त्यंशे फलता प्रमाणसबले वेदत्वमर्थे पुनः ।
स्कंधैर्द्वादशभिर्युतः सुरतरुः शाखाद्विबहिद्वयम् ॥
अर्थं तस्य विवेचितुं नहि विर्सुर्वैश्वानराद्वाक्पते ।
रन्यस्तत्र विधाय मानुषतनुं मां व्यासवच्छ्रीपतिः ॥
दत्वाज्ञां च कृपावलोकनपदुर्यस्मादतोऽहं मुदा ।
गूढार्थं प्रकटीकरोमि बहुधा व्यासस्य विष्णोःप्रियम् ॥
लक्षणां नैव वक्ष्यामि—

અર્થ—વેદાત્મક શ્રીમદ્‌ભાગવત કલ્પવૃક્ષ લોકમાં ફલપણાને પ્રાપ્ત થયું છે. તે મહાપુરાણ છે. સમાધિભાષા, પરમત અને લૌકિકી એમ ત્રણ પ્રકારના ભાષાભેદથી ફલપણું, વેદપણું અને કલ્પવૃક્ષપણું વિરુદ્ધ નથી. ભક્તિના અંશમાં ફલપણું, પ્રમાણના સુબલમાં વેદત્વ, અને અર્થમાં બારસ્કંધથી યુક્ત ત્રણસેં બત્રીસ અધ્યાયરૂપ શાખાયુક્ત કલ્પવૃક્ષ છે. વાણિના પતિ અગ્નિ સિવાય અન્ય કોઇ તેનો અર્થ પ્રકટ કરવા સમર્થ નથી. માટે શ્રીપતિ પ્રભુએ વ્યાસની માફક મનુષ્યતનુ ધારણ કરી મને તે અર્થ પ્રકટ કરવા આજ્ઞા આપી ચતુરાઇથી કૃપાકટાક્ષ મારાપર નાંખ્યાં, તેથી વ્યાસ અને વિષ્ણુને પ્રિય ગૂઢ અર્થ આનંદથી હું પ્રકટ કરૂં છું. હું લક્ષણાના તરંગ નહિ દોડાવતાં વાચ્યાર્થ જ કહીશ.

આવા પ્રભુએ બોલેલા સ્વજનથી ભૂતલ ક્વચિત જ ભૂષિત થાય છે. માટે એમના વચનો અમૃતબિંદુ સમજવા. અણ્મેદ્માં પોતે કહે છે કેઃ—

गुणातीततया शुद्धान् सच्चिदानंदरूपिणः ।
सर्वानेव गुणान् विष्णोर्वर्णयंति विचक्षणाः ॥
तेऽमृताब्धेः समाख्यातास्तद्वाक्पानं सुदुर्लभम् ।
तादृशानां क्वचिद्वाक्यं दूतानामिव वर्णितम् ॥
अजामिलाकर्णनवत् बिन्दुपानं प्रकीर्तितम् ।

અર્થ—વિચક્ષણ પુરુષો વિષ્ણુભગવાનના સર્વે ગુણો ગુણાતીત હોવાથી શુદ્ધ સચ્ચિદાનંદરૂપ જાણી વર્ણન કરે છે, તેઓ અમૃતસાગર કહેવાય છે, તેમની વાણીનું પાન અત્યંત દુર્લભ છે. તેમનું વાક્ય કોઇક્વાર દૂતોના વાક્ય જેવું ફલરૂપ થાય છે, જેમ અજામિલ શ્રવણ કરી તરી ગયો, તેમ અમૃતબિંદુના પાન જેવું છે.

આવા ભગવાનના અનુભવવાળા સત્પુરુષે પ્રવર્તાવેલા સંપ્રદાયમાં જે ભક્તો ચાલે તેમનાપર પણ ભગવત્કૃપા થાય એમાં શું આશ્ચર્ય? આ નાવમાં બેસનાર વિનાશ્રમે સંસાર સાગર તરી પ્રભુ પાસે જાય એમાં શું આશ્ચર્ય ? હાલના આચાર્યોના તમે અમે તેટલા દોષ

કારો, પણ તેથી જે સત્પુરૂષે આ સુંદર સ્નેહમય સંપ્રદાય પ્રવર્તાવ્યો, તેનો શું દોષ? શ્રીમત્પ્રભુચરણ સ્પષ્ટ કહે છે કે आधुनिकानामुपदेष्टॄणामपि स्नेहाभावेऽपि सम्मूल-भूतानां भाषामाचार्याणां तद्रूपत्वेन तदनुगृहीतत्वेन सर्वोपपत्तेः। એટલે "હાલના ઉપદેશકોનો પ્રભુમાં સ્નેહ ન હોય તોપણ તેમના સંપ્રદાયના મૂળભૂત પૂર્વના આચાર્યો પ્રભુમાં સ્નેહવાળા હોવાથી પ્રભુનો તેમનાપર અનુગ્રહ હોવાથી સર્વ સિદ્ધ થાય છે." માર્ગમાં રીત પણ એવીજ છે. "શ્રી મહાપ્રભુજીની કાનીથી—" એમજ પ્રભુને વિનતિ થાય છે. હાલના આચાર્યોને પણ પૂર્ણ પુરૂષોત્તમ થવાની અને ગણાવાની ઇચ્છા હોય છે તે ઇષ્ટ છે. મહાત્માઓ, सर्वं खल्विदं ब्रह्म, वासुदेवः सर्वमिदं એ સિદ્ધાંતમાં આ ઇચ્છા અપ્રાપ્ય નથી. વૈષ્ણવો, ભગવદ્ભક્તો તો ગુરુને પૂર્ણપુરૂષોત્તમ માનવાને ઉત્સુક છે. પણ જે આચાર્યો ગોપાલમંત્રનું દાન કરે, જે આચાર્યો આવા આવા સુંદર ગ્રંથો વાંચે નહિ, મનન કરાવે નહિ, સુબોધિનીતરફ દૃષ્ટિ પણ ન કરે, નિબંધ અને અણુભાષ્ય જેવા સિદ્ધાંતના ગ્રંથો વાંચે પણ નહિ, પુષ્ટિમાર્ગનું તત્ત્વ સમજે નહિ, પ્રતિપાદન ન કરે, તેમને, અરે, કેટલાક નિરક્ષર આચાર્યોને બિચારા ઉત્સુક વૈષ્ણવો પણ "પૂર્ણ પુરૂષોત્તમ" કેમ માની શકે! "પૂર્ણ પુરૂષોત્તમ" એ શબ્દોનો અર્થ તો વિચારો? પ્રકૃતિથી પેલે પાર, અક્ષર બ્રહ્મથી ઉચ્ચતર, જ્ઞાનીઓને અપ્રાપ્ય, આવા "પૂર્ણ પુરૂષોત્તમ" વિષયાક્રાંત દેહવાળાને કેમ કહેવાય? જ્ઞાનીઓના જ્ઞાનને તુચ્છ કરવાની શક્તિ તેમનામાં હોય કે નહિ? 'પૂર્ણ પુરૂષોત્તમ" સુબોધિની વાંચી સમજી શકે કે નહિ? "महं निरूढो योगेन निरोध-पदवीं गतः" એમ હાલના આચાર્યો કહી શકશે? પ્રભુ કરે ને પૂર્ણ પુરૂષોત્તમ થવાની આચાર્યોની આ સુંદર ઇચ્છા ફલીભૂત થાઓ. શ્રીમત્પ્રભુચરણે આ લઘુ ગ્રંથમાં બહુ સ્પષ્ટતાથી અને સુંદરતાથી વિવિધ પ્રકારની ભક્તિનું તારતમ્ય સમજાવી પુષ્ટિ ભક્તિની ઉત્તમતા, અને તેના અન્તઃકરણની સરસતા સિદ્ધ કરી છે. સર્વે વાચકોનો આ ગ્રંથ વાંચી પ્રભુપર શુદ્ધ પ્રેમ થાઓ.

---

# शुद्धाद्वैत वा अखण्डब्रह्मवाद.

---

જડ વા ચેતન જે કંઇ પણ છે તે સર્વ સત્‌નો જ પ્રકાર છે, નામ અને રૂપ પણ સત્‌ની જ કૃતિ છે. અખિલ વિશ્વમંડળની અનન્ત રચનામાં જડ વા ચેતન સર્વ સત્ જ છે, સત્ વિના અન્ય કંઇ નથી, નામ અને રૂપ પણ તે જ છે, તેથી સત્‌ના વિજ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે એ સિદ્ધાન્તનું સુસ્પષ્ટ નિરૂપણ સ્વપુત્ર શ્વેતકેતુને ઋષિ ઉદ્દાલક આરુણિએ કર્યું, પરન્તુ આ ગહન ઉપદેશ માત્ર એક જ વાર ઉપદેશવાથી કે શ્રવણ કરવાથી હૃદયમાં સુસ્થિર થતો એ અશક્ય છે તેથી આરુણિ ઋષિ સ્વપુત્રને આ સિદ્ધાન્ત ભિન્ન ભિન્ન દૃષ્ટાન્તોની સહાયથી નવ વાર ઉપદેશે છે, અને જ્યારે શ્વેતકેતુએ એનું નવ વાર શ્રવણ કર્યું ત્યારે અસંશય થઇને યથાર્થ તાત્પર્ય સમજ્યો. કોઇ પણ ઉપદેશને હૃદયારૂઢ થવામાં મુખ્ય કારણ તેની આવૃત્તિ જ છે. કૃષ્ણદ્વૈપાયન વ્યાસ પણ એજ ન્યાય 'आवृत्तिरसकृदु-पदेशात्' માં સ્વીકારે છે. 'નવ' આંક પણ પૂર્ણતાનો સૂચક છે તેથી એમ પણ ધારે છે કે

આરુણિને નવ દૃષ્ટાન્તથી પુનઃ પુનઃ ઉપદેશવાનું કારણ માત્ર અદ્વૈતના પૂર્ણ પ્રાકટ્યની સિદ્ધિ જ છે.

'स एष अणिमा, ऐतदात्म्यमिदं सर्वं, तत्सत्यं, स आत्मा, तत् त्वमसि' આ વાક્યનો ઉચ્ચાર ઉદ્દાલક ઋષિ નવ વાર કરીને સ્વપુત્ર શ્વેતકેતુને અખંડ બ્રહ્મવાદ-શુદ્ધ અદ્વૈત ઉપદેશે છે. જે સદ્ તે જ આ સૂક્ષ્મતમ છે, આ સર્વ—જગત્ ઐતદાત્મ્ય છે, તે સત્ય છે, તે આત્મા છે, શ્વેતકેતુ, તું તે છે. અહિ 'इदं सर्वं'થી જે જગત્‌નો નિર્દેશ કર્યો છે તેને ઐતદાત્મ્ય અને સત્ય કહ્યું છે. જગત્ છે તે પણ આત્માનો ભાવ છે, પ્રકાર છે, સાચું જ છે, સત્ય છે, કારણ કે જગત્‌નો આત્મા સદ્ છે, શ્વેતકેતુ તું પણ તે છે, તું પણ ઐતદાત્મ્ય છે, અથવા વધારે સારી રીતે કહીએ તો, તું પણ તે જ છે. ઉપનિષદ્‌નું મહાવાક્ય માત્ર 'तत् त्वम् असि' એટલું જ નહિ પણ 'स एष अणिमा ऐतदात्म्यं इदं सर्वं तत्सत्यं स आत्मा तत्त्वमसि' એ છે. ઉદ્દાલક ઋષિનો ઉદ્દેશ માત્ર જીવનું સદ્ સાથે અદ્વૈત સિદ્ધ કરવાનો છે, એટલું જ નહિ પરન્તુ વિશ્વમાં જડ વા ચેતન જે કંઇ પણ છે તે સર્વ સદ્‌થી અનન્ય છે એ દર્શાવવાનો છે. સદ્ અને જડચેતન પ્રપંચનું શુદ્ધ અદ્વૈત એમને ઇષ્ટ છે. ઉદ્દાલકની આરંભની પ્રતિજ્ઞાનો વિચાર કરતા પણ આ જ વાતને પુષ્ટિ મળે છે. એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન કરાવવું એ આરુણિની પ્રતિજ્ઞા છે; હવે એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન ત્યારે જ થઇ શકે કે જ્યારે જે એક છે તે જ સર્વ હોય—અથવા એક અને સર્વ એક છે—અનન્ય છે, ઉભયનું અદ્વૈત છે એટલું સિદ્ધ થાય ત્યારે. આ ઉદ્દેશથી પ્રથમ કાર્યકારણભાવના બોધક મૃત્તિકા, સુવર્ણ, અને લોખંડના ત્રણ દૃષ્ટાન્ત આપ્યા. અત્ર ઋષિએ વિકારને વાચારંભણ કહ્યો તેથી કોઇને ભ્રાન્તિ થાય કે વિકારનું વસ્તુતઃ અસ્તિત્વ જ નથી તેથી બાદરાયણે એનો અર્થનો નિર્ણય કરવાને 'तदनन्यत्वमारंभणशब्दादिभ्यः' સૂત્ર યોજ્યું, અને જણાવ્યું કે અત્ર વિકારનું અસ્તિત્વ નિષેધાયું નથી પરન્તુ જે વિકાર છે તે કારણથી અનન્ય છે, વિકારના ભિન્ન ભિન્ન નામ અને રૂપો વસ્તુનો ભેદ ઉત્પન્ન કરતા નથી, પણ મૂલ કારણ જ કેટલાક ધર્મો પ્રકટ કરીને અથવા કેટલાક ધર્મો ગુપ્ત કરીને તે તે નામ અને રૂપથી સ્વતઃ વ્યવહાર્ય છે, અને આજ કારણથી કારણના મૂલ—વસ્તુના જ્ઞાનથી—સદ્‌ના જ્ઞાનથી—કાર્યના સદ્‌ના પ્રકારનું—જડજીવાત્મક પ્રપંચનું—જ્ઞાન થાય છે. આ પ્રતિજ્ઞા લક્ષમાં રાખીને અને એ પ્રતિજ્ઞા પોષવાને જે સત્સૃષ્ટિ ઉપદેશી છે તે ઉપરથી સ્પષ્ટ જ છે કે આરુણિને કાર્યનું અસત્ત્વ (non-existence) સંમત નથી. કાર્ય જો વસ્તુતઃ સત્ ન હોય તો આરુણિની પ્રતિજ્ઞા જ નિરર્થક કરે છે, વાચારંભણ નામધેય ઇત્યાદિ શબ્દોનું દર્શન કરીને ક્વચિત્ કોઇ કાર્યનું જડજીવાત્મક પ્રપંચનું વાંઝમપણ જ સ્વીકારીને તેની વસ્તુતઃ સત્તા જે છે તે જો કોઇ નિષેધે તો એકના જ્ઞાનથી સર્વના જ્ઞાનની પ્રતિજ્ઞા ક્ષતિત થાય, તે મા થાઓ એવી શુભેચ્છાથી સમગ્ર પ્રપાઠકનો વિચાર બાદરાયણ કરે છે, 'આ જગત્ ઐતદાત્મ્ય છે, સત્ય છે, તે આત્મા છે, તું તે છે' ઇત્યાદિના નવ વાર ઉચ્ચારથી આરુણિએ જે જગત્ અને જીવની અનન્યતા સ્વીકારી છે, તે પણ ધ્યાનમાં લે છે, અને એક અને સર્વ જો વસ્તુતઃ ભિન્ન હોય તો એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન ન થાય, તેથી સ્પષ્ટ દર્શાવે છે કે અત્ર વાચારંભણાદિ શબ્દોથી મોહ ન પામવો, ઉક્ત શબ્દો કાર્યનું આત્યન્ત સત્ત્વ નિષેધતા નથી, પરન્તુ કાર્ય એ કારણથી ભિન્ન વસ્તુ છે એવી જો કોઇને ભ્રાન્તિ થાય તો

તેનો જ નિષેધ કરે છે. અર્થાત્ જેમ કાર્ય વસ્તુતઃ કારણથી ભિન્ન નથી તેમ આ જગત્ સૂક્ષ્મમાં સૂક્ષ્મ એવું જે સત્ તેનાથી ભિન્ન નથી પણ ઐતદાત્મ્ય છે, સૂક્ષ્મતમ જે સત્ છે તેનો જ પ્રકાર છે, સત્ય છે, સંસર્ગથી છે, જગત્ વસ્તુતઃ નથી એમ નહિ, તેમ જગત્ એવું સ્વતંત્ર સત્થી ભિન્ન કોઈક છે તેમ પણ નહિ, પણ જે સત્ છે તેનો જ પ્રકાર આ જગત્ છે. જગત્ ઐતદાત્મ્ય છે, સત્ય છે, કારણ કે એનો આત્મા સત્ જ છે. 'સૂર્ય આત્મા જગતઃ તસ્થુષશ્ચ' સર્વ સર્વનો પ્રસવ કરનાર-પરમાત્મા જડ અને જીવનો આત્મા છે એમ ઋચા પણ ગાન કરે છે. જગત્ નામના જડ પદાર્થની સ્થિતિ પણ સત્ એનો આત્મા છે તેથી જ છે-સત્ એનો આત્મા છે તેથી જ જગત્ ઐતદાત્મ્ય છે, સત્ય છે, સત્થી ભિન્ન સ્વતંત્ર અસ્તિત્વ જગત્નું સંભવતું જ નથી, તેમ તેનું અસત્ત્વ (non-existence) પણ સંભવતું નથી, કારણ ઉભયથા સ્વીકારતા આરુણિની એકના વિજ્ઞાનથી સર્વના વિજ્ઞાનથી પ્રતિજ્ઞા વ્યર્થ થાય છે. અર્થાત્ જગતનું અસ્તિત્વ સત્ની-બ્રહ્મની-સત્તાથી સ્વીકારવું તે જ યુક્ત છે, આ જ કારણથી આરુણિ ઋષિ જગત્ને ઐતદાત્મ્ય કહે છે, સત્ય કહે છે, અને સત્થી આ જગત્ અનન્ય છે તેથી એ સત્ના જ્ઞાનથી એવું જગત્નું જ્ઞાન થાય છે એમ સિદ્ધ કરે છે. વ્યાસ પણ આ જ કારણથી જગત્ અને બ્રહ્મનું અનન્યત્વ કહે છે, પણ મિથ્યાત્વ નથી કહેતા.

આ પ્રકારે સૂક્ષ્મતમ સત્ના જ્ઞાનથી સદ્રૂપ જડનું જ્ઞાન થાય છે, એમ ઉપદેશીને સૂક્ષ્મ ચેતનનું જ્ઞાન પણ સત્ના જ્ઞાનથી થાય છે તે દર્શાવવાને કહે છે કે શ્વેતકેતુ તે તું છે, 'તત્ ત્વમસિ' આ વાક્ય ઔપનિષદ સાહિત્યમાં અનન્ત વિવાદક્ષેત્રનું બીજ થયું છે. એનો શું અર્થ કરવો એ વિષે મહાન્ આચાર્યોએ વિવિધ મત દર્શાવ્યા છે. કેટલાક તો એ શબ્દો[1] પણ અન્યથા કરવાનો પ્રયત્ન કર્યો છે, ત્યારે કેટલાક એ શબ્દોને યથાસ્થિત રહેવા દઈને એના અર્થને તથા તાત્પર્યને મચડવા એવા કુટિલ પ્રયત્ન કર્યા છે કે શબ્દ ફેરવવાના દોષ કરતાં કરતા ગંભીર દોષને પાત્ર થયા છે. આ કારણથી એ વાક્યનો વિચાર સવિસ્તર કરીશું.

શંકરનો મત નીચે પ્રકારે છેઃ—યદ્યપિ ઐતદાત્મ્યથી આરંભીને 'તત્ ત્વમસિ' સુધીના વાક્યનો નવ વાર ઉપદેશ આરુણિએ કર્યો છે તથાપિ મહાવાક્ય તો માત્ર 'તત્ ત્વમસિ' તત્ તે બ્રહ્મ-ત્વમ્-તું-જીવ અસિ છે. તે બ્રહ્મ તું જીવ છે, એટલો આ વાક્યનો મુખ્ય અર્થ છે. પરન્તુ આ મુખ્ય અર્થ સંભવતો નથી. સગુણ બ્રહ્મ જે સર્વજ્ઞ, સર્વ શક્તિમાન, સર્વધર્મવિશિષ્ટ છે તે જીવ નથી, તેમ નિર્ગુણ બ્રહ્મ જે અવાચ્ય છે, જ્ઞાનક્રિયાશૂન્ય છે તે પણ જીવ નથી, ત્યારે શ્રુતિએ જે કહ્યું કે તે-બ્રહ્મ-તું-જીવ છે એ કેમ સંભવી શકે? આ પ્રશ્નનો ઉત્તર નીચે પ્રકારે આપે છે. અત્ર તે એટલે સર્વજ્ઞાન ક્રિયા ઇત્યાદિ ધર્મોથી શૂન્ય કેવલ ચિન્માત્ર બ્રહ્મ અને જીવ એટલે અલ્પજ્ઞત્વ, સુખદુઃખાદિ ભોક્તૃત્વાદિ ધર્મોથી શૂન્ય જીવ-કેવલ ચિન્માત્ર-છે, જે બ્રહ્મ તે જ જીવ-અનન્ય નહિ પણ એક જ. અત્ર તે તું છે એમ અર્થ ઇચ્છિત નથી થતો પણ તે જ એક છે એમ અર્થ ઇચ્છિત થાય છે. 'તત્' અને 'ત્વમ્' એમ ઉભય પદમાં મુખ્ય અર્થનો બાધ કરી ગૌણ-લાક્ષણિક અર્થ કરવો પડે છે, અને આમ ઉભયત્ર લાક્ષણિક અર્થ પ્રતિપાદન કરવા ઉપરાંત ઉભયત્ર અસત્યત્વ

૧. મધ્વ તત્ ત્વમસિને 'અતત્ ત્વમસિ' વાંચે છે. ધ્યાનદીપ 'તત્ત્વં મસિ' કરે છે.

જીવ અને બ્રહ્મના સંબંધમાં પણ એમ ઘટી રહે છે. જ્યાં સુધી જીવ બ્રહ્મમાં સંપન્ન થયો નથી ત્યાં સુધી તેને અમુક હું છું એમ સ્વ વ્યક્તિનું ભાન રહે છે, પણ જ્યાં બ્રહ્મસંપત્તિ થઈ કે સ્વ વ્યક્તિનું અસ્તિત્વ પણ બ્રહ્મત્વથી જ થયું તો પછી પૃથક્ સ્થિતિ ક્યાંથી અનુભવે. અર્થાત્ જેમાં સર્વે વ્યક્તિઓ સંપન્ન થઇને સ્વવ્યક્તિત્વ વિસરીને, તદ્રૂપતાથી સ્થિતિ કરે છે તે જ સૂક્ષ્મતમ સદ્ છે, તેજ સદ્ આ જગતનો આત્મા છે, શ્વેતકેતુ તારો આત્મા તે જ છે, જગદ્ પણ સદાત્મક છે, તું પણ તદાત્મક છે, અને તેથી જ તેના જ્ઞાનથી જડ વિશ્વનું અને ચેતન જીવનું સર્વજ્ઞત્વ પ્રાપ્ત થાય છે.

નદીનું દૃષ્ટાન્ત પણ મધુદૃષ્ટાન્તની માફક સૂક્ષ્મતમ સદ્નું સર્વમયત્વ સિદ્ધ કરે છે. યદ્યપિ સર્વ નદીનું ઉત્પત્તિથી પૂર્વ સ્થાન સમુદ્ર છે, અને અન્તિમ સ્થિતિ પણ સમુદ્રમાં જ છે, છતાં પણ અમુક નદીનું જલ આ છે, અથવા તો અમુક સમુદ્ર આ નદી છે એ કહી શકાતું નથી, તેમ આ સર્વ પ્રજા જડ જીવાત્મક—સદ્માંથી આવિર્ભાવ પામવા છતાં નથી જાણતી કે મારૂં મૂલ સદ્માં જ છે, જે મૂલમાંથી આ સર્વ જડજીવાત્મક સૃષ્ટિ ઉત્પન્ન થાય છે ને જ સૂક્ષ્મતમ સદ્ છે. આ દૃષ્ટાન્તથી સૂક્ષ્મતમ સદ્ સૃષ્ટિની ઉત્પત્તિ પહેલા પણ સર્વમય હતું એ દર્શાવ્યું. અર્થાત્ જે સદ્ ઉત્પત્તિ અને લયમાં સર્વમય છે તેના જ જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે એમ આરુણિનો આશય છે.

વૃક્ષનું દૃષ્ટાન્ત પણ સદ્નું સર્વમયત્વ જ ઉપદેશે છે. જે મૂલ તત્ત્વ છે તે તે વૃક્ષમાં સર્વત્રવ્યાપ્ત છે, તેના આધારથી જ જેમ વૃક્ષની સ્થિતિ છે તેમ સદ્ના આધારથી—ત્રા—સાથી જ આ સકલ જડ જીવાત્મક પ્રપંચની સ્થિતિ છે. આ પ્રકારે ઉત્પત્તિ સ્થિતિ અને લયાવસ્થાઓમાં સદ્નું સર્વમયત્વ સિદ્ધ કર્યું, અને એ સદ્ના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે એમ ઉપપત્તિપૂર્વક જણાવ્યું. હવે જે સદ્ સર્વમય તે જ સૂક્ષ્મતમ છે, અને સૂક્ષ્મતમ છે છતાં પણ અખિલ વિશ્વનું કારણકારણ છે તે દર્શાવવાને સ્વપુત્ર શ્વેતકેતુને ન્યગ્રોધનું (વડ જેવા વૃક્ષનું ફલ) ફલ લાવવાનું કહે છે. ન્યગ્રોધના પ્રયોગથી આરુણિ ઋષિ સ્વપુત્રને બે ત્રણ વસ્તુનું સ્મરણ કરાવે છે. જેમ સૂક્ષ્મતમ અદૃશ્ય બીજમાંથી મહાન્ ન્યગ્રોધ ઉદ્ભવે છે તેમ સૂક્ષ્મતમ સદ્ જેનું દર્શન ઇન્દ્રિયોથી થઇ શકતું નથી તે જ જડજીવાત્મક અખિલ પ્રપંચને સ્વતઃ પ્રકટ કરે છે. સૂક્ષ્મતમ પદાર્થનું દર્શન નહિ થવાથી પ્રત્યક્ષપ્રમાણવાદી કદાચિત્ તથા સ્વપુત્રને અશ્રદ્ધા ન થાય તેથી કહે છે કે આ વિષય જે હું તને કહું છું તે શ્રદ્ધાનો છે. અહિં સૂક્ષ્મતમ સદ્ને જ 'નિખિલ પ્રપંચનું કારણ કારણ કહ્યું, કારણકાર્ય અનન્ય હોવાથી ઇદં સર્વથી જગતને નિર્દેશી તેને ઐતદાત્મ્ય કહ્યું, અને જીવ પણ તદંશ હોવાથી—સજાતીય હોવાથી—તું તે છે એમ કહ્યું છે.

જડજીવાત્મક નિખિલ પ્રપંચનું કારણકારણ સૂક્ષ્મતમ સદ્ છે એ સિદ્ધાન્ત નિરૂપણ કરીને સ્વપુત્રને આરુણિએ કહ્યું કે આ મારી ઉક્તિમાં શ્રદ્ધા રાખ. પરન્તુ પિતૃવચનમાં શ્રદ્ધા રાખવા છતાં અન્તઃસંતોષ થતો નથી તેથી પિતાને શ્વેતકેતુ વિનતિ કરે છે ભગવાન્ મને પુનઃ ઉપદેશો. પુત્રની વિનતિ લક્ષમાં લઇને આરુણિ લવણનો પ્રયોગ કરે છે. જલમાં નાખેલું લવણ તેમાં વિલીન થઇ જાય છે, અને તેનું દર્શન થતું નથી, તેમ પૃથક્ સ્થિતિ પણ કરી શકતી નથી, માત્ર ચાખવાથી લવણની વિદ્યમાનતા અનુભવાય છે, તેમ આ સૂક્ષ્મતમ સદ્ જડજીવાત્મક પ્રપંચમાં સર્વત્ર વ્યાપ્ત છે, છતાં પણ એનું દર્શન થતું નથી, પરન્તુ જેમ

જાય ચાખવાથી લવણનું અસ્તિત્વ અનુભવાય છે તેમ બ્રહ્મત્વની સ્ફૂર્તિ થતા બ્રહ્મની સૂક્ષ્મતમ સદ્‌ની સર્વત્ર વ્યાપકતાનો અનુભવ થાય છે. જડચેતનાત્મક જે કાંઈપણ છે તે સર્વ સૂક્ષ્મતમ સદ્‌થી વ્યાપ્ત છે. તેથી જ આ જગત્ ઐતદાત્મ્ય છે, અને તું તે છે.

આ પ્રકારે આરુણિ ઋષિએ પ્રથમ ત્રણ દૃષ્ટાન્તોથી ઉત્પત્તિ, સ્થિતિ અને લય એ ત્રણે અવસ્થામાં જડચેતનાત્મક પ્રપંચનું સદાત્મકત્વ સ્થાપીને, ચતુર્થ દૃષ્ટાન્તથી તેનું સૂક્ષ્મતમત્વ અને સર્વાધારત્વ અને પંચમ દૃષ્ટાન્તથી તેનું વ્યાપકત્વ અને અનુભવૈકવેદ્યત્વ દર્શાવ્યું. હવે આ ઉપદેશ આચાર્યની કૃપાથી જ પ્રાપ્ય છે તે દર્શાવવાને આંખે પાટા બાંધેલા પુરુષનું દૃષ્ટાન્ત આપે છે. જ્યાં સુધી મનુષ્ય અજ્ઞાન છે ત્યાં સુધી આંખે પાટા બાંધેલા પુરુષની માફક આમતેમ ભટકે છે, ક્યાંથી આવ્યો તેનું પણ ભાન નથી, પણ જ્યારે ગુરુકૃપાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે, કે પછી આરબ્ધ કર્મોનો ભોગ પૂર્ણ થયેથી તેનો દેહ પડે છે, ને તેનો મોક્ષ થાય છે, ને તે સદ્‌માં સંપન્ન થાય છે. આઠમું દૃષ્ટાન્ત એમ સમજાવે છે કે જ્યારે વાણી, મન, પ્રાણ, વગેરેનો નિરોધ—વા—લય પરદેવતા સૂક્ષ્મતમ સદ્‌માં થાય છે ત્યારે એને બાહ્ય વસ્તુનું—સદ્ વિના અન્યનું અનુસંધાન રહેતું નથી. અર્થાત્ જે સૂક્ષ્મતમ સદ્‌માં વાણી, મન, પ્રાણ વગેરેનો નિરોધ થાય છે તે જ સદ્ આ જડચેતનાત્મક પ્રપંચનો આત્મા છે. અન્તિમ દૃષ્ટાન્ત એવું ઉપદેશે છે કે સદ્‌માં નિષ્ઠા રાખનાર—સ્થિતિ કરનારને સર્વદા અભય છે, સદ્‌માં નિષ્ઠા રાખવાથી સર્વત્ર અભય પ્રાપ્ત થાય છે, અગ્નિનો સંપર્ક કરવા છતાં દગ્ધ થવાતું નથી. આ પ્રકારે નવ દૃષ્ટાન્તોથી જ્યારે આરુણિએ સ્વપુત્ર શ્વેતકેતુને સમજાવ્યું ત્યારે તેને સમજ પડી અને શબ્દની અન્તર્ગત તાત્પર્ય એને સ્ફુરતાં અનુભવ કર્યો કે જગદ્ ઐતદાત્મ્ય છે, સત્ય છે, પોતે પણ તે જ છે, અર્થાત્ જે સદ્ છે તે જ જડચેતન સર્વ છે, અને તેથી એ સદ્‌ના જ્ઞાનથી જડ કાર્ય જગતનું અને ચેતન અંશ જીવનું સમ્યક્ જ્ઞાન થાય છે, એ પિતાશ્રીએ કરેલી પ્રતિજ્ઞા સર્વપ્રકારે યોગ્યતમ છે એમ અનુભવતો પુનઃ પ્રશ્ન નથી કરતો, અને તે સમજ્યો છે એમ જણાવવાને શ્રુતિ કહે છે કે તે સમજ્યો તે સમજ્યો. **'सर्वेषां सर्वमात्वे सर्वानन्त्यप्रसङ्गात् सर्वमेकमेव'** સર્વે વસ્તુ સર્વ હોવાથી અને સર્વ સર્વે હોવાથી અનન્ત સર્વ થવાનો પ્રસંગ આવે તેથી સર્વ—અનન્ત તે જ એક છે એમ બ્રહ્મવાદી આચાર્યો માને છે. અર્થાત્ એક સૂક્ષ્મતમ સદ્ તે જ સર્વે છે, સર્વ તે તે જ છે, અને તેથી જ તેના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે એમ [illegible] ઉપદેશની શ્રુતિ શુદ્ધ સનાતન બ્રહ્મવાદ પ્રકાશે છે. **श्रीकृष्णार्पणमस्तु ।**

---

# ग्रन्थावलोकन.

૨. **ભક્તિપ્રકરણ** શ્રીગોકુલેશગ્રન્થરત્નમાલા ગ્રન્થાંક ૨. અનુવાદક તથા પ્રકાશક રા. રા. નાનુભાઈ નારાયણદાસ ગાંધી M. A., L. L. B. મુંબઈ, મૂલ્ય ૦—૮—૦. રા. ગાંધીએ વિદ્વન્મંડનનું ભાષાન્તર પૂર્વે કર્યું છે, અને દ્વિતીય આ પુસ્તક પણ શ્રીમદાચાર્યજીના નિબંધના દ્વિતીય સર્વનિર્ણયના ભક્તિ પ્રકરણનું ભાષાન્તર છે (શ્લોક. ૨૦૫–૨૫૩). રા. ગાંધીએ નિબંધના મૂલ શ્લોક છાપીને તેની નીચે શ્લોકનો અક્ષરાર્થ આપ્યો છે, ને તેની નીચે પ્રકાશ અને આવરણભંગનો સરલ ભાષામાં સાર આપ્યો છે. રા. ગાંધીના ભાષાન્તરમાં સરલતા છે, અને તેની સાથે પ્રાયઃ શુદ્ધતા પણ છે. કોઈ પણ વૈષ્ણવ આ

ગ્રન્થનો લાભ લઈ શકે એમ છે. મૂલ પણ અલ્પ છે. રા. ગાંધીએ જો આ ગ્રન્થ કોઈ સારા પ્રેસમાં છપાવ્યો હોત તો એની સુંદરતામાં વૃદ્ધિ થાત, અને કેટલીક મુદ્રણ અશુદ્ધિઓ પણ ગ્રન્થમાં પેસી જવા પામત નહિ. આ ભાષાન્તર સંસ્કૃતથી અજાણ દરેક વૈષ્ણવે અવશ્ય વાંચવું જોઈએ, તેમ કરવાથી આચાર્યશ્રીનો તથા શ્રી પુરુષોત્તમજીનો સારો પરિચય થશે. ૨૩૬ મા શ્લોક ઉપરની ટીકા રસ અને રસાભાસનું તારતમ્ય મૂલ ગ્રન્થના આધારે દર્શાવે છે તે અવશ્ય મનનીય છે. અખિલ ગ્રન્થનું વાચન લાભપ્રદ છે એ નિઃસંશય છે.

રા. ગાંધીએ આ ગ્રન્થમાં એક વિસ્તૃત ઉપોદ્ઘાત લખ્યો છે, પત્ર ૧–૨૦ સુધીમાં શ્રીમદાચાર્યજીનું ચરિત્ર શ્રીગોકુલેશાનુયાયી કલ્યાણભટ્ટજી અને ગોપાલદાસજી વ્યારાવાલાના મત પ્રમાણે આપ્યું છે, ને આચાર્યજીનું પ્રાકટ્ય સંવત્ ૧૫૨૯ માં કે ૧૫૩૫ માં એ વિષયનો જ્યોતિષાદિના સાહાય્યથી ઊહાપોહ કરી ૧૫૨૯ ની સાલ ખરી છે, ને કલ્યાણભટ્ટજીએ આપેલું શ્રીમદાચાર્યચરિત્ર વિશેષ વિશ્વસનીય છે એમ જણાવ્યું છે. આચાર્યજીનું શ્રીસુબોધિની વાક્ય ટાંકીને કહે છે 'વિષ્ણુસ્વામીની પરંપરા માનવી એ અમને તો ગૌણ જ જણાય છે' ઇત્યાદિ. ત્યાર પછી પત્ર ૨૧–૨૮ સુધીમાં ગ્રન્થનો સાર આપ્યો છે.

રા. ગાંધી આચાર્યજીના પ્રાકટ્ય સંવતના સંબંધમાં સુવિસ્તૃત લેખ પુષ્ટિભક્તિસુધામાં જ પ્રકટ કરે છે, એટલે તત્સંબંધમાં અભિપ્રાય હાલ આપી શકાય એમ નહિ હોવાથી મૌન જ ધારણ કરીશું. જો કે ક્વચિત્ જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે પ્રકલ્પિત જન્મકુંડલી અસત્ય કરે તો પણ ૧૫૨૯ ની સાલ માનવાને માટે પ્રમાણ તો કલ્યાણભટ્ટજીનો ગ્રન્થ જ રહે છે, અને તેઓ પણ શ્રીમદાચાર્યજી પછી આશરે સત વર્ષે થયા છે. કલ્યાણભટ્ટજી પણ આચાર્યશ્રીના ગ્રન્થોમાં પૂર્વમીમાંસાભાષ્ય તથા ભાગવતસૂક્ષ્મટીકા, જે ઉભય ગ્રન્થનો ઉપન્યાસ શ્રીસુબોધિનીજીમાં થયેલો છે, તે આચાર્યશ્રીના ગ્રન્થો લખતી વખતે લખતા નથી. કલ્લોલ પણ સંપૂર્ણ રા. ગાંધી કને નહિ હોવાથી જીવનચરિત્ર આપેલું સંપૂર્ણ નથી. અન્ય પણ ભેદ છે. પરન્તુ આ વિષયમાં હાલ મૌન જ ઉચિત છે.

તિલકના સંબંધમાં રા. ગાંધી 'दंडयोः आकारः यस्मिन् तत् दण्डाकारम्' એમ દંડાકાર શબ્દનો સમાસ છોડે છે. આ સમાસ છોડવાને વાસ્તે પ્રમાણ આપ્યું હોત તો ઠીક થાત. 'दंडस्य आकारः यस्मिन् तत् दण्डाकारम्' સમાસ છોડવામાં વ્યાકરણનો બાધ નથી, પણ વ્યાકરણ અનુગુણ છે. હરિચરણને દંડાકાર નહિ કહેતા જે તિલક વૈષ્ણવો કરે છે, તેને જ દંડાકાર વૈષ્ણવો કહે તેમાં અનુપપન્ન શું છે? વૈષ્ણવો દંડાકાર માનીને જે તિલક કરે છે તેને હરિચરણાકૃતિ કહીને દૂષણ આપવું અનુપપન્ન છે. ગમે તેમ હો પરન્તુ તિલક એ બાહ્ય ચિહ્ન છે, અને ભગવદ્ભાવ સ્થિર કરવામાં જ તિલકની ઉપયોગિતા હોવાથી એ વિષયમાં ઊહાપોહ વિશેષ ફલપ્રદ નથી. ઉભય તિલક પરંપરાપ્રાપ્ત હોવાથી પ્રમાણ જ છે.

રા. ગાંધીનો આ પ્રયત્ન વૈષ્ણવોના ઉત્તેજનને પાત્ર છે. સર્વ વૈષ્ણવો આ ગ્રન્થનો આદર કરશે એમ આશા રાખીશું. ઉત્તરોત્તર રા. ગાંધી આવાં ભાષાન્તરો પ્રકટ કરતા રહો, અને પ્રભુ એમને અલૌકિક સામર્થ્યનું દાન કરો એજ અન્તમાં ઇચ્છીશું.

**શ્રીદયારામકૃત કાવ્યમણિમાળા. ભાગ ૨. સંશોધક જોષી છોટાલાલ ઉર્ફે** નાથજીભાઇ ગિરિજાશંકર કવિશ્રીના શિષ્યપુત્ર, અને ડભોઇના શ્રીપુષ્ટિમાર્ગીય પુસ્તકાલયના પ્રમુખ. પ્રકાશક નારાયણદાસ પરમાનંદદાસ શાહ, ડભોઇવાળા, કવિશ્રીના શિષ્યપુત્ર. મૂલ્ય રૂ. ૧।.

ઉત્તમ ભક્તિકવિ દયારામના કાવ્યોનું સંશોધન અને પ્રકટ કરવાનું કાર્ય દયારામના શિષ્યપુત્ર અને શિષ્યપૌત્રે પોતાના શિરપર લેવાથી અમને અત્યાનંદ થાય છે. દયારામને પ્રકાશમાં આણવાને કવિ નર્મદે, રા. રા. ગોવર્ધનરામે અને રા. રા. ઇચ્છારામે પ્રયત્નો કર્યા છે, અને તેને માટે એ સજ્જનોને ધન્યવાદ ઘટે છે, તે છતાં અમારૂં માનવું એમ છે કે દયારામને આ સાક્ષરો યથાર્થ ન્યાય આપી શક્યા નથી. એમાં એમનો દોષ નથી. કવિમાં જે અત્યંત અનન્ય ભક્તિભાવ હતો તે સંસારસુધારક નર્મદ, સાહિત્યપ્રેમી ગોવર્ધનરામ કે વ્યવસાયી ઇચ્છારામ સમજી શક્યા જ નહતા, એટલે કવિને માત્ર એની રસઝરતી કવિતાપરથી "વ્યભિચારી, દુષ્ટ, ફાંકડો" વગેરે એઓ માનતા હતા. આ સંશોધક જોષી છોટાલાલ ઉર્ફે નાથજીભાઇમાં એક મોટો ગુણ એ છે કે એ કવિના શિષ્યપુત્ર છે, અને એ કવિનાં કાવ્યો સમજવાને જે ભાવ જોઇએ તે એમનામાં સ્વાભાવિક છે. વળી સંશોધક પુષ્ટિમાર્ગીય હોવાથી ભક્તિનું સ્વરૂપ, અનન્યતા, પુષ્ટિભક્તિ વગેરે સમજી શકે છે તેથી એમને હાથે આ કવિનાં જેટલાં કાવ્યો છપાય તેટલાં સારાં. અમે ઇચ્છીએ છીએ કે એઓએ નિઃસ્વાર્થથી જેમ બને તેમ જલદી પોતાના જીવિતપર્યંત પોતાના ગુરૂની સેવા સમજી તેમનાં કાવ્યો જેટલાં બને તેટલાં વધારે પ્રકટ કરવાં જોઇએ. એમણે કરેલી ટીકા પણ ઉત્તમ છે, પણ એટલી લાંબી ટીકા આ રસના ઝરારૂપ કવિતાને સમજવાને આવશ્યક છે એમ અમને લાગતું નથી. જે વાક્ય જે ગ્રંથ, શ્રુતિ, સ્મૃતિ કે પુરાણમાંથી લીધું હોય તે માત્ર ટાંકી લંબાણ વિવેચનથી અટકવું જોઇએ. સાહિત્યને ઉત્તેજન આપવાની ઇચ્છાવાળા કોઇપણ સજ્જનો આ પ્રકાશક અને સંશોધકને ઉત્તેજન આપશે તો તે ફલીભૂત થયા વિના રહેશે નહિ. આવો પ્રયાસ ઉત્તેજનને યોગ્ય છે.

આપણું ગુર્જરરાષ્ટ્ર સ્વભાવતઃ ભક્તિપ્રધાન છે. જે ગુર્જર માતાએ નરસિંહમહેતા, મીરાં અને દયારામ જેવા ભક્ત કવિઓને જન્મ આપ્યો તેના પુત્રો—અમારા ભાઇઓ—ભક્તિ તો સહેલથી સમજશે. નર્મદ ન સમજ્યો કેમકે એના સમયમાં વિલાયતનો સુધારાનો નવો વા વાયો હતો. મોટપણે ધર્મતરફ વૃત્તિ ગઇ ખરી, પણ હૃદય ભક્તિથી ભરપૂર થઇ પ્રભુતરફ ઉછળ્યું નહિ. રા. રા. ગોવર્ધનરામની બુદ્ધિ વિશાલ હતી પણ અંતર્મુખ થઇ પ્રભુતરફ ભક્તિભાવથી વળી નહતી. એમણે સાહિત્યમાં, પાશ્ચાત્ય સુધારાની અસર સમજવામાં અને અન્ય વિચારોમાં પોતાનું જીવન ગાળ્યું, એટલે પોતાના પિતાની શુદ્ધ ભક્તિ—ઘેર આવેલી ગંગા—એ પ્રાપ્ત કરી શક્યા નહિ. રા. રા. ઇચ્છારામ સામાન્યતઃ સર્વ દેશીય હતા, પણ આ સુંદર ભક્તની અનન્ય પ્રેમની સરિત્ કેમ સમજી શકે? આ કારણોથી આ સજ્જનો તરફથી દયારામને ન્યાય મળી શક્યો નહિ, તોપણ હવે જમાનો બદલાયો છે. રવીન્દ્રનાથ ટાગોર જેવા કવિ વૈષ્ણવ કવિઓનાં ભજનો સારી રીતે સમજવા લાગ્યા છે, અને ઉત્તમોત્તમ માનવા લાગ્યા છે, ભૂતળપર મોટા ઉત્પાતો થઇ સજ્જનોની વૃત્તિ વિષયતરફથી અન્ય દિશામાં વળવા માંડી છે, આવે સમયે આ ઉત્તમોત્તમ શૃંગારભક્તિ ઝરતા કવિનાં કાવ્યો ભાવસહિત એમના શિષ્યપુત્ર તથા શિષ્યપૌત્ર તરફથી પ્રકટ થવા માંડવાથી અમને અત્યાનંદ થાય છે.

આ ગ્રંથમાં સંપ્રદાયસાર, અજામિલાખ્યાન, ક્લેશકુઠાર, કાલજ્ઞાનસારાંશ દશમસ્કંધ લીલાનુક્રમણિકા એ પાંચ મોટાં કાવ્યો અને છૂટક ભક્તિનાં થોડાં સુંદર પદો છે. વાચકને આ કાવ્યો એકદેશીય લાગવાનો સંભવ છે, પણ તેમ નથી. રસ્કિન જેવાએ પણ કહ્યું છે કે હૃદયને ધાર્મિક કરવું એજ ઉત્તમોત્તમ છે. સંસારવ્યવહારમાં વ્યગ્ર ચિત્ત ધાર્મિક થઈ શકતું નથી. માટે સંસારથી વિરક્ત થવું એ ઉત્તમ મનુષ્યનું કર્તવ્ય છે, પણ તેમ કરતાં રસહીન ન થતાં હૃદયરસ પ્રભુતરફ અનન્યતાથી ઉછળાવો જોઇએ—આજ જીંદગીનું સાર્થક્ય. દયારામ નાનપણથીજ સંસારસંબંધ છોડી मामेकं शरणं व्रज એમ આજ્ઞા કરનાર વ્રજપતિને શરણ ગયો હતો, પોતાને વ્રજપતિની સ્ત્રી, દાસી સમજતો હતો, અને પોતાનો સર્વ પ્રેમ પ્રભુના સ્વરૂપમાં રાખ્યો હતો. માટે એનાં કાવ્યો એકદેશીય નથી, પણ ઉત્તમોત્તમ છે. જેમ ધાતુઓમાં સુવર્ણ ઉત્તમ તેમ કાવ્યોમાં એનાં કાવ્યો ઉત્તમ છે. સંપ્રદાયસાર વાચી એમ સમજવાનું છે કે સર્વ બ્રહ્મરૂપ છે એમ વ્યાસમતાનુસાર સમજાવનાર સંપ્રદાય ઉત્તમોત્તમ છે, અજામિલાખ્યાન વાચી એમ સમજવું કે સંસારમાંથી ચિત્ત છોડી પ્રભુનું નામ અહર્નિશ લેવું એજ ઉત્તમ છે, ક્લેશકુઠાર વાચી સમજવું કે પ્રભુ જ સર્વકર્તા છે, મનુષ્ય નિમિત્તમાત્ર છે, માટે સર્વે ચિંતા છોડી સર્વભાવથી પ્રભુશરણ જવું, કાલજ્ઞાનસારાંશ વાચી સમજવું કે જીંદગીનો બાકીનો સમય પ્રભુભક્તિમાં ગાળવામાંજ સાર છે, દશમસ્કંધલીલાનુક્રમણિકા વાચી સમજવું કે શુદ્ધ અનન્ય હૃદયવાળા ભક્તો પ્રભુને નિજધામમાંથી ભૂતલપર ખેંચી લાવી પોતાને મનગમતી લાડ લડાવી પ્રભુને પણ પરાધીનની માફક નચાવે છે. આવાં કાવ્યોને એક દેશીય કહેનારને હું પુછું છું કે તમે તમારા જીવનનું લક્ષ્યબિંદુ શું છે તેનો વિચાર કર્યો છે? જે લોકો "સંસારસુધારો, દેશ સુધારો" વગેરે લક્ષ્ય રાખી બેઠા છે તેમને પુછું છું કે સંસાર અને દેશસુધારા પછી શું? what then? જે લોકો સંસારમાંથી "મુક્તિ" લક્ષ્ય લઇ બેઠા છે તેને પુછું છું કે પછી શું? what then? મારૂં માનવું તો એ છે કે હૃદયમાં રહેતા ગિરિજાધર સાથે સુંદર સંબંધ કરવો એજ ઉત્તમ લક્ષ્ય છે. શ્રુતિ કહે છે કે सत्यं ज्ञानं अनन्तं ब्रह्म यो वेद निहितं गुहायाम् परमे व्योमन् सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता રા. રા. રવીંદ્રનાથ ઠાકોર ગીતાંજલિમાં કહે છે કે "If it is not my portion to meet thee in this my life then let me *ever* feel that I have missed thy sight, let me not forget *for a moment*, let me carry the pangs of this sorrow in my dreams and in my waking hours."

અર્થ—"જો મારા ભાગ્યમાં તને મળવાનું મારા આ જન્મમાં ન હોય તો મને સર્વદા એવું વિરહદુઃખ થાઓ કે હે પ્રભુ, મને તારાં દર્શન થયાં નથી, એક ક્ષણ પણ હું આ વિસારૂં નહિ, આ વિરહદુઃખ મને સ્વપ્નામાં તેમ દિવસમાં અહર્નિશ થાઓ." આવો પ્રભુમાં સર્વાત્મભાવ થવો, અને એ ભાવથી સર્વ ત્યાગ કરી પ્રભુ પાસે જઇ પ્રભુનાં ગુણગાન કરવાં વિપશ્ચિત્ પ્રભુ સાથે સર્વ કામ અશન કરવું, એ એકદેશીયતા નથી, એવો કોઇ મનુષ્યોમાં કોઇક ભાગ્યવાનનેજ પ્રાપ્ત થાય છે, માટે ઉત્તમ અધિકારીએ "સંસાર" "દેશ" વગેરેથી ચિત્તને વ્યગ્ર થવા દેવું નહિ. આ હું જ નથી કહેતો, આપણો ઉત્તમ કવિ ટાગોર પણ એ જ કહે છે, "As my days pass in this crowded market of this world

and my hands grow full with the daily profits, let me ever feel that I have gained nothing—let me not forget for a moment, let me carry the pangs of this sorrow in my dreams and in my wakeful hours."

અર્થ—આ સંસારના વ્યવહારની બજારમાં જ્યારે મારા દિવસો વ્યતીત થતા હોય, અને સંસારની વસ્તુઓથી મારા હસ્ત ભરાઇ જતા હોય, ત્યારે પણ મને સર્વદા એવી વૃત્તિ થાઓ કે મને કશું મળ્યું નથી, મારો સમય વ્યર્થ ગયો છે; એક ક્ષણ પણ હું આ વિસરૂં નહિ, આ વિરહદુઃખ મને સ્વપ્નમાં તેમ દિવસમાં અહર્નિશ થાઓ.

દયારામની મનોવૃત્તિ આના કરતાં પણ ઉત્તમ હતી. સંસારનો ત્યાગ નાનપણથીજ એને સિદ્ધ થયો હતો, અને પ્રભુની શૃંગારભક્તિ એને સિદ્ધ થઇ હતી. માટે એનાં કાવ્યો એકદેશીય નથી, પણ ઉત્તમોત્તમ છે.

શામળભટ્ટ અને નર્મદ સંસારનો વિષયરસજ ગાય છે, પ્રેમાનંદ રસનું સ્વરૂપ ખડું કરી શકે છે, પણ દયારામે તો રસનું સ્વરૂપ ખડું કરી ભક્તહૃદયથી અનન્યતાથી તે પ્રભુને સમર્પણ કરી, શૃંગારભક્તિની સુંદર વાટિકાઓમાં નિઃશંકપણે વિચરી એ રસનો રસાસ્વાદ કરાવતાં ગુજરાતને ગાંડી કરી મૂકી છે. આ કવિના હૃદયો સમજી શકે છે. ભક્તનું હૃદય ભક્તજ સમજે. માત્ર વિદ્વત્તાથી ભક્તહૃદય સમજાતું નથી. કવિના સમયમાં એના ભક્તોનું મંડળ હતું, તેમના વંશજો હયાત છે. દયારામને વ્યભિચારી કહેનાર અને સમજનાર સજ્જનો જો આમાંથી કોઇને મળ્યા હોત, જો કવિના જન્મવૃત્તાંતના પ્રસંગો એમને મુખ મળ્યા હોત તો આ સુંદર ભક્તકવિપર આવા આક્ષેપો કદાપિ ન કર્યા હોત. માટે દયારામને યથાર્થ સમજવો હોય તેણે પુષ્ટિમાર્ગની ઉત્તમતા પ્રથમ સમજી પછી દયારામનાં કાવ્ય વાંચવાં. એમ કરવાથી જે આનંદ પ્રાપ્ત થશે તે અન્ય કોઇપણ કાવ્યો વાંચવાથી થઇ શકશે નહિ. આમ હોવાથી પુષ્ટિમાર્ગના એક વિદ્વાન અમારા મિત્ર રા. રા. મુકુંદચંદ તુલસીદાસ તેલીવાળા બી. એ, એલ. એલ. બી. ના હાથે લખાયલું દયારામનું ટુંક ટુંકું જીવનચરિત્ર આ પુસ્તકની શરૂઆતમાં આવેલું છે તે દરેક વાચકને કાવ્યો વાંચવા પહેલાં વાંચી જવાનો અમે આગ્રહ કરીએ છીએ. છેવટે આવી ઉત્તમ રીતે શરૂઆત કરનાર સંશોધક અને પ્રકાશકને અમે ધન્યવાદ આપીએ છીએ.

---

# सर्वोत्तमस्तोत्र.

( અનુસંધાન વર્ષ ૫૪, અંક દ્વિતીય પૃષ્ઠ ૫૬. )

परमानंदः—શ્રીમદાચાર્યચરણનું નામ નિરૂપણ કરતાં તેઓશ્રીનું સ્વરૂપ પ્રભુચરણના હૃદયમાં આવિર્ભૂત થયું. સ્વરૂપનાં દર્શનથી મન આનંદથી ઉભરાઇ ગયું અને તેથી આત્મ પુરુષોત્તમ કે અક્ષરાનંદના તારતમ્યની અનુભૂતિથી આનંદ એમ પ્રથમ નામ ધર્યું, પરંતુ આનંદ તો ગણિતાનંદ અક્ષરમાં પણ છે તેથી શ્રીમદાચાર્યચરણમાં અગણિતાનંદની સ્ફુર્તિ થઇને ચાર તેની વ્યાવૃત્તિઅર્થ આ દ્વિતીય નામ પરમાનંદ આજ્ઞા કરે છે.

પરમ+આનંદ=પરમાનંદ. પરમ=અગણિત+આનંદ. શ્રીમદાચાર્યચરણ અક્ષરવત્ ગણિતાનંદ નથી પરંતુ પુરુષોત્તમવત્ અગણિતાનંદ છે.

'જ્યાંથી[1] વાણિ પાછી ફરે છે' એ શ્રુતિપ્રતિપાદ્ય જે પુરુષોત્તમાનંદ તદ્રૂપ શ્રીમદાચાર્યચરણ છે. પરમ ઉત્કૃષ્ટ રાસોત્સવાદિજનિત આનંદ જેઓમાંને અથવા જેઓથીથી છે. શ્રીમદાચાર્યચરણને રાસોત્સવાદિજનિત આનંદ છે. શ્રીમદાચાર્યચરણથી રાસોત્સવાદિજનિત આનંદ થાય છે.

પરમથી (શ્રીપુરુષોત્તમથી) જેઓથીને આનંદ છે તે પરમાનંદ.

પિપર્તિ પૂરે છે તે પર=વિષ્ણુ, મા=શ્રી તે બન્નેને (વિષ્ણુ તથા શ્રીને) પણ આનંદ જેઓમાંથી અને જેમાંથી છે તે પરમાનંદ. પર વિષ્ણુ ફલાત્મક કૃષ્ણ અને મા શ્રી શ્રીસ્વામિનીજી તે બન્નેને પણ આનન્દદાતા શ્રીમદાચાર્યચરણ છે.

પ્રથમ શ્લોકમાં વર્ણવેલ પ્રાકૃત ધર્મના અનાશ્રય અને અપ્રાકૃત નિખિલ ધર્મરૂપ એવા ધર્મવિશિષ્ટ શ્રીમદાચાર્યચરણના દર્શનથી પ્રથમ નામ કેવલ આનંદ: ધરવામાં આવ્યું પણ પછી दयया निजमाहात्म्यं એ શ્લોકમાં કેવલ રસદાનને માટે જ લીલાવિશિષ્ટ પુરુષોત્તમના આસ્ય મુખારવિંદનું પ્રાકટ્ય શ્રીમદાચાર્યચરણ સ્વરૂપે થયું એમ કહેવાથી લીલાવિશિષ્ટ આનંદનો અનુભવ થયો અને તેથી દ્વિતિય નામ પરમાનંદ: એમ પ્રભુચરણે આજ્ઞા કરી. પરમ ઉત્કૃષ્ટ જે આનંદ તદ્રૂપ. જેનાથી પર બીજો આનંદ નથી.

પર=પરામત: મામા=લક્ષ્મ્યા: લક્ષ્મીનો આનંદ જેનાથી તદ્રૂપ પરમાનંદ:

શ્રીમદાચાર્યચરણ એવા આનંદરૂપ છે કે જે આનંદથી લક્ષ્મીનો આનંદ પણ પરાગત થઈ જાય છે. મહાપ્રભુજીના આનંદ આગળ લક્ષ્મીનો આનંદ પણ તુચ્છ છે.

કેવલ આનંદરૂપ એક દેશમાંજ હોય છે અને તેથી શ્રીમદાચાર્યચરણ સચ્ચિદાનંદ નથી એમ શંકા થાય તો આજ્ઞા કરે છે કે પરમાનંદ: પરમ આનંદ અર્થાત્ પરમ તાપાનંદરૂપ. પરમને આનંદ જેમાંથી જેનાથી થાય છે તે પરમાનંદ.

શ્રીમદાચાર્યચરણ રસરૂપ છે. રસ સંયોગવિપ્રયોગ ભેદથી દ્વિદલ હોવાથી સંયોગપૂર્વક વિયોગાત્મક છે. માટે પ્રથમ સંયોગરૂપત્વ આનંદ નામ કહી પછી ઉત્તરદલત્વરૂપ આજ્ઞા કરે છે પરમાનંદ:. પૂર્વે (સંયોગમાં) અનુભૂત આનંદથી પણ વિપ્રયોગમાં તે તે અનુભવના સ્મરણથી, તે તે મનોરથની ભાવનાથી, અને (ભક્તોના) પરસ્પર ગુણગાનથી આનંદ અનંતગુણિત થાય છે અને તેથી પરમાનંદ તે અનંતગુણિત આનંદરૂપ છે.

પર લોકવેદપ્રસિદ્ધથી પર, શ્રીમતે સાક્ષાત્ કરાય છે જેનાથી તે પરમ, તાદૃશ આનંદરૂપ તે પરમાનંદ વિરહાનંદ. વિરહાનંદ દશામાં જ ભગવત્સાક્ષાત્કાર થાય છે.

પરમાનંદ: શ્રીમદ્ભાગવતના દ્વિતીય સ્કંધના દ્વિતીય અધ્યાયાર્થ બોધક નામ છે. પરમ પુરુષોત્તમને આનંદ આપે છે તે પરમાનંદ. પરમ ભગવદ્દાસ્યથી આનંદ છે જેને તે ભાવ

---

१ यतो वाचो निवर्तन्ते ।

દાસી[1] છે જેની તે પરમાનંદ. પરમ ભગવદાવેશથી[2] આનંદ જેને અથવા જેથકીને છે તે અથવા તેથકી પિતા અથવા માતાપણું જેના છે તે પરમાનંદ. ભગવદાવેશથી વસુદેવ દેવકીને આનંદ છે અને વસુદેવ દેવકીને કૃષ્ણનું પિતૃત્વ માતૃત્વ છે. શ્રીમદાચાર્યચરણ વસ્તુતઃ કૃષ્ણ જ છે.

પર ભગવાનનું માન થાય છે જેનાથી તે પરમ હંસ તેને આનંદ[3] જેનાથી છે તે પરમાનંદ. પરમ ભગવદવતાર થશે તેના જ્ઞાનથી આનંદ જેમાને છે તે બ્રહ્માદિ[4] પરમાનંદ, તે છે તારતમ્યપણાથી જેમના તે પરમાનંદ.

---

# काकाश्रीवल्लभजीकृत प्राचीन कीर्तनो.

## श्रीगोकुलनाथजीनुं कीर्तन.

राग विलावल.

गिरि धार्यो श्रीगोकुलनाथ जे जे मंगल कीयो सनाथ
गोपी गाय गोप व्रजके सब धीरज दे तब हाथ ॥ १ ॥
दक्षिण पाणि स्वीकार कियो है नग वाम पाणि शंखोदक लाय
द्वै कर मुरलीनाद कीये है कमलासन ठाडे गिरिराय ॥ २ ॥
चपरके पंछी द्रुमवेली कीनहुं न लागी वाती ब्यार
गोरंभन धुनी करत कुतूहल पुलकित अंग कछु न संभार ॥३॥
मघवा शरण भयो पद दीनो जे जे कुसुम वरखे सब देव
थिरं कीयो व्रज कुंवर छबीलो नीरखी दास चरणरज सेव ॥४॥

## श्रीगोकुलचंद्रमाजीनी भावनानुं कीर्तन.

( राग मालव. )

गोपीजनसंताप मिटावन प्रकट भये श्रीगोकुलचंद
कोटि कोटि अनंग विमोहित नीरख नीरख मीटयो दुखद्वंद ॥१॥
सखियन मीली युक्त है प्रियकूं परोक्ष भजत एक भगत परस्पर
एक भजत भजवे नही तीनको भेद कह्यो गिरिवरधर ॥२॥
इनही मे न्यारो मोही जानो इनही से रहो अति निरमल
मनकर्मवचहु जान विकायो वश कर लीनो प्रेम स्नेहबल ॥३॥
नृत्य करन आरंभन कीनो युवती एक एक प्रति वपुधर
जे पें हरखी रही व्रजवनिता नीरखो नीरखी दास चारनो कर ॥४॥

---

१. गच्छ देवि व्रजं भद्रे गोपगोभिरलंकृतम् । २. भगवानपि विश्वात्मा भक्त नामभयंकरः । आविवेशांशभागेन मनः आनकदुन्दुभेः ॥ सा देवकी सर्वजगन्निवासनिवासभूता नितरां न रेजे । ३. आरंभ मे प्राणहरो हरिर्गुहां पुत्रं भितो यत्र पुरैषमीश्वरी । आसीनः सविनांस्तिष्ठन्भुञ्जानः पर्यटन्महीम् । चिन्तयानो हृषीकेशमपश्यत्तन्मयं जगत् ॥ ४. ब्रह्मा भवश्च तत्रैत्य मुनिभिर्नारदादिभिः ।

## श्रीमदनमोहनजीनी भावनानुं कीर्तन.

( राग मालव. )

मदनमोहन मुरलीधुन कीनी व्रजवनिता आकर्षित लीनी
माता पीता सुत बंधु विसारे कमलनेनचरणे रति दीनी ॥ १ ॥
वृंदावन मुखचंद विलोक्यो फुली रह्यो सब गात
मोहन मानों कुशल बुझत है सब निश राका परम सुहात ॥ २ ॥
अब घर बगदायो गोपीजन धर्मनही पतिनी रहे
कृष्णकलामे सब अंग उरझ्यो तन ना रही संभार हो ॥ ३ ॥
अधर धसे नेनन आंसु ढरे गाति सुली व्रजनारी हो
याते दुर मदनमोहन पीय नीरखी दास बलीहारी हो ॥ ४ ॥

## श्रीविठ्ठलनाथजीनुं कीर्तन.

( राग बिलावल. )

देखेरी एक अद्भुत बाम
देखे बने कहत नहीं आवे नख कटि राधे कटिशीख श्याम ॥ १ ॥
प्रियके प्रेम छक्यो तन भुल्यो कहो मेरी श्याम गइ अबही कीत ।
अपने सखनसो बुझत डोलत कटि दे हस्त लगे आकर्षित ॥ २ ॥
भ्रमजलबींदु लग्यो गंडितमे नेनवदन जु विलसे देखत ।
क्रीडाघटक भवरी संवरी तन श्यामाते श्याम भये सनमुख ॥३॥
कीटसहीत हरिदास दीखावत अतुल सुभाव नाथ श्रीविठ्ठल ।
रजीआरज लाग्यो मेरी अखीयन नीरखी दास जात सब कालिमल ॥४॥

## श्रीकृष्णायनमः

(राग बिभास)

(श्रीसर्वोत्तमजी विषे श्रीगोविंदस्वामीकृत पदो अनुसंधान वर्ष ६ अंक २ पृष्ठ ५९)

तन मन धन मम आ परमानंद ।
मेरो सर्वस्व श्रीवल्लभ प्रभु निशदिन गान करहु छंद ॥ १ ॥
निरखि निरखि मेरे नेन सिराउं श्रीहरिवदन घाहि मुखचंद ।
आनंद मगन सदाजु रहुहुं सखी दरशन मानहु अरविंद ॥ २ ॥
सुभग मुरति जिनि नेनन निरखें सो जन परे प्रेमके फंद ।
यह महानिधि मेरे (हृदय) हिरदे कमलतें
छिनुं (क्षण) मति करो दरो कहतु गोविंद ॥ ३ ॥

Reg. No. B. 896

# સ્વધર્મના મુખ્ય સિદ્ધાન્તો.

૧. જગત્ સત્ય છે.
૨. જગત્, જીવ, અંતર્યામી, અક્ષર ઇત્યાદિના નિમિત્ત અને ઉપાદાન કારણ શુદ્ધ નિર્ગુણ બ્રહ્મ શ્રીકૃષ્ણપરમાત્મા જ છે.
૩. જીવે અવિદ્યાથી કલ્પેલો અહન્તાંમમતાત્મક સંસાર મિથ્યા છે.
૪. જીવ અણુ છે, શુદ્ધ નિર્ગુણ બ્રહ્મનો અંશ છે, સ્વતઃ વ્યાપક નથી.
૫. પરબ્રહ્મ પુરુષોત્તમ શ્રીકૃષ્ણનું ધામ અક્ષરબ્રહ્મ સચ્ચિદાનંદ છે.
૬. સર્વોપરિ વેદાદિશાસ્ત્રે પ્રતિપાદિત પરમકાષ્ઠાપન્ન વસ્તુ શ્રીકૃષ્ણ જ છે.
૭. શ્રીકૃષ્ણની સેવા એ જ અંશ જીવનો ધર્મ છે, એટલે વસ્તુતઃ સ્વધર્મ શ્રીકૃષ્ણસેવા જ છે.
૮. આત્મનિવેદન અને પ્રભુપ્રપત્તિ વિના અન્ય વિષયધર્મ હોઇ શકે જ નહિ.

---

" પુષ્ટિભક્તિસુધા " ઑફિસનું સરનામું—
રા. રા. વાડીલાલ નગીનદાસ શાહ, બી. એ. એલ્. એલ્. બી.
મહારાજનો ભોઇવાડો ભુલેશ્વર, મુંબાઇ.

---

## आवश्यक निवेदन.

૧. આ માસિકસંબંધી સઘળો પત્રવ્યવહાર પ્રકાશકને નામે કરવો.
૨. આ માસિક દરેક માસની કૃષ્ણ એકાદશીએ પ્રકટ થાય છે.
૩. આ માસિકમાં છપાવવાને આવેલા લેખો લેવા ન લેવા તેમ જ તેમાં યોગ્ય શુદ્ધિવૃદ્ધિ કરવી પ્રકાશકની ઇચ્છાધીન છે.
૪. શ્રીમદ્વલ્લભાચાર્યજીના સિદ્ધાન્તાનુસાર જ લેખ લેવામાં આવશે.
૫. વર્ષનું નોછાવર પ્રથમથી લેવામાં આવે છે.
૬. આ માસિકના પરિવર્તનમાં જેમના તરફથી માસિક યા પત્ર મળશે તેમને વગર નોછાવરે આ માસિક મોકલવામાં આવશે.
૭. કોઇ પણ બાબતની ખબર મંગાવવી હોય તો જવાબને સારુ ટિકીટ બીડવી, તે વિના જવાબ આપવામાં આવશે નહિ.
૮. આ માસિકમાં જાહેર ખબર છપાવવી હોય કે હેન્ડબિલ વહેંચાવવાં હોય તેમણે પ્રકાશકને લખવું અથવા મળવું.

પુષ્ટિભક્તિસુધાકાર્યાલય,
મહારાજનો ભોઇવાડો
ભુલેશ્વર, મુંબાઇ. } પ્રકાશક.

નોછાવર રૂ. ૨—૦—૦ પ્રત ૭૫૦. છૂટક અંકના રૂ. ૦—૪—૦.

વર્ષ ૩ જું ] શ્રીકૃષ્ણાબ્દ ૫૧૩૯, શ્રાવણ

# પુષ્ટિભક્તિસુધા.

કૃષ્ણ ૧૧ શ્રીવલ્લભાબ્દ ૪૩૫. [ અંક ૫.

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनुं स्वाम् ॥ १ ॥
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ २ ॥
भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ ३ ॥

પ્રકાશક,
વાડીલાલ નગીનદાસ શાહ,
બી.એ., એલએલ.બી., વકીલ, હાઈ કોર્ટ.

નોછાવર, રૂ. ૨—૦—૦ છૂટક અંકના, રૂ. ૦—૧—૦

Printed by R. Miller, Superintendent, British India Press, Bombay. Published by Vadilal Naginadas Shah, B.A., LL.B., Princess Street, Bombay.

निरूपणादभियुक्तैः शान्तस्यापि नवमस्याङ्गीकारात् दशरसवादिनो भोजस्यापि मते भक्तेरगणितत्वाचावन्त एव रसाः, नत्वतिरिक्तो भक्तिरसोपीति मात्से,

अभिधीयते—

श्रुतत्वाल्लोकसिद्धत्वादनुभूतेश्च भेदतः ।
तेभ्योतिरिक्तो मन्तव्यः साङ्गो भक्तिरसो बुधैः ॥ १ ॥

तथाहि भक्तिस्तावद्गोपालतापनीये श्रूयते 'भक्तिरस्य भजनं तदिहामुत्र फलभोगनैराश्येनास्मिन्मनःकल्पन'मिति, तन्मनःकल्पनं किंस्वरूपमिति जिज्ञासायां, नारदपञ्चरात्रे तन्निष्कृष्यते 'माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढः सर्वतोधिकः स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्न चान्यथे'ति, शाण्डिल्यसूत्रेऽपि 'अथातो भक्तिजिज्ञासे'ति प्रतिज्ञाय 'सा परानुरक्तिरीश्वर' इति तस्या लक्षणं क्रियते, अनुरक्तिश्च स्नेह एव, स्निग्ध एवानुरक्त इति प्रयोगदर्शनात्, स्ने ह नेच्छाविशेषः, विशेषस्य निर्वक्तुमशक्यत्वात्, न च सुखविषयिणी सा स्नेह इति युक्तं, स्वर्गकामनायामपि तथात्वप्रसङ्गात्, तिरश्चामपि पुत्रादिविषयकस्नेहस्येच्छारूपत्वाभावेन तस्य स्नेहत्वाभावप्रसङ्गाच, ननूक्तमिष्यमाणविषयिणी सा स्नेह इति, तन्न, स्वर्गस्य शत्रुहननादेश्चेष्यमाणत्वात् तद्विषयकेच्छायां स्नेहादिपदप्रयोगस्य काप्यदर्शनात्, स्निह्यामि प्रीणाम्यनुरज्यामि नेच्छामीति विरुद्धानुव्यवसायाच, अत एव नाराध्यत्वेन ज्ञानं ज्ञानान्तरं वा सः, अत एव न यत्नोऽपि सः, अनुकूलबुद्धिवैयर्थ्याच न द्वेषादिरपि, स्वविषयकेस्याश्च लौकिकसुखरूपोऽपि, प्रत्यक्षत्वाचाहङ्काररूपोऽपि न, अतो मनोधर्मान्तरमेव स इति निश्चयः ।

सोपि न क्षणिकः, कालान्तरे तत्कार्यस्य दर्शनात्तद्विषयकसंस्कारे मानाभावाच, किन्तु स्थाय्येव, अत एव काव्यादावप्युच्यते, 'आविर्भावदिने न येन गणितो हेतुस्तनीयानपि क्षीयेतापि न चापराधविधिना नत्या न यद्वर्धते पीयूषप्रतिवादिनस्त्रिजगतीदुःखद्रुहः साम्प्रतं प्रेम्णा तस्य गुरोः किमद्य करवै वाङ्निष्ठितालाघव'मित्यादौ, एवं स्थायित्वे तस्य सिद्धे मातुः पुत्रे पीयूषप्रतिवादिनस्त्रिजगतीदुःखद्रुहो गुरोरुत्कर्षश्च-

१. भगवति । २. भक्तिः । ३. भक्तेः । ४. पित्रादिविषयकेच्छा । ५. स्नेहस्य । ६. स्वर्गशत्रुहननादिविषयकेच्छायाम् । ७. पुत्रिणादिप्रतियोगिके । ८. स्नेहः । ९. अनुकूलादिज्ञानेनेऽन्यथातिव्याप्तेरुद्धारत्वात् । १०. स्नेहस्येति शेषः । ११. प्रेम्णा । १२. येन हेतुना गणितस्तस्य प्रेम्ण इतियोजना । १३. स्नेहस्य ।

भवतीति रसत्वमपि तस्य सुघटमेव, अत एव तत्स्मरणादौ दुग्धस्रावो यथासंभवं व्यभिचारिणश्च तत्र प्रसिद्धा एव, अत एव श्रीमदुद्धवागमने उक्तं, 'यशोदाकर्ण्य नामानि कृष्णस्याचरितानि च शृण्वन्त्यश्रूणि चास्राक्षीत्स्नेहस्नुतपयोधरे'ति, एवमेव पितृभ्रातृमित्रादिष्वपि द्रष्टव्यं, अत एव श्रीनन्दादीनां तादृशानि तत्र वचांसि, शौनकस्य च 'तदश्मसारं हृदयं बतेदं यद्गृह्यमाणैर्हरिनामधेयैः न विक्रियेताथ यदा विकारो नेत्रे जलं गात्ररुहेषु हर्ष' इति भक्ते रसत्वं कण्ठतोऽप्युक्तं, 'निगमकल्पतरोर्गलितं फलं शुकमुखादमृतद्रवसंयुतं पिबत भागवतं रसमालयं मुहुरहो रसिका भुवि भावुका' इत्यत्रोक्तो भागवतो रसो भक्तिरस एव, 'यस्यां वै श्रूयमाणायां कृष्णे परमपूरुषे भक्तिरुत्पद्यते पुंसः शोकमोहभयापहे'ति भक्त्यर्थमेव भागवतसंहितामणयनकथनात्तत्र श्रीभागवतप्रतिपाद्यमानस्य भागवतरसस्य भक्तिरूपताया एव सिद्धेरिति, अत एव शृङ्गाररसस्तोऽभिन्नतयानुभूयत एव रसिकैः, यत्तु शृङ्गारस्यैव द्वावत्स्थाभेदौ संयोगो विप्रलम्भश्चेति सर्वैरुच्यते, तत्त्वविचारितरमणीयं, मात्रादिष्वप्यनिषिद्धसंयोगविप्रलम्भयोरुपलब्धेः, अतः स्नेहस्यैव तौ भेदौ, वस्तुतस्तु रतिरपि स्नेहविशेष एव, एवं सति शृङ्गारस्यैव रसत्वं न केवलं स्नेहस्येत्यत्र विनिगमकाभावादुभयोः पार्थक्येन रसत्वं स्वीकार्यं, तथा च नायिकायां नायकस्य तस्मिंस्तस्याश्च या रतिः सा शृङ्गारः, मात्रादीनां पुत्रादौ तेषां च तेषु या रतिः स केवलं स्नेहरस एव इति सिद्धं, भगवद्विषयिकाया निरुपाधिकाया द्विविधाया अपि रतेरलौकिकत्वेन मुख्यरसरूपत्वं, 'रसो वै सः' इतिश्रुतेर्भगवतो रसस्वरूपत्वात्, लौकिकस्य तूपाधिजन्यत्वात्तदाभासत्वमिति ज्ञेयं, तेन भक्तिरसस्य तेभ्योऽतिरिक्तत्वं निःप्रत्यूहं, श्रवणादिर्नवके तु संज्ञनकत्वात्तत्प्रयोगो भाक्तः, अतो न शङ्कालेश इति दिक् ।

इति श्रीमद्धीलार्णवचरणकाश्मीरजरजोऽनुरागारक्तः श्रीमत्पतिरतिभासनिखिलः ।
पयोदश्रीहारिद्युतिहरितविद्युत्स्थवसनाभिधावान् स्नेहस्य स्वमजनरसत्वं व्यरचयत् ॥

॥ इति श्रीमद्यदुपतितनयश्रीपीताम्बरविरचितो भक्तिरसवादः सम्पूर्णः ॥

---

१. स्नेहस्य । २. श्रीभागवते । ३. भक्तिरसाभिमतया । ४. युधिष्ठिरस्य स्नेहरूपा भक्तिर्नारदस्य भगवद्विषयिणीतिभेदे भिन्न नेम ऽप्येऽपि न दोषो नारदस्य कीर्तनप्राचुर्यभवणात् कीर्तनस्य भगवान्तःपातित्वात् । ५. रसस्यभीवजनकत्वात् । ६. भक्तिपक्षप्रयोगः । ७. इयं कृतिर्मत्सुनः श्रीमत्पुरुषोत्तमगोस्वामिचरणानामेव ।

यद्युच्येत तर्हि चिदंशस्यापि तत्समानयोगक्षेमत्वादेवात्रासत्त्वमिति वक्तव्यमिति चेन्न, स्वरूपज्ञान्यन्यथोपपत्तिभिया तत्स्वीकारस्यावश्यवक्तव्यत्वात्, तत्र एव सोऽपि स्वरूपात्मको न तु धर्मात्मकज्ञानात्मकः, अत एव 'सच्चिदानन्द'मित्यारम्य 'सर्वमनवद्य'मित्यन्तं प्रभवः, तस्मादानन्दांशतिरोभूता जीवाः सच्चिदंशेनोद्भूता इति फलितं, तत्र सदंशमात्रवृत्तिजडेष्वपि सत्ता परब्रह्मण एव उभयांशमात्रवृत्त्यणुजीवेष्वपि तस्यैव तदा किं पुनर्देवेषु तत्सत्तायाः प्रश्नोऽपि? तथा सति तस्यैव विग्रहवत्त्वेन तदंशवृत्तिदेवेष्वपि तद्वत्त्वमनुक्तमागतं, ननु तस्यापि तद्वत्त्वसत्त्वे तस्य मध्यमपरिमाणवत्त्वनियमेनाव्यापकत्वादिदोषाः सम्भवेयुरिति चेत्, न, अज्ञेयत्वात्, ननु कुत एवं? गृहाण, तस्यानुमानविधयैव ज्ञेयत्वं सिध्यति, तथाहि घटादिपक्षैककार्यत्वसाध्यकसावयवत्वलिङ्गकपटदृष्टान्तकदृष्टान्तेन कुलालादिसिद्धिर्यथा तथा सर्वत्र सावयवत्वेन कार्यत्वजिज्ञासायां क्षित्यादौ,तथादर्शनेन ज्ञानोपपत्तौ कार्यस्य कर्तृजन्यत्वानियमेन तद्धर्मगतत्वेन कर्तृत्वस्य सामान्यकर्तृसिद्धिः, तथा सति क इत्याकाङ्क्षायां कुलालतन्तुवायादिषु तत्कर्तृत्वासामर्थ्यग्रहणेनानुक्तेश्वरसिद्धिः, तथा च दृष्टान्तीययत्किञ्चिद्धर्मस्यापि दार्ष्टान्ते अवश्यवक्तव्यत्वाच्छरीरत्वज्ञानादिमत्त्वसिद्धिः, जन्यत्वाद्यसिद्धिर्यत्किञ्चित्पदात्, मुखे चन्द्रसादृश्यमाह्लादजनकत्वधर्ममादायैवेतिवत्, ननु शरीरत्वे पुनः पूर्वोक्तदूषणापत्तिरिति चेत्, तत्रादरणीयं, अन्वयव्यतिरेकसिद्धस्य तस्य यावता दूषणपरिहारस्तावल्लक्षणकमेव, साधनीयत्वात्, कावन्वयव्यतिरेकाविति चेत्, यत्सत्त्वे यत्सत्त्वं यदभावे यदभाव इत्येव, तथा च शरीरित्वसत्त्वे कर्तृत्वसत्त्वं तदभावे तदभाव इत्यागतं, ननु ज्ञानादिकमेव कुतो न तत्साधकमिति चेत्, न, मुक्तात्मसु तद्वत्स्वपि तथा दर्शनात्, एवं च सावयवत्वानित्यत्वज्ञानापेक्षितकर्तृरूपसर्वकर्तृत्वान्यथानुपपत्तिबलात्सिध्यन् कर्ता स्वयमेव सकलदेशगतकार्योत्पत्त्यनुपपत्त्यादिदूषणगणानवच्छिन्न एव शरीरज्ञानादिमानेव सिद्धः, स चेश्वर एव, ननु सर्वकर्तृत्वमीश्वरस्यैवेति को वा नियमः? घटादौ कुलालादीनां तथा दर्शनादिति चेत्, अवैहि, तत्तत्कार्ये हि तत्तद्विषयकज्ञानस्य कारणत्वमिति तु तथापि सम्भवं, तथा च सर्वकार्ये सर्वविषयकज्ञानस्य कारणत्वमित्यप्यादरणीयं, एवं च 'यः सर्वज्ञः सर्ववि'दित्यादिश्रुतिप्रतिपाद्यतत्त्वविशिष्टस्येशितुः सर्वकार्यकरणे को वा सन्देहः? ननु प्रत्यक्षबाधो घटादिष्विति चेत्, तथैव, न ब्रह्मविदां, यत एतत्तस्येच्छयैव तेषां तत्तत्कार्यकरणे प्रवर्तमानत्वात्, अन्यथानवच्छिन्नघटादिधारापत्तिः, किञ्च, यो हि यदिच्छया यदधीनत्वे सति यत्कार्ये प्रवर्तते तस्य तदिच्छया तदधीनत्वेन प्रवर्तितत्वाद्वान्तर-

व्यापारत्वमेव, तथा च भगवदिच्छया तदधीनत्वे सति सर्वस्य सर्वकार्ये प्रवर्तितत्वात्तत्त्वमेवेति मतं, अवान्तरकुलालादीच्छया दण्डादिद्वारा भ्रम्यादेर्यथेतिवत्, ननु तादृशानां जडत्वात्तथा कल्प्यं प्रकृतेतद्भिन्नत्वाच्च तथा कल्पनीयं, तथा च स्वेच्छयैव कुतो न प्रवृत्तिरिति कुलालादीनां स्वतःकर्तृत्वं सिद्धमेवेति पुनः पूर्ववत् इति चेत्, मूर्खो भ्रान्ति न त्यजसि कुञ्जरशौचवत्, अरे यद्येवं स्यात्तदा कुलालादीनां तदेकपरत्वेनानवच्छिन्नघटादिधारापत्तिरिति पूर्वमेवावादि, यद्वा, प्रयोज्यप्रयोजकभावेन हि द्वेधा व्यवहारप्रवृत्तिः, तथा च तन्मात्रे तदधीनः स इति तु युक्तं, तत्रश्च 'सर्वस्य वशी सर्वस्येशान' इतिश्रुत्या प्रयोजको हि भगवान्प्रयोज्याश्च जीवा इति मन्तव्यं, तथा सति तेषां चेतनत्वेऽपि कर्तृत्वे सत्यपि न स्वतःकर्तृत्वं किन्तु गौणमेव, तथा च मुख्ये संभवति तस्मिंस्तत्कल्पनाया अन्याय्यत्वात्तेषु तत्त्वज्ञानमज्ञानत एव, किन्तु 'स्वतन्त्रः कर्ते'त्यनुशासनाच्चैवं, इतरेषां स्वातन्त्र्याभावात्, तस्मात्पूर्वोक्तदूषणगणानवसरितक्षित्यादिपक्षकाद्यनुमानविधया जगत्कर्तृत्वेन तादृश ईश्वरः सिद्धः, एतदपि स्वयुक्त्युत्तरकालपराहतमुखांस्तार्किकान् प्रत्यक्षानुमापकानां, भगवदीयानां तु 'सहस्रशीर्षा सर्वतः पाणिपादान्तं नमोस्त्वनन्ताय सहस्रमूर्तये अनेकबाहूदरवक्त्रनेत्रं' 'वृक्षप्रस्कन्धीपशङ्करस्तुवौ 'नाभिर्नभोग्निर्मुखं' 'आनन्दमात्रकरपादमुखोदरादिः' 'शारीरश्चोभयेऽपि हि'त्यादिसहस्रश्रुतिस्मृतिपुराणतत्त्वसूत्रोल्लेखादेव तथैवैश्वरेश्वरः सिद्ध इति किमल्पसामर्थ्येनानुमानेन? तथा च सर्वधर्मविशिष्टो भगवानेव सर्वत्र सर्वरूपतया बलिं भुङ्क्ते आयात्यपि च, अत एव 'यस्य विभूतीर्भवतस्तत्सम्पादय नः प्रभो' इत्यादियुधिष्ठिरोक्तिः, अतो न बाधकावकाशः, ननु वादी पुनराशङ्कते, 'इन्द्राय स्वाहे'त्यादौ का गतिरिति चेत्, एतदप्यवधारय, सोपि स्वेष्टफलावाप्त्यर्थं 'मिदि परमैश्वर्ये' इतिधातुप्रतिपाद्यमहेन्द्रायेश्वरायैव वितरतीति किमनुपपन्नम्? तस्य तु सर्वशक्तिः 'परास्य शक्ति'रित्यादिश्रुत्युक्तत्वेन तथात्वात्, अत एव 'ये धातुशब्दा यज्ञार्थे उपदेशे प्रकीर्तिताः तदर्थवाची वेदराशेः कर्तव्यो नान्यथा क्वचिदि'ति वागीशचरणाः, तथा चोक्तया रीत्या देवेषु विग्रहवत्त्वमेवेति, ग्रहिलतया कदाचित्सदभाववत्त्वमिति वदन्तः कर्मिणोऽकर्मिण एव, अत एवोक्तं 'श्रूयतेपि इन्द्रादीनां देवानामप्रत्यक्षत्वं विग्रहवत्ता'मिति विद्वन्मण्डने प्रभुचरणैः, ननु देवादिबलिभोक्तृत्वं भगवतस्तर्हि तेषां कथं तृप्तिरिति चेत्, न, कोटिब्रह्माण्डविग्रहस्य तस्य तृप्तावेतद्गर्भगतत्वेन तेषां सुतरां तृप्तत्वात्, गोमुखे गर्भसुखवत्. अत एव 'सर्वदेवमयो हरिः' 'सर्वदेवनमस्कारः' 'यथा तरोर्मूलनिषेचनेने'त्यादीनि वचांस्यपि सङ्गतानि

( નિજજનને ) ભજનાનંદનું દાન કરવા પુષ્ટિમાર્ગનો પ્રકાશ કરનારા ( એમની ) કરુણાવડે જ વરવા યોગ્ય, શ્રીવલ્લભપ્રભુ મારૂં શરણ છે.

स्वामिनीभावसंयुक्तभगवद्भावभावितः ॥
अत्यलौकिकमूर्तिः श्रीवल्लभः शरणं मम ॥ ३ ॥

સ્વામિનીભાવસંયુક્ત ભગવદ્ભાવ વડે ભાવિત, અતિઅલૌકિકસ્વરૂપવાન્ શ્રીવલ્લભપ્રભુ મારૂં શરણ છે.

श्रीकृष्णवदनानंदो वियोगानलमूर्तिमान् ॥
भक्तिमार्गाब्जभानुः श्रीवल्लभः शरणं मम ॥ ४ ॥

શ્રીકૃષ્ણના મુખકમલના આનંદરૂપ, ( ભગવદ્-)વિપ્રયોગાગ્નિસ્વરૂપ, ભક્તિમાર્ગરૂપ કમલના ( પોષક ) સૂર્ય, શ્રીવલ્લભપ્રભુ મારૂં શરણ છે.

रासलीलारसभरसमाक्रांताऽखिलांगभृत् ॥
भावरूपाखिलांगः श्रीवल्लभः शरणं मम ॥ ५ ॥

રાસલીલારૂપ રસના પૂરથી સારીરીતે વ્યાપ્ત શ્રીઅંગને ધારણ કરનારા, જેનું સંપૂર્ણ શ્રીઅંગ ભાવરૂપ છે એવા શ્રીવલ્લભપ્રભુ મારૂં શરણ છે.

श्रीभागवतभावार्थाविर्भावार्थावतारितः ॥
स्वामिसंतोषहेतुः श्रीवल्लभः शरणं मम ॥ ६ ॥

શ્રીભાગવતના ( શ્રીભાગવતમાં વિરાજમાન ભગવલ્લીલાના ) ભાવરૂપ અર્થનો આવિર્ભાવ કરવાને પ્રકટ થયેલા સ્વસ્વામી ( શ્રીગોવર્ધનનાથજી )ની સંપૂર્ણ પ્રસન્નતારૂપ હેતુ, શ્રીવલ્લભપ્રભુ મારૂં શરણ છે.

वल्लवीवल्लभांतःस्थलीलानुभववल्लभः ॥
अन्यास्फुरणरूपः श्रीवल्लभः शरणं मम ॥ ७ ॥

શ્રીગોપીજનનાથપતિ ( શ્રીકૃષ્ણ )ની નિગૂઢ લીલાઓના અનુભવમાં પ્રીતિવાળા, ( શ્રીકૃષ્ણની ગોપ્ય લીલાઓના અનુભવ વિના ) અન્યસ્ફુરણથી રહિત, શ્રીવલ્લભપ્રભુ મારૂં શરણ છે.

जितांभोजपदांभोजविभूषितवसुंधरः ॥
सदा गोवर्धनस्थः श्रीवल्लभः शरणं मम ॥ ८ ॥

કમલનો પરાજય કરનારાં ( અતિસુંદર ) ચરણકમલ વડે ભૂમિને શોભાવનારા, શ્રીગિરિરાજ ઉપર સદા વિરાજમાન શ્રીવલ્લભપ્રભુ મારૂં શરણ છે.

अनन्यस्तन्मना नित्यं पठेद्यः शरणाष्टकं ॥
सलभेत्साधनाऽभावयुक्तोप्येतत्पदाश्रयम् ॥ ९ ॥

શ્રીવલ્લભપ્રભુમાં સંલગ્ન મનવાળો જે અનન્યભક્ત પ્રતિદિન ( આ ) શરણાષ્ટક નો પાઠ કરે તે ( પોતાના ઉદ્ધારને માટે ) સર્વસાધનથી રહિત હોય તોપણ શ્રીવલ્લભપ્રભુના ચરણકમલના ( દૃઢ ) આશ્રયને પામે.

" इति श्रीहरिदासविरचितं श्रीवल्लभशरणाष्टकं संपूर्णम् ॥

# મહાનુભાવી શ્રીગોપાલદાસજી.

## શ્રીમદ્‌ગોસ્વામીના ચતુર્થ પુત્રનું સ્મરણ કરીને ભક્ત કવિ એઓશ્રીના પંચમ પુત્ર શ્રીરઘુનાથજીનું સ્મરણ કરે છે-

" શ્રીરઘુપતિ અતિગજગતિ રતિપતિ કરું બલિહાર રે રસના,
જાનકીજીવન એ સદા સમ્ભ્રમમણિરત્નમય હાર રે રસના;"

શ્રીમદ્‌ગોસ્વામીના પંચમ પુત્ર શ્રીરઘુનાથજી છે, એઓશ્રીનાં ધર્મપત્નીનું નામ શ્રીજાનકીજી હતું, શ્રીગોકુલચંદ્રમાજી એઓશ્રીનું સેવ્ય સ્વરૂપ છે. આ શ્રીગોકુલચન્દ્રમાજી નારાયણદાસ બ્રહ્મચારીના પ્રથમ સેવ્ય હતા. પંચમ ગૃહના પ્રથમ તિલકાયિત શ્રીરઘુનાથજી જ હતા. શ્રીરઘુનાથજી પ્રથમ વિદ્વાન્ ન હતા. એક સમયે સેવાના પ્રકમમાં શ્રીગુસાંઇજીએ એઓશ્રીને 'નવનીતમાનય' એમ કહ્યું, તે સમયે સંસ્કૃતજ્ઞાનના અભાવને લીધે નહિ સમજવાથી એઓશ્રીને પરમ ખેદ થયો, ત્યારપછી એઓશ્રી શ્રીમદ્‌ગોકુલનાથજીની સમીપ ગયા, અને શ્રીમદ્‌ગોકુલનાથજીએ જ એઓશ્રીને વિદ્યાદાન કર્યું. શ્રીરઘુનાથજીનાં કેટલાક સ્વતન્ત્ર સ્તોત્રો સિવાય વિજ્ઞપ્તિરૂપ અન્ય પણ ગ્રન્થો છે. ભક્તિહંસ ઉપરિ એઓશ્રીની ટીકા ઉપલબ્ધ છે, ષોડશગ્રન્થમાંના કેટલાક ગ્રન્થો ઉપરિ પણ એઓશ્રીએ ટીકાઓ કરેલી છે. એઓશ્રીના વંશમાં પણ મહાધુરંધર વિદ્વાન્ ગોસ્વામીઓ થઈ ગયા છે. જે સ્વરૂપે પ્રભુએ રાસોત્સવ કર્યો છે તે જ સ્વરૂપ આ શ્રીગોકુલચંદ્રમાજીનું કહેવાય છે, અને તેથી આ રસિક પ્રભુની સેવા કરનારા શ્રીરઘુનાથજીના વંશજોના ગ્રન્થો પણ રસભર હોય છે. શ્રીરઘુનાથજીના પૌત્ર શ્રીદેવકીનન્દનજી મહાધુરંધર વિદ્વાન્ હોવા ઉપરાંત અલૌકિક કાવ્ય કરવાની શક્તિ ધરાવતા હતા. એઓશ્રીવિરચિત 'રસાભિવ્યકાવ્ય' ડેક્કન કૉલેજના પુસ્તકાલયમાં છે. બાલબોધાદિ ષોડશ ગ્રન્થ ઉપરિ પણ એઓશ્રીની ટીકા ઉપલબ્ધ છે. શ્રીદેવકીનન્દનજી સિવાય અન્ય વિદ્વાન્ મહાનુભાવી બાલકોએ પણ આ ગૃહને અલંકૃત કરેલ છે. શ્રીવિદ્વન્મંડન ઉપરિ એક વિસ્તૃત ટીકા પણ આ જ વંશમાંના કોઈ મહાનુભાવી બાલકે કરી છે, એમાં શ્રીગોકુલચન્દ્રમાજીને જ નમન કરેલ છે. યદ્યપિ શ્રીરઘુનાથજીના વંશજો શ્રીરઘુનાથજીની ઉપનિષદ્‌ના જેવી સરલ ટુંકા વાક્યોવાળી ભાષા લખતા નથી તથાપિ એ ગ્રન્થોમાં શ્રીમદાચાર્યજીમાં, શ્રીમત્પ્રભુચરણમાં, અને શ્રીમદ્‌ગોકુલચન્દ્રમાજીમાં નિરુપધિ પ્રીતિ અને ભક્તિ પ્રતિપદ જણાય છે.

શ્રીમદ્‌ગોકુલચંદ્રમાજીનું સ્વરૂપ અતિસુકુમાર છે તેથી જ બાલકોને માથે એઓશ્રી બિરાજતા તેઓ પણ આચારમાં બહુ સુકુમાર થયા. અત્રાપિપર્યન્ત શ્રીગોકુલચન્દ્રમાજીની સેવા અતિસુકુમારતાથી થાય છે.

પૂર્વે જણાવી ગયા તે પ્રમાણે શ્રીરઘુનાથજીના વંશની પ્રતિષ્ઠા થઈ ચુકી છે. આધુનિક તિલકાયિત એઓશ્રીના સાક્ષાત્ વંશજ નથી, પરન્તુ શ્રીગિરિધરજી (પ્રથમ લાલ)ના વંશજ છે, અને પંચમ-ગૃહની ગાદી ઉપરિ સેવાલગ્ન છે.

૬૦ અથવા ૭૦ વર્ષ ઉપરિ આ સ્વરૂપ જયપુરમાં બિરાજતું હતું. ત્યાં એક માયાવાદીએ ૧૪ પ્રશ્ન તિલકાયિત શ્રીગોવિન્દપ્રભુને પૂછ્યા, પરન્તુ એ પ્રશ્નનો તત્કાલ ઉત્તર અપાય એવું નહિ હોવાથી, મહારાજશ્રીને જયપુરનો ત્યાગ કરવો પડ્યો. અમુક સમય એ સ્વરૂપ બીકાનેરમાં બિરાજ્યું. હાલ એ સ્વરૂપ કામવનમાં બિરાજે છે. ઉપર્યુક્ત ૧૪ પ્રશ્નનું સમર્થ પ્રત્યુત્તર કેટલાક વર્ષ પછી સદ્‌ગત પંડિત ગટ્ટુલાલે સ્વકૃત 'સ્વસિદ્ધાન્તમાર્તણ્ડ'માં આપેલું છે.

પંચમ ગૃહના આધુનિક સમયના તિલકાયિત આપણા સુપ્રસિદ્ધ શ્રીમાન્ દેવકીનન્દનાચાર્યજી છે. આ ગોસ્વામી મહારાજશ્રીની મુંબાપુરીના વૈષ્ણવો ઉપરિ નિરતિશય કૃપા છે, જેને પરિણામે મહારાજશ્રી રસિક પ્રભુની સેવાનો પણ નિત્યનિયમિત ત્યાગ કરીને અત્ર બિરાજે છે. અમુક વૈષ્ણવો કહે છે

# महानुभावी श्रीगोपालदासजी.

## શ્રીમદ્ગોસ્વામીના ચતુર્થ પુત્રનું સ્મરણ કરીને ભક્ત કવિ એઓશ્રીના પંચમ પુત્ર શ્રીરઘુનાથજીનું સ્મરણ કરે છે-

" શ્રીરઘુપતિ અતિમનભાવતિ રતિપતિ કરું બલિહાર રે રસના,
જાનકીજીવન એ સદા મન્મથમથિવ્રજનાથ હાર રે રસના;"

શ્રીમદ્ગોસ્વામીના પંચમ પુત્ર શ્રીરઘુનાથજી છે, એઓશ્રીનાં ધર્મપત્નીનું નામ શ્રીજાનકીજી હતું, શ્રીગોકુલચંદ્રમાજી એઓશ્રીનું સેવ્ય સ્વરૂપ છે. આ શ્રીગોકુલચન્દ્રમાજી નારાયણદાસ બ્રહ્મચારીના પ્રથમ સેવ્ય હતા. પંચમ ગૃહના પ્રથમ તિલકાયિત શ્રીરઘુનાથજી જ હતા. શ્રીરઘુનાથજી પ્રથમ વિદ્વાન ન હતા. એક સમયે સેવાના પ્રક્રમમાં શ્રીગુસાંઇજીએ એઓશ્રીને 'नम्रमृगमानय' એમ કહ્યું, તે સમયે સંસ્કૃતજ્ઞાનના અભાવને લીધે નહિ સમજવાથી એઓશ્રીને પરમ ખેદ થયો, ત્યારપછી એઓશ્રી શ્રીમદ્ગોકુલનાથજીની સમીપ ગયા, અને શ્રીમદ્ગોકુલનાથજીએ જ એઓશ્રીને વિદ્વાન કર્યું. શ્રીરઘુનાથજીનાં કેટલાંક સ્વતન્ત્ર સ્તોત્રો સિવાય વિવૃતિરૂપ અન્ય પણ ગ્રન્થો છે. ભક્તિહંસ ઉપરિ એઓશ્રીની ટીકા ઉપલબ્ધ છે, ષોડશગ્રન્થમાંના કેટલાક ગ્રન્થો ઉપરિ પણ એઓશ્રીએ ટીકાઓ કરેલી છે. એઓશ્રીના વંશમાં પણ મહાધુરંધર વિદ્વાન ગોસ્વામીઓ થઈ ગયા છે. જે સ્વરૂપે પ્રભુએ રાસોત્સવ કર્યો છે તે જ સ્વરૂપ આ શ્રીગોકુલચંદ્રમાજીનું સ્વરૂપ છે, અને તેથી આ રસિક પ્રભુની સેવા કરનારા શ્રીરઘુનાથજીના વંશજોના ગ્રન્થો પણ રસમય હોય છે. શ્રીરઘુનાથજીના પૌત્ર શ્રીદેવકીનન્દનજી મહાધુરંધર વિદ્વાન હોવા ઉપરાંત અલૌકિક કાવ્ય કરવાની શક્તિ ધરાવતા હતા. એઓશ્રીવિરચિત 'रसाब्धिकाव्य' ડેક્કન કૉલેજના પુસ્તકાલયમાં છે. ભામશે-ષાદિ ષોડશ ગ્રન્થ ઉપરિ પણ એઓશ્રીની ટીકા ઉપલબ્ધ છે. શ્રીદેવકીનન્દનજી સિવાય અન્ય વિદ્વાન મહાનુભાવી ભાષ્કારોએ પણ આ ગૃહને અલંકૃત કરેલું છે. શ્રીવિદ્વન્મંડન ઉપરિ એક વિસ્તૃત ટીકા પણ આ જ વંશમાંના કોઈ મહાનુભાવી આચાર્યે કરી છે, એમાં શ્રીગોકુલચન્દ્રમાજીને જ નમન કરેલું છે. યદ્યપિ શ્રીરઘુનાથજીના વંશજો શ્રીરઘુનાથજીની ઉપનિષદ્ના જેવી સરલ ટૂંકા વાક્યોવાળી ભાષા લખતા નથી તથાપિ એ ગ્રન્થોમાં શ્રીમદાચાર્યચરણમાં, શ્રીમત્પ્રભુચરણમાં, અને શ્રીમદ્ગોકુલચન્દ્રમાજીમાં નિરવધિ પ્રીતિ અને ભક્તિ પ્રતિપાદ્ય કરી છે.

શ્રીમદ્ગોકુલચંદ્રમાજીનું સ્વરૂપ અતિસુકુમાર છે તેથી જ બાલકોને ભાવે એઓશ્રી બિરાજતા તેઓ પણ આચારમાં બહુ સુકુમાર થયા. અદ્યાપિપર્યન્ત શ્રીગોકુલચંદ્રમાજીની સેવા અતિસુકુમારતાથી થાય છે.

પૂર્વે જણાવી ગયા તે પ્રમાણે શ્રીરઘુનાથજીના વંશની હાનિઓ થઈ ચુકી છે. આધુનિક તિલકાયિત એઓશ્રીના સાક્ષાત્ વંશજ નથી, પરન્તુ શ્રીગિરિધરજી ( પ્રથમ ગૃહ )ના વંશજ છે, અને પંચમ ગૃહની ગાદી ઉપરિ બેસાડેલા છે.

૬૦ અથવા ૭૦ વર્ષ ઉપરિ આ સ્વરૂપ જયપુરમાં બિરાજતું હતું. ત્યાં એક માયાવાદીએ ૧૪ પ્રશ્ન તિલકાયિત શ્રીગિરિધરપ્રભુને પૂછ્યા, પરન્તુ એ પ્રશ્નનો તત્કાલ ઉત્તર આપ્યા એવું નહિ હોવાથી, મહારાજશ્રીને જયપુરનો ત્યાગ કરવો પડ્યો. અમુક સમય એ સ્વરૂપ બીકાનેરમાં બિરાજ્યું. હાલ એ સ્વરૂપ કામવનમાં બિરાજે છે. ઉપર્યુક્ત ૧૪ પ્રશ્નનું સમર્થ ઉત્તર કેટલાંક વર્ષ પછી સદ્ગત પંડિત ગટ્ટુલાલે સ્વકૃત 'सिद्धान्तमार्तण्ड'માં આપેલું છે.

પંચમ ગૃહના આધુનિક સમયના તિલકાયિત આપણા સુપ્રસિદ્ધ શ્રીમાન્ દેવકીનન્દનાચાર્યજી છે. આ ગોસ્વામી મહારાજશ્રીની મુંબઈગરાના વૈષ્ણવો ઉપરિ નિરતિશય કૃપા છે, જેને પરિણામે મહારાજશ્રી રસિક પ્રભુની સેવાનો પણ કામવનનો ત્યાગ કરીને અત્ર બિરાજે છે. અમુક વૈષ્ણવો કહે છે

## શ્રીવલ્લભચરણવિજ્ઞપ્તિ.

નિજાચાર્યનું સર્વ સુખાવહ ચરણકમલદ્વંદ્વ શિરવડે વંદું છું તેથી મને સકલ ફલ ધ્રુવ છે. ૧.

યાવત ભયથી દીનહીન હું દુઃખી છું, આર્તની આર્તિના નાશક, આપ અમને તેથી નિવૃત્ત કરો. ૨.

શ્રી ગોકુલેશ્વર! નથી કરી શકાતી સ્થિતિ વા નથી કરી શકાતી ગતિ, હે પ્રભો! મીનવત્ અમારી કરુણ ગતિ થાય છે. ૩.

હે પ્રભો! કર્યો છે વદનનો ભેદ જેણે એવા, મુખસંભેદથી રહિત, અને જેણે રચ્યો છે સ્ત્રીવક્ત્રભેદ જેમાં એવા ખેદમાં આપ જ ગતિ છો ૪.

હે નાથ! પ્રેમાસ્થિરચિત્ત નિજજનોએ ભવજનિત દુઃખ સહી શકાતું નથી, આપ સારી રીતિથી નિવૃત્ત કરો.[1] ૫.

હે નાથ! આપના સ્મરણરૂપ સર્વાપાયનિવારક ઉપાય છે, ઉગમણા તે ભયથી સંભવતો નથી, અત્ર મારી[2] શી ગતિ? ૬.

ઇતિ શ્રીહરિદાસવિરચિત શ્રીમદ્વલ્લભચરણવિજ્ઞપ્તિ સંપૂર્ણ.

## શ્રીવલ્લભભાવાષ્ટક.

શ્રીમહાપ્રભુજી અમારા પતિ છે, શ્રીમહાપ્રભુજી સદા ગતિ છે, શ્રીમહાપ્રભુજીમાં મારી મતિ હજો, શ્રીમહાપ્રભુજીમાં મારી રતિ હજો. ૧.

મારી વૃત્તિ શ્રીવલ્લભદીપ જ હજો, મારી કૃતિ શ્રીવલ્લભમાર્ગની હજો, શ્રીવલ્લભનું (મને) દર્શન હજો, શ્રીવલ્લભપ્રભુનું સ્મરણ હજો. ૨.

---

આશ્રય પ્રભુ કરે છે. આ સર્વ કાર્યની સિદ્ધિને માટે, લીલાવિષયક અપેક્ષિત વિસ્મૃતિ અને સ્મૃતિને માટે, અને અન્ય સર્વ અપેક્ષિત સામગ્રી સંપાદન કરવાને રમણમાં યોગમાયાનો આશ્રય પ્રભુ અલૌકિક રીતિથી કરે છે. શ્રીશુકદેવજી પણ 'मोहिता हस्त मायया' એ શ્લોકમાં ગોપીને માયાથી થયલો મોહ નિરૂપણ કરશે. ગોપીને લીલાવિષયક અજ્ઞાન એ યોગમાયાનું ત્યાં કાર્ય સ્પષ્ટ થાય છે. તાત્પર્ય કે આ યોગમાયા રસોપયોગી જે જે કાર્ય છે તે તે તે તે સમયે સંપાદન કરવાને શક્તિમતી છે, તેથી તે યોગમાયાને સ્વરૂપનું જ્ઞાન કરીને, મતિમતી કરીને, પ્રભુ સ્વ નિકટ તેને સ્થાપે છે. 'ઉપ' ક્રિયાવિશેષણ અવ્યય આનું જ સૂચન કરે છે. આચાર્યશ્રી આજ કારણથી કહે છે કે 'યોગમાયાના સમીપમાં આશ્રય કરીને પ્રભુ સ્થિત છે.'

' प्रसीदतु मयि श्रीमत्कृष्णः प्राणप्रियोत्सवः ।
येन भाति जगत् सत्यं विना येन न सत्तया ॥ १ ॥ '

---

૧. 'निवर्तय दयानिधे' એમ પાઠ હોય તો 'હે દયાનિધિ, આપ નિવૃત્ત કરો' એમ અર્થ કરવો.

૨. नाथ त्वत्स्मरणोपायाः सर्वापायविवर्जिताः भवाग्नौ संभवन्त्येतन्नयात् कात्र गतिर्मम એમ પાઠ કરતો હોય તો 'હે નાથ! આપના સ્મરણરૂપ ઉપાય સર્વ અપાયથી વિવર્જિત છે પરંતુ તે ભયથી ઉગમણા સંભવતા નથી, અત્ર મારી શી ગતિ? એમ અર્થ કરવો.

આપના કૃપાસુધાનું આસ્વાદન હજો, આપના ઉચ્છિષ્ટ રસનો આમર્દ—આસમંતાત્ મર્દ હજો, આપના ગુણોનું શ્રવણ હજો, આપના ચરણકમલનું સ્મરણ હજો. ૩.

આપના મહિમાનું શ્રવણ, આપના શ્રીહસ્તનું સેવન, આપના સ્વરૂપવિષે જ આન્તર ભોગ, અને આપના સન્નિધિમાં ભ્રમન હજો. ૪.

આપના આગલ સર્વદા સ્થિતિ, સદા આપના સેવકો સહ સંગ, આપની વાર્તાવિષે અત્યન્ત અભિરુચિ અને કેવલ આપના જ વાક્યમાં ગમનકર્ત્રી નિષ્ઠા હજો. ૫.

કેવલ આપના જ સંબંધમાં શ્રદ્ધા, આપના ચરણકમલમાં વિશ્વાસ, આપનું જ દાસ્ય અને આપના જ ચરણનો આશ્રય હજો. ૬.

મારા મસ્તકવિષે શ્રીમદ્વલ્લભપ્રભુજી સ્થિતિ કરો, મારા હૃદયવિષે શ્રીવલ્લભ સ્થિતિ કરો, મારી સર્વ પાર્શ્વે શ્રીવલ્લભ હજો, શ્રીવલ્લભ મારું સર્વ [સર્વસ્વ] હજો. ૭.

શ્રીવલ્લભને જ નમસ્કાર, સદા શ્રીવલ્લભવિષે જ દૈન્ય, શ્રીવલ્લભપ્રતિ જ પ્રાર્થના, અને શ્રીવલ્લભના ચરણમાં જ મારી અધીનતા હજો. ૮.

ભક્તિમાર્ગમાં રતક* છે આત્મા જેમનો એવાઓને આ અષ્ટકના પાઠથી વિનાયાસે શ્રીવલ્લભના ચરણકમલમાં ભાવ થાય (થશે).

ઇતિ શ્રીહરિદાસવિરચિત શ્રીવલ્લભભાવાષ્ટક સંપૂર્ણ.

## દૈન્યાષ્ટક.

શ્રીમદ્વલ્લભ! વૃન્દાવનવિષે[1] રજયુક્ત શ્રીયમુનાજલવડે પંકિલ[2] ચરણકમલને [મારા] મસ્તકવિષે ક્યારે ધરશો? ૧.

શ્રીમદ્વલ્લભ! સરસસાર્દ્ર હૃદયવિષે સદા પરિભાવિત ચરણકમલને મસ્તકવિષે ક્યારે ધરશો? ૨.

શ્રીમદ્વલ્લભ! નિજ સ્નાનજલામૃતવડે સંજીવ્યા છે આશ્રિત જેણે એવા ચરણકમલને મસ્તકવિષે ક્યારે ધરશો? ૩.

શ્રીમદ્વલ્લભ! કૃતપુણ્યપુંજોએ પ્રાપ્ત સર્વદા પરિસેવિત ચરણકમલને મસ્તકવિષે ક્યારે ધરશો? ૪.

શ્રીમદ્વલ્લભ! ભક્તિસહ પંચપુરુષાર્થરૂપ અંગુલિઓવડે સંયુક્ત ચરણકમલને મસ્તકવિષે ક્યારે ધરશો? ૫.

શ્રીમદ્વલ્લભ! સ્વભક્તિરૂપ રાગસંદોહની સતત સ્થિતિએ કરીને રંજન (રંજીત[3]) ચરણકમલને મસ્તકવિષે ક્યારે ધરશો? ૬.

શ્રીમદ્વલ્લભ! નખચન્દ્રના પ્રકાશે કરીને સ્વતઃ નિજજનના પ્રકાશરૂપ ચરણકમલને મસ્તકવિષે ક્યારે ધરશો? ૭.

શ્રીમદ્વલ્લભ! ભૂતલને વિષે ગ્રહસહિત સારી રીતિએ આગત પુષ્ટિકલ્પદ્રુમાત્મત્વ ચરણકમલને મસ્તકવિષે ક્યારે ધરશો? ૮.

ઇતિ શ્રીહરિદાસવિરચિતદૈન્યાષ્ટક સંપૂર્ણ.

---

* 'રત' એમ પાઠ હોય તો 'ભક્તિમાર્ગ છે રત જેમનું એવાઓને' એમ અર્થ કરવો.

૧. અથવા 'વૃન્દાવનની.' ૨. પંકયુક્ત.

૩. રંજિતમ્ એમ પણ પાઠ છે.

# પુષ્ટિમાર્ગમાં સાધનો છે ?

ગયા અંકમાં શ્રીમદ્વલ્લભાચાર્યજીના જ્યેષ્ઠ પુત્ર શ્રીગોપીનાથજીનો સાધનદીપક ગ્રંથ વાંચી ઉપલી શંકા સ્વાભાવિક રીતે સ્ફુરે છે. પુષ્ટિ એટલે અનુગ્રહ. સાધન વિના પ્રભુ-અનુગ્રહથી જ વિનાશ્રમે સંસારસાગર તરી જઈ પ્રભુના ભજનાનંદનો અનુભવ થવો એજ પુષ્ટિમાર્ગની ઉત્તમતા; તો આવા પુષ્ટિમાર્ગમાં—અનુગ્રહમાર્ગમાં વળી સાધનો કરવાનાં ખરાં કે ?

આ મતનું વિશેષ ઉદ્ઘાટન કરતાં એક સન્મિત્ર લખે છે કે "પુષ્ટિમાર્ગસ્થ નામ ધારી પણ લૌકિકવૈદિકથી અતીત જ છે. એનામાં 'વ્યાપૃતિ' (વેપાર રોજગાર) પણ ભગવદ્દત્ત જ સમજવી, કારણ કે તે પણ નિસ્સાધનતાનું અંગ છે. આમાં શ્રીમહાપ્રભુજીની આજ્ઞાનું ઉલ્લંઘન ન સમજવું, પરંતુ શ્રીમહાપ્રભુજીએ જે આજ્ઞા કરી તેનું પરિપાલન પણ તે જ કરાવશે એમ વિશ્વાસ પ્રધાન છે. નિસ્સાધનતાને કોઈપણ પ્રકારે બાધ આવે એ સહ્ય ન હોવાથી આ લખ્યું. "......" પ્રશ્ન એ છે કે જેમને—આધુનિક વૈષ્ણવોને—શરણ અને બ્રહ્મસંબંધ સ્વમાર્ગીય રીતિથી થયલું છે, શાસ્ત્રીય સાધનમાં વૃત્તિ હોતી નથી, આપ જે 'પ્રેમ' અનુવાદો છો તે પણ સ્પષ્ટ તો પ્રતીત નથી, સંસારમાં નિમગ્ન છે, દિવસે વ્યાપાર કરે છે, રાત્રિએ નિદ્રાને સેવે છે, એવા—નામ માત્ર ધારી—પુષ્ટિમાર્ગીને શ્રીમહાપ્રભુજી જ સ્વપ્રમેય બળથી ઉદ્ધારશે કે સ્વોદ્ધારાર્થ આ જીવોએ વિહિત સાધન આચરવાં જ ? સાધન અને વિહિત સાધન આચરતાં નિસ્સાધનતામાં ક્ષતિ ન થાય !"

આખા પત્રપર અને ખાસ કરી આ ભાગપર વિચાર કરતાં શ્રીમહાપ્રભુજીના સિદ્ધાંતથી પ્રતિકૂળ અને વિપરીત પરિણામી લાગવાથી મને જે સત્ય જણાય છે તે નીચે દર્શાવું છું. મારા વિચારમાં ભૂલ હોય તો તે મને જણાવવાથી હું ઉપકાર સહિત સુધારીશ. જ્યારે આ નિસ્સાધનતાનો વિષય જ આ લેખને માટે લીધો છે, ત્યારે એ બાબતમાં મને તરફના પ્રમાણો જે મને તાત્કાલિક મળ્યાં છે તેનો પણ સંગ્રહ કરી નિર્ણયપર આવવા પ્રયત્ન કરીશ.

પ્રથમ એટલું સમજવું આવશ્યક છે કે આપણે પ્રભુને કર્તુમકર્તુમન્યથાકર્તું સર્વ સમર્થ માનીએ છીએ, એટલે ક્યા જીવને કેવી રીતે કેવા સાધનથી કે સાધન વિના પ્રભુ ફલ આપવા ઇચ્છે છે તે જાણવું અશક્ય છે; તેમજ તે પ્રભુઇચ્છાનું કોઈપણ રીતે નિયંત્રણ પણ અશક્ય જ છે. પ્રશ્ન માત્ર એટલો જ છે કે શ્રીમહાપ્રભુજીએ જે પુષ્ટિમાર્ગ પ્રકટ કર્યો, જેથી પૃથક્શરણમાર્गोपदेष्टा પોતે કહેવાયા, તે પુષ્ટિમાર્ગ—અનુગ્રહમાર્ગ—નિસ્સાધન માર્ગ કેવા પ્રકારનો છે ? તેમાં કોઈપણ સાધનો છે કે તે સાધનશૂન્ય છે ? શરણ અને બ્રહ્મસંબંધ મંત્ર લઈ પછી વ્યાપૃતિ પણ ભગવદ્દત્ત હોવાથી ચાલુ રાખવી ? જે પ્રેમ પ્રતીત નથી તે વધારવાના સાધનનો ઉપદેશ શ્રીમહાપ્રભુજીએ કર્યો છે ? કે સ્વપ્રમેય બળપર વિશ્વાસ રાખી સંસારમાં નિમગ્ન રહેવાનો ઉપદેશ કર્યો છે ? જો સાધનનો ઉપદેશ કર્યો હોય અને તે કરવા પ્રયત્ન કરીએ તો નિસ્સાધનતામાં ક્ષતિ ન થાય ?

મને તો આનો ઉત્તર બહુજ સરલ લાગે છે. આપણે ષોડશ ગ્રંથ નિત્ય વાંચીએ છીએ, તે પુષ્ટિમાર્ગના છે એમાં તો કોઈથી ના કહેવાશે નહિ. હું તો એ સર્વે મથીને શ્રીમદ્-

પ્રભુજીનું હૃદય માનું છું, અને શ્રીમહાપ્રભુજીનો અમુક વિષયમાં શું આશય છે તે આ ગ્રંથોનો વિચાર કરતાં સહેજમાં સમજાય છે. હવે ભક્તિવર્ધિનીમાં પોતે શું કહે છે તે જુઓઃ—

यथा भक्तिः प्रवृद्धा स्यात्तथोपायो निरूप्यते ।
बीजभावे दृढे तु स्यात् त्यागाच्छ्रवणकीर्तनात् ॥
बीजदार्ढ्यप्रकारस्तु गृहे स्थित्वा स्वधर्मतः ।
अव्यावृत्तो भजेत् कृष्णं पूजया श्रवणादिभिः ॥
व्यावृत्तोऽपि हरौ चित्तं श्रवणादौ यतेत् सदा ।
ततः प्रेम तथाऽऽसक्तिर्व्यसनं च यदा भवेत् ॥
बीजं तदुच्यते शास्त्रे दृढं यन्नापि नश्यति ।
स्नेहाद्रागविनाशः स्यादासक्त्या स्याद् गृहारुचिः ॥
गृहस्थानां बाधकत्वं अनात्मत्वं च भासते ।
यदा स्याद् व्यसनं कृष्णे कृतार्थः स्यात्तदैव हि ॥
तादृशस्यापि सततं गृहस्थानं विनाशकम् ।
× × × ×
सेवायां वा कथायां वा यस्यासक्तिर्दृढा भवेत् ।
यावज्जीवं तस्य नाशो न क्वापीति मतिर्मम ॥

અર્થઃ—જે પ્રકારે ભક્તિ વધે તેના ઉપાય નિરૂપણ કરીએ છીએ. બીજભાવ દૃઢ થવાથી (૨) ત્યાગથી (૩) અને શ્રવણ કીર્તનથી ભક્તિ વધે. બીજ દૃઢ થવાનો પ્રકાર એ કે ગૃહમાં સ્થિતિ કરી સ્વધર્મથી વ્યાવૃત્તિનો ત્યાગ કરીને પૂજા શ્રવણ વગેરેથી કૃષ્ણનું ભજન કરવું. વ્યાવૃત્તિ હોય તોપણ હરિને વિષે શ્રવણાદિમાં ચિત્ત પરોવવા સદા યત્ન કરવો. તેથી પ્રેમ તથા આસક્તિ અને વ્યસન જ્યારે થાય ત્યારે તે શાસ્ત્રમાં બીજ કહેવાય છે, જે દૃઢ થવાથી નાશ પામતું નથી. સ્નેહથી રાગનો વિનાશ થાય, આસક્તિથી ગૃહપર અરુચિ થાય, ગૃહમાં રહેતાં સર્વ બાધક અને પારકા લાગે, જ્યારે કૃષ્ણમાં વ્યસન થાય ત્યારેજ કૃતાર્થ થાય. એવાનું પણ હમેશ ગૃહમાં રહેવું વિનાશકારક છે. × × સેવા અથવા કથામાં જેની જીવતા સુધી દૃઢ આસક્તિ થાય તેનો કદી પણ નાશ થતો નથી એવી મારી મતિ છે.

અહિં જે ઉપાય નિરૂપણ કર્યાં તે સાધન નહિ તો શું કહેવાય? અહિં સ્પષ્ટ કહ્યું કે વ્યાવૃત્તિ છોડવી, ન છોડાતી હોય તોપણ શ્રવણ વગેરેના પ્રયત્ન કરવા. વ્યાવૃત્તિ ભગવદ્દત્ત સમજી ભગવાન્ છોડાવે ત્યાં સુધી તેમાં ભરાઈ રહેવાનું કહ્યું નથી, વ્યાવૃત્તિને નિસ્સાધનતાનું અંગ માનવાનું કહ્યું નથી, પણ એથી ઉલટું બને તેટલો ત્યાગ કરી શ્રવણનો પ્રયત્ન કરવા આજ્ઞા કરી છે. પ્રેમ, આસક્તિ અને વ્યસન પણ ભગવાન્ દાન કરે ત્યાંસુધી હાથ જોડી બેસી રહેવાનું કહ્યું નથી, પણ તેનાં સાધનોનો સ્પષ્ટ નિર્દેશ છે. વળી શ્રવણ કરવું વગેરે વિધાન છે, માટે પુષ્ટિમાર્ગમાં કર્તવ્ય કાંઈ તરીકે નથી એમ પણ નહિ કહેવાય.

ત્યાગપૂર્વક ગુણગાનનો શ્રીમહાપ્રભુજીનો ઉપદેશ છે એમ આ ગ્રંથથી સ્પષ્ટ થાય છે.

વળી " પુષ્ટિમાર્ગસ્થ નામધારી પણ લૌકિક વૈદિકથી અતીત જ છે " તે બાબતમાં શ્રીમહાપ્રભુજીનાં વચનામૃત સાંભળો.

ब्रह्मसंबंधकरणात् सर्वेषां देहजीवयोः ।
सर्वदोषनिवृत्तिः । × × ×
असमर्पितवस्तूनां तस्माद् वर्जनमाचरेत् ।
निवेदिभिः समर्प्यैव सर्वं कुर्यादिति स्थितिः ।

અર્થ—બ્રહ્મસંબંધ કરવાથી સર્વે દેહજીવોના સર્વ દોષની નિવૃત્તિ થાય છે. × × માટે અસમર્પિત વસ્તુઓનો ત્યાગ કરવો. નિવેદીઓ સાથે સમર્પણ કરીને સર્વ કરવું.

અહીં સ્પષ્ટ કહ્યું કે બ્રહ્મસંબંધથી સર્વ દોષ નિવૃત્ત થયા પછી અસમર્પિત વસ્તુનો ત્યાગ કરવો. સર્વ વસ્તુ પ્રભુને સમર્પણ કરી ઉપયોગમાં લેવી. જેમ સેવકોનો વ્યવહાર સ્વામીના ઉતરેલી વસ્તુઓથી ચાલે છે તેમ વૈષ્ણવોએ રહેવું. આ સર્વ માત્ર નામધારી વૈષ્ણવોને કેમ લાગુ પડે ? બાલ્યપણમાં અજ્ઞાનાવસ્થામાં મંત્રોપદેશ લીધા પછી અને તે ભૂલી ગયા પછી કાંઈ કર્તવ્ય રહ્યું જ નહિ, એવો સિદ્ધાંત હોય તો અસમર્પિતનો ત્યાગ વગેરે ખટપટ શા માટે જોઈએ ? બ્રહ્મસંબંધ થયા પછી સંસારમાં પડવાની છુટી મળે છે, કેમ કે " પુષ્ટિમાર્ગસ્થ નામધારી પણ લૌકિક વૈદિકથી અતીત જ છે, " એમ આ ઉપલા ગ્રંથનો સાર નથી, પણ એ બ્રહ્મસંબંધ થયો કે તરત સંસારના દ્વાર બંધ કરી પુષ્ટિમાર્ગના દ્વારમાં પ્રવેશ કરવાથી જ ફલપ્રાપ્તિ થાય એમ સ્વાભાવિક અર્થ નીકળે છે. હવે આપણે બીજો નવરત્ન નામનો સુંદર ગ્રંથ લઈએ. તેમાં શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે,

चिन्ता काऽपि न कार्या निवेदितात्मभिः कदापि ।
भगवानपि पुष्टिस्थो न करिष्यति लौकिकीं च गतिम् ॥
निवेदनं तु स्मर्तव्यं सर्वथा तादृशैः जनैः ॥
× × ×
लोके स्वास्थ्यं तथा वेदे हरिस्तु न करिष्यति ।
× × ×
अतः सेवापरं चित्तं विधाय स्थीयतां सुखम् ।
× × ×
तस्मात् सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम ।
वदद्भिरेव सततं स्थेयमित्येव मे मतिः ॥

આ સુંદર ગ્રંથમાં લૌકિક ગતિથી ડરતા સરલ હૃદયના ભક્તજનોને શ્રીમહાપ્રભુજી આશ્વાસન આપે છે કે જેઓએ પોતાનો આત્મા ભગવાનને નિવેદન કર્યો છે તેઓએ કંઈપણ ચિંતા કરવી નહિ. પુષ્ટિસ્થ ભગવાન લૌકિક ગતિ કરશે નહિ. તાદૃશ જનની સાથે નિવેદનનું સર્વથા સ્મરણ કરવું, નહિ કે લૌકિક કાર્યોમાં જ વ્યાપ્ત

રહેવું. **સ્મર્તવ્ય** શબ્દમાં પણ સ્મરણનું સ્પષ્ટ વિધાન છે, માટે પણ ભગવાનની કૃપા થાય ત્યાં સુધી હાથ જોડીને બેસી રહેવું એમ ફલિત થાય જ નહિ. સેવાપર ચિત્ત **કરીને સુખથી રહેવું,** અહિં પણ સ્પષ્ટ સેવાનું વિધાન છે, નહિ કે સેવા પણ પ્રભુ કરાવે ત્યારે કરીશું. "શ્રીકૃષ્ણશરણંમમ" નિત્ય જપવું, એમ જપવાનું પણ વિધાન છે. નિસ્સાધનતામાં ક્ષતિ થવાની ભીતિ શાસ્ત્રવિરુદ્ધ—શ્રીમહાપ્રભુજીના ષોડશ ગ્રંથના—વચનામૃત વિરુદ્ધ છે, એમ એક વાર નહિ, પણ અનેક વાર સ્પષ્ટ માલમ પડે છે. ઉલટું શ્રીમહાપ્રભુજીનો આશય તો એક ક્ષણવાર પણ પ્રભુ નામ લીધા વગર રહેવું નહિ એમ ઉપલાં વાક્યોથી જણાય છે; તો વ્યાપૃતિ ભગવદ્દત્ત સમજી તે છોડવાના પ્રયત્ન—સાધન—ન કરવા એમ ઉંધો સાર નિકળી શકે ખરો ? અરે, નિરોધલક્ષણમાં તો પોતે સ્પષ્ટ આજ્ઞા કરે છે કે,

तस्मात् सर्वं परित्यज्य निरुद्धैः सर्वदा गुणाः ।
सदानंदपरैर्गेयाः सच्चिदानंदता ततः ॥

આમ સર્વનો પરિત્યાગ કરવાની સ્પષ્ટ આજ્ઞા છે, માટે નિસ્સાધનતાની ક્ષતિની ભીતિ વૈષ્ણવોએ રાખવી કે મહાપ્રભુજીની આજ્ઞા પાળવા પ્રયત્ન કરવો ? **हरिमूर्तिः सदा ध्येया संकल्पादपि तत्र हि** વગેરેમાં ધ્યાનમાં સ્પષ્ટ વિધાન છે તે સાધન નહિ તો શું ?

સર્વસમર્થ પ્રભુ અજામિલ જેવા દુષ્ટને વિનાસાધને તારે છે તેની અમે ના પાડતા નથી એમ શરૂઆતમાં કહ્યું છે, આપણે તો જોવાનું એટલું જ છે કે અજામિલ જેવા રહેવાની મહાપ્રભુજીની આજ્ઞા છે કે નિવેદનનું સર્વદા સ્મરણ કરવું, સર્વદા વ્રજાધીપનું ભજન કરવું, કૃષ્ણસેવા સદા કરવી, એવી એવી આજ્ઞા છે ? પુષ્ટિમાર્ગ એટલે અજામિલ જેવા દુષ્ટ રહેવાનો—લૌકિક વૈદિકમાં વ્યાપૃત રહેવાનો માર્ગ કે સહજ પરિશ્રમથી થયલો કૃષ્ણ-વિયોગનું સર્વદા સ્મરણ રાખી, દેહપ્રાણ ઇંદ્રિય અંતઃકરણ, આલોક પરલોક વગેરે પ્રભુને સમર્પણ કરી પ્રભુના દાસ થઇ રહેવાનો માર્ગ ? કે નામ માત્રધારી વૈષ્ણવે નિસ્સાધનતામાં ક્ષતિ થાય માટે વિનાપ્રયત્ને—વિનાસાધને બેસી રહેવાનો માર્ગ ?

સેવાફલ વિવરણમાં તો સાધનનો ઉપદેશ ઉપલા સર્વ ગ્રંથોની અપેક્ષા એથી ઘણો સ્પષ્ટ છે કે નિસ્સાધનતાની ક્ષતિની સેજ પણ દરકાર જણાતી નથી. **सेवायां प्रतिबंधकत्रयम् उद्वेगः प्रतिबंधो वा भोगो वा ॥ त्रयाणां साधनपरित्यागः कर्तव्यः॥** સેવામાં ત્રણ પ્રતિબંધ છે, ઉદ્વેગ, પ્રતિબંધ અથવા ભોગ. ત્રણેનો સાધનથી પરિત્યાગ કરવો. આગળ ચાલતાં શ્રીમહાપ્રભુજી કહે છે કે **भोगो द्विविधः लौकिकोऽलौकिकश्च। तत्र लौकिकस्त्याज्य एव । प्रतिबंधोऽपि द्विविधः साधारणो भगवत्कृतश्च। तत्र आद्यो बुद्ध्या त्याज्यः ॥ ननु साधारणो भोगः कथं त्यक्तव्य इत्याकांक्षाया-माहसविघ्नोऽल्पो घातकः स्यादिति ॥ सविघ्नत्वादल्पत्वात् भोगस्त्याज्यः ॥**

**भोगाभावस्तदैव सिद्ध्यति यदा गृहपरित्यागः ॥**

"આપનું વચન ત્યાગપ્રતિ હોવાથી ત્યાગપૂર્વક ગુણગાનનો ઉપદેશ આપનો (મારો) જણાય છે," આમ કહેનાર સન્મિત્રને ઉપલાં સર્વે વાક્યોપરથી કહી શકું છું કે એ ત્યાગપૂર્વક ગુણગાનનો ઉપદેશ મારા ઘરનો નથી, પણ શ્રીમહાપ્રભુજીનો છે, સાંભળો:—

तस्मात् सर्वं परित्यज्य निरुद्धैः सर्वदा गुणाः ।
सदानंदपरैः गेयाः सच्चिदानंदता यतः ॥

આવો ઉપદેશ શ્રીમહાપ્રભુજી કરે છે, હું કરતો નથી. આ ઉપદેશ શ્રીમહાપ્રભુજી પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને કરે છે, મર્યાદામાર્ગીને નહિ, માટે નિસ્સાધનતાની ક્ષતિની વૈષ્ણવોએ દરકાર ન કરતાં શ્રીમહાપ્રભુજીના વચનામૃતાનુસાર સર્વે સાધનો કરવા પ્રયત્ન કરવા.

विवेकधैर्याश्रयग्रंथ તો સાધનોથી ભરપૂર છે. નિસ્સાધનતાને જ જે પુષ્ટિમાર્ગ માને છે તે તો એ ગ્રંથની સામું પણ જોતી નહિ. શ્રીમહાપ્રભુજી એ ગ્રંથમાં આજ્ઞા કરે છે કે "વિવેક, ધૈર્ય અને આશ્રયનું હમેશાં રક્ષણ કરવું. વિવેક—હરિ સર્વ નિજેચ્છાથી કરશે...અભિમાનનો ત્યાગ કરવો. ત્રિદુઃખ સહન કરવું તે ધૈર્ય...स्वयमिन्द्रियकार्याणि कायवाङ्मनसा त्यजेत् ॥ अशूरेणापि कर्तव्यं स्वस्यासामर्थ्यभावनात्...प्राप्तं सेवेत निर्ममः । यथाकथंचित् कार्याणि कुर्यादुच्चावचान्यपि । किंवा प्रोक्तेन बहुना शरणं भावयेद्धरिम् ॥ પોતે ઇંદ્રિયોનાં કાર્ય કાયવાક્ અને મનથી ત્યજવાં, મમતા વગર પ્રાપ્ત વસ્તુનું સેવન કરવું. જેમ તેમ કરીને ઉચ્ચ નીચ કામો કરવાં. બહુ શું કહેવું ? હરિના શરણની ભાવના કરવી.

આમાં તો શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે સંસારનો ત્યાગ કરવો એટલું જ નહિ, પણ ઇંદ્રિયોનાં કાર્યો પણ ત્યજવાં. માટે "પુષ્ટિમાર્ગીને શ્રીમહાપ્રભુજી જ સ્વયમેવ ભવથી ઉદ્ધારશે" એવા વિચારથી બેસી ન રહેતાં શ્રીમહાપ્રભુજીની આજ્ઞા પ્રમાણે ચાલી શ્રીમહાપ્રભુજીએ કહેલાં સર્વ સાધનો કરવા પ્રયત્ન અવશ્ય કરવાં જ—એમ ન કરીએ તો બહિર્મુખતા પ્રાપ્ત થાય, દ્રવ્ય, કીર્તિ વગેરે પ્રાપ્ત કરવાની લોલુપતા વધે અને વધારે ને વધારે પતિત થવાય, અને અતિ-(આ કહું છું તે ખોટું નથી, પણ અક્ષરશઃ ખરું છે) પુષ્ટિમાર્ગના ઉત્તમોત્તમ ગ્રંથો વાંચ્યા છતાં, સેવાં કથા પણ કેટલેક વખત કર્યાં છતાં પ્રભુમાંથી શ્રદ્ધા ઉઠી જઈ નાસ્તિકતા પ્રાપ્ત થાય, અને સર્પરૂપી જીહ્વા પ્રભુ વિષે પણ ન બોલવાનાં વચનો બોલે, અને પરિણામે लोकार्थी चेद् भजेत् कृष्णं क्लिष्टो भवति सर्वथा—આસપાસ સર્વત્ર ક્લેશ ક્લેશ અને ક્લેશ સિવાય બીજું કાંઈ દૃષ્ટિગોચર થાય જ નહિ. નિસ્સાધનતાના અર્થનું ફલ લૌકિકતા જ થાય, પ્રતિષ્ઠા અને દ્રવ્ય જ વહાલાં લાગે. માટે શ્રીમહાપ્રભુજીનું વચનામૃત કે ત્યાગ એ સર્વધર્મનું મૂલ છે એનું વિસ્મરણ ન થવું જોઈએ—લૌકિક ત્યાગ મનથી અવશ્ય જોઈએ જ. એ જ શ્રીમહાપ્રભુજીએ વારંવાર આજ્ઞા કરી છે. અને છેલ્લી સોનાના મહાની આજ્ઞા પણ એ જ છેઃ—

बहिर्मुखा यदा यूयं भविष्यथ कथंचन ।
तदा कालप्रवाहस्था देहचित्तादयोऽप्युत ॥
सर्वथा भक्षयिष्यन्ति युष्मानिति मतिर्मम ॥
न लौकिकः प्रभुः कृष्णो मनुते नैव लौकिकम् ।
भावस्तत्राप्यस्मदीयः सर्वस्वं चैहिकश्च सः ।

અર્થ—અધુના કલિયુગમાં સર્વે વિરુદ્ધ આચારમાં તત્પર છે, સ્વાધ્યાય વગેરે ક્રિયાહીન છે, આચાર પરાંમુખ છે, કદાપિ કોઇ આચાર કરે તો વિધિવિના કરે છે, વિક્ષિપ્ત ચિત્તવાળા થઇ ગયા છે, શ્રાંત થઇ ગયા છે, ઇન્દ્રિયો અને ઉપસ્થપરાયણ થઇ ગયા છે, નાસ્તિકપ્રાયં થઇ ગયા છે, પોતે દુષ્ટ છે, આવામાં ધર્મ કેમ થઇ શકે? ધર્મસંપાદન કરવામાં ૭ વસ્તુની જરૂર છે, દેશ, કાલ, દ્રવ્ય, શ્રદ્ધા, મંત્ર, કર્મ એ સર્વ કલિયુગમાં અત્યંત દુર્લભ છે.

શ્રીકૃષ્ણાશ્રય ગ્રંથ આ વાતનું આપણને સારી રીતે ભાન કરાવે છે. આપણી આસપાસ દૃષ્ટિ ફેરવી વિચાર કરતાં આપણને આ વાત અક્ષરશઃ સત્ય લાગે છે. માટે જો વેદમાં કહેલાં સાધનથીજ મુક્તિ થતી હોય તો આ કલિયુગમાં મુક્તિનું દ્વાર બંધ થઇ ગયું છે, વેદમાર્ગ, આર્યમાર્ગ લુપ્ત થઇ ગયો છે, એમ કહેવું ખોટું નથી જ. આ વેદમાર્ગ તે જ મર્યાદામાર્ગ. પ્રભુએ વેદમાં જે સાધનો કહ્યાં છે, જે મર્યાદા બાંધી છે, તે રીતે ચાલી મુક્તિ મેળવવી એનું નામ મર્યાદા. જ્યારે મનુષ્યોને આ માર્ગે સાધન કરી મુક્તિ મેળવવી અશક્ય થઇ પડી ત્યારે પ્રભુએ કૃપા કરી વેદમાંથી જ એવો માર્ગ બતાવ્યો કે જેમાં ઉપરના વૈદિક સાધનોની જરૂર રહે નહિ, અને ગીતામાં સ્વમુખથી આજ્ઞા કરી કે—

मन्मना भव मद्भक्तो मद्याजी माम् नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥
सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुच ॥

પ્રભુએ કહ્યું કે મારામાં મન રાખ, મારો ભક્ત થા, મારું ભજન કર, મને પ્રણામ કર, હું તને સત્ય પ્રતિજ્ઞા કરી કહું છું કે તું મારી પાસેજ આવશે. સર્વે ધર્મોનો ત્યાગ કર, મને એકલાને શરણે આવ, હું તને સર્વ પાપમાંથી મુક્ત કરીશ. શોક ન કર.

હાશ! કેવી સુંદર, કેવી સરલ આજ્ઞા! વેદના સાધન કરવાની, નિષ્કામ કર્મો કરી અઘમોચનને યોગ્ય પવિત્ર દેહ પ્રાપ્ત કરવાની જરૂર નહિ, વેદ ભણવાની જરૂર નહિ, કોઇપણ જ્ઞાન, ઉપાસના વગેરે સાધનોની જરૂર નહિ, માત્ર

सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम ।
वदद्भिरेव सततं स्थेयमित्येव मे मतिः ॥

અહિં જે સર્વ ધર્મોના ત્યાગપૂર્વક એકસ્વરૂપમાત્રપરતાનો ઉપદેશ કર્યો, તેનું ઉદ્ઘાટન શ્રીમહાપ્રભુજીએ જેવું સ્પષ્ટ અન્ય કોઇ આચાર્યે કર્યું જણાતું નથી. यदपासीद्रूपमेव त्रिभुवनवरणे मांकियाच्च स्वतंत्रं । વગેરેમાં તેમજ અન્ય સ્થલે પણ એ વાત ફરીફરીને કહી છે, અને એ સ્વરૂપના સંબંધમાં આવવાથી સર્વ દોષની નિવૃત્તિ થાય છે, એમ ब्रह्मसंबंधकरणात् सर्वेषां देहजीवयोः सर्वदोषनिवृत्तिः એમાં પોતે સ્પષ્ટ આજ્ઞા કરે છે, માટેજ પોતે पृथक्शरणमार्गोपदेष्टा કહેવાયા. આ માર્ગ તેજ પુષ્ટિમાર્ગ. વૈદિક મર્યાદામાર્ગથી અત્યંત ભિન્ન છતાં પણ વૈદિક. દેહ, ચિત્ત વગેરે વૈદિક સાધનોથી પવિત્ર કર્યા પછી ભક્ત-પ્રભુ પાસે જવું એમ નહિ, પણ પ્રભુ સંબંધથીજ દેહ ચિત્ત વગેરેને

પવિત્ર કરવી. कृष्णात्परं नास्ति दैवं वस्तुतः दोषवर्जितम् માટે કૃષ્ણસંબંધજ કરવો, એ જ પુષ્ટિમાર્ગ. साधनकमेण मोचनेच्छा हि मर्यादामार्गीया मर्यादा, विहित-साधनं विनैव मोचनेच्छा पुष्टिमार्गमर्यादा એટલે સાધનક્રમથી—વેદમાં કરેલા સાધન ક્રમથી—મુક્તિની ઇચ્છા એ મર્યાદામાર્ગની મર્યાદા, વેદમાં વિધાન કરેલાં સાધન કર્યા વિના મુક્તિની ઇચ્છા એ પુષ્ટિમાર્ગમર્યાદા. આ સ્વરૂપમાં આસક્તિ થવી એ જ પુષ્ટિમાર્ગનું સાધન, તે માટે પ્રેમ, પ્રેમ માટે શ્રવણકીર્તન, તે માટે વિરક્તિ, बीजभावे दृढे तु स्यात्यागाच्छ्रवणकीर्तनात् ॥ ભીજભાવ પ્રબળ થાય ઘરમાં સ્થિતિ કરી, સ્વધર્મથી વ્યાપાર રોજગાર છોડી પૂજા શ્રવણ વગેરેથી કૃષ્ણભજન કરવું. આ સાધનો વેદમાં—મર્યાદામાર્ગમાં—કહેલા મુક્તિના સાધનોથી અત્યંત ભિન્ન છે. આ સાધનો તો વસ્તુતઃ ફલરૂપજ છે. ફલ તો પાસેજ બિરાજે છે, બહિર્મુખતાનો ત્યાગ કરી, તે ફલના દર્શન કરવા, તેનો અનુભવ કરવો એટલા જ સાધનની અપેક્ષા. વ્યાપાર રોજગારથી સંસારનો અનુભવ થાય માટે તેનો ત્યાગ એ એક સાધન, શ્રવણ કીર્તનથી ફલરૂપ પ્રભુનો અનુભવ થાય માટે તે બીજું ઉપાયક, સાધન, જેને પ્રેમ આસક્તિ પ્રભુમાં સિદ્ધ જ છે, તેને આ સાધનોની જરૂર રહી નથી એ પ્રત્યક્ષ છે, પણ "જેનામાં પ્રેમ પ્રતીત નથી, સંસાર નિમગ્ન છે, તે નામ માત્ર ધારી પુષ્ટિમાર્ગીને" પુષ્ટિમાર્ગના ફલના અનુભવને માટે આટલા સાધનની આવશ્યકતા શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી છે, ભાવાર્થ માટે એ આવશ્યક છે એમ આપણું હૃદય કબુલ કરે છે, આપણું લૌકિક પારલૌકિક સર્વ પ્રભુજ છે એ સમજવા, અનુભવવા માટે આ સાધનોની આવશ્યકતા છે જ એતો કોણ ના કહેશે ?

ત્યારે વૈદિક સાધનોની અપેક્ષા વિના પ્રભુ કૃપા કરી સ્વદાન જે આપમાં કરે તે પુષ્ટિમાર્ગ. આ સંબંધમાં શ્રીમદાચાર્યજીનો પુષ્ટિપ્રવાહમર્યાદાગ્રંથ વિચારવા યોગ્ય છે. પ્રથમ તો એમજ સંશય થાય કે વેદમાં કહેલા સાધનો જે ન કરે તેનાપર 'પુષ્ટિ' અથવા અનુગ્રહ પ્રભુ કરે છે એનું શું પ્રમાણ ? શ્રીમહાપ્રભુજી કહે છે કે,

> भक्तिमार्गस्य कथनात् पुष्टिरस्तीति निश्चयः ।
> कश्चिदेव हि भक्तो हि योमद्भक्तइतीरणात् ।
> सर्वोत्कर्षकथनात् पुष्टिरस्तीति निश्चयः ॥

એ પ્રમાણે "પુષ્ટિ"નું પ્રમાણ આપીને પુષ્ટિમાર્ગ વેદ અથવા મર્યાદામાર્ગથી ભિન્ન છે એમ પોતે આગળ કહે છે, અને પછી पुष्टिः कायेन निश्चयः એમ કહી પુષ્ટિજીવોને પ્રભુથી ઉત્પન્ન કર્યા, એમ કહ્યું અને તેમનું ફલ पदं कायेन तु फलं पुष्टौ એમ આજ્ઞા કરી, એટલે પુષ્ટિમાર્ગીને સ્વસ્વરૂપથી જ ફલ આપે છે એમ પોતે કહ્યું.

> तस्माज्जीवाः पुष्टिमार्गे भिन्ना एव न संशयः ।
> भगवद्रूपसेवार्थं तत्सृष्टिर्नान्यथा भवेत् ॥
> भगवानेव हि फलं स यथाविर्भवेद् भुवि ।
> गुणस्वरूपभेदेन तथा तेषां फलं भवेत् ॥

અર્થઃ—માટે પુષ્ટિમાર્ગીય જીવો ભિન્ન હોય છે એમાં કોઈપણ સંશય નથી. ભગવદ્ સ્વરૂપની સેવાને માટે જ તેમો ઉત્પન્ન થયા હોય છે. ભગવાન્ મુખ્ય અથવા

સ્વરૂપના ભેદથી જેવી રીતે ભૂતલપર પ્રકટ થાય તેજ પુષ્ટિમાર્ગનું ફલ. મર્યાદામાર્ગથી પુષ્ટિમાર્ગની આ ભિન્નતા સ્પષ્ટ દર્શાવવાને પોતે સિદ્ધાંતમુક્તાવલીમાં આજ્ઞા કરી કે **अनुग्रहः पुष्टिमार्गे नियामक इति स्थितिः ॥**

એવા પુષ્ટિમાર્ગીય ભક્તો જે લૌકિક વૈદિક કર્મો કરે છે તે કપટપણાથી જ કરે છે, પોતાનું ભગવદીયત્વ ગુપ્ત રાખવાને જ કરે છે, તો પછી " સંસારમાં નિમગ્ન " પામરજનો, જેમનો 'ભગવાનમાં પ્રેમ પ્રતીત' નથી, અને જેઓ દ્રવ્ય અને પ્રતિષ્ઠા પાછળ દોડતા હોય અને તે ન મળતાં " આ દુનીઆ તો સેતાનની છે, ભગવાન છે જ ક્યાં, " વગેરે નાસ્તિક ઉદ્ગાર કાઢતા હોય તેમને પુષ્ટિમાર્ગીય પણ કેમ કહેવાય? એવાં મનુષ્યોને તો અમારે અત્યંત પ્રાવાહિક કહેવા જ પડે છે, માટે તેમના ભલાને માટે, તેમને પ્રવાહથી ભિન્ન કરવાને શુદ્ધ હૃદયથી તેમને શ્રીમદ્પ્રભુજીના આ વચનામૃતપર વિચાર કરી શીઘ્ર વૈષ્ણવત્વનું અવલંબન કરી કર્તવ્યપરાયણ થવા સૂચના કરવી જોઇએ, નહિ કે માત્ર વાણીમાં પ્રભુના પ્રેમલક્ષણપર વિશ્વાસ રાખી સંસારના ખાડામાં પડવા જેવી સૂચના કરવી.

પ્રિય વાચક, હાલમાં સનાતનધર્મીઓ પણ બહુ નીકળ્યા છે, તે બાપડાઓને ખબર નથી કે સનાતન ધર્મ એટલે શું? અગ્નિહોત્ર વગેરે રાખવાં, વેદમાં કહેલા યજ્ઞયાગાદિ નિષ્કામતાથી કરવા, પવિત્ર દેશ, કાલ, દ્રવ્ય, મંત્ર, શ્રદ્ધા વગેરેની સહાયતાથી કાંઇપણ ભૂલ ન થાય તેમ કરવા, તે કરી પવિત્ર દેહ ઉત્પન્ન કરવો, પછી બ્રહ્મબોધ થાય, જ્ઞાનઉપાસના, ભક્તિ વગેરે સાધનો કરે ત્યારે બ્રહ્મનો અનુભવ થાય અને મુક્તિ થાય—આ વૈદિક સનાતન ધર્મ. આ ધર્મ લુપ્તપ્રાય થઇ ગયો ત્યારે પરમકૃપાલુ પ્રભુએ ગીતામાં પુષ્ટિમાર્ગની રૂપરેખા દર્શાવી, ભાગવતમાં વિસ્તાર કર્યો, અને હાલમાં ફરીથી પરમકૃપાલુ પ્રભુએ સ્વમુખારવિંદ દ્વારા—શ્રીમદ્પ્રભુજીદ્વારા—પુષ્ટિમાર્ગ પ્રકટ કર્યો. પ્રિય વાચક, જો કોઇ સત્ય, સરલ માર્ગ પ્રભુપ્રાપ્તિ માટે આધુનિક સમયમાં હોય તો તે આ પુષ્ટિમાર્ગ જ છે, અને તેથી જ આપણા એક મુખ્ય સિદ્ધાંત તરીકે " આત્મનિવેદન અને પ્રભુપ્રપત્તિવિના અન્ય વિશ્રામ હોઇ શકે જ નહિ " એમ માનીએ છીએ.

હવે આપણે કેટલાક ઉપરઉપરથી સંદિગ્ધ દેખાતા વાક્યો લઇ તેનો અર્થ સ્પષ્ટ કરીશું.

**न हि साधनसम्पत्त्या हरिस्तुष्यति कस्यचित् ।**
**भक्तानां दैन्यमेवैकं हरितोषणसाधनम् ॥**

અર્થઃ—સાધનસંપત્તિથી હરિ કોઇપર પ્રસન્ન થતા નથી; ભક્તોનું માત્ર દૈન્ય જ હરિને પ્રસન્ન કરવાનું સાધન છે.

દશમસ્કંધના ઓગણત્રીસમા અધ્યાયની શરૂઆતમાં શ્રીમદ્પ્રભુજીએ આજ્ઞા કરેલી ત્રણ કારિકાઓની આ બીજી કારિકા છે. તેની પહેલાના અઠ્ઠાવીસમા અધ્યાયમાં ગોપિકાગીતનો સુંદર પ્રસંગ છે. એ ગીત ગાવાનું પ્રયોજન શું? **समवेताः जगुः कृष्णं तदागमनकांक्षिताः** " ત્યારબાદ કૃષ્ણ પધારવાની આકાંક્ષાવાળા ગોપિકાઓએ ભેગા થઇ કૃષ્ણના ગુણગાન કર્યાં. " એમ સત્તાવીસમા અધ્યાયના છેલ્લા શ્લોકમાં કહ્યું છે. એ શ્લોકના શ્રીસુબોધિનીમાં કહ્યું છે કે " **तदा साधनांतरमलभमानाः कृष्णं सदानंद जगुः वियोगनिवारणे हरिगुणगानमेव साधनमिति । निवृत्ते पुनर्योगे स्वयमेवायास्यतीति तदागमनकांक्षया जगुः ॥**

અર્થ—પછી બીજું કાંઈ સાધન નહિ મળવાથી દોષનિવારણમાં હરિગુણગાન એ જ સાધન છે એમ સમજી કૃષ્ણ સદાનંદના ગુણગાન કર્યાં. દોષ નિવૃત્ત થવાથી પ્રભુ પોતે જ પધારશે એમ સમજી પ્રભુના પધારવાની આકાંક્ષાથી ગાન કર્યું." છવ્વીસમા અધ્યાયના સુડતાલીસમા શ્લોકમાં કહ્યું છે કે કૃષ્ણ તરફથી માન મળવાથી ગોપિકાઓએ પૃથ્વીપર પોતાને સ્ત્રીઓમાં મોટી માની. અમારા જેવી બીજી કોઈ નથી, જ્યારે પ્રભુ અમારી પ્રાર્થના કરશે ત્યારે જ અમે પ્રભુને રસદાન કરીશું એમ ગર્વ થયો. જે એક ઉત્તમ ગોપીને ગર્વ નહિ થયો હતો તેમને પણ પાછળથી ગર્વ થયો અને મારાથી ચલાતું નથી, મને લઈ લો એમ ગર્વ-ગર્વથી બોલી એમ સત્તાવીસમા અધ્યાયના સાડત્રીસમા શ્લોકમાં કહ્યું છે—આ પ્રમાણે સર્વે ગોપીઓને ગર્વ થયો હતો તે દોષનું નિવારણ કરવાને માટે પ્રભુ અંતર્હિત થઈ ગયા. પછી ગોપીઓએ વિહ્વલ થઈ પ્રભુ પ્રાકટ્યનાં સર્વસાધન કર્યાં, પ્રભુની શોધ કરી, ગુણગાન કર્યાં અને અંતે દીનતાથી રડ્યા. જેવો ગર્વ દોષ નિવૃત્ત થઈ દીનતા આવી કે પ્રભુ હસતા હસતા પ્રકટ થયા.

આ પૂર્વાપરનું અનુસંધાન કર્યા પછી ઉપલી કારિકાનો પ્રભુના ધર્મબળ ઉપર વિશ્વાસ રાખી બેસી રહેવાનો અર્થ નીકળતો નથી પણ ઉલટું શ્રીમહાપ્રભુજીએ કહેલાં સર્વસાધનો કર્યા પછી પણ જો પ્રભુ પ્રકટ ન થાય તો આર્તિથી દોષ-નિવૃત્તિ અર્થે રડવું, સાધન સંપત્તિનો ગર્વ, ઉત્તમતાનો ગર્વ મનમાં આણી મનને મલિન ન કરવું, પણ દીનતા—શુદ્ધ દીનતા—સર્વદા રાખવી એવો અર્થ નીકળે છે. સાધન સંપત્તિનો ગર્વ હોય ત્યાં સુધી પ્રભુ પ્રસન્ન કેમ થાય? અરે! મનુષ્ય પાસે એવું શું સાધન છે કે પ્રભુને સંતોષ આપી શકાય! આપણે ગમે તે કરીએ પણ પ્રભુ તો સ્વતંત્ર છે, તેની ઇચ્છામાં આવશે તો જ પ્રાકટ્યનું સુખ આપશે, એમ દીનતા રાખવી એવો આ કારિકાનો અર્થ છે, આર્તિ રાખવી, આસક્તિ અને વ્યસનથી રડવું, નહિ કે આપત્તિ ભગવદિચ્છા માની વિશ્વાસ રાખી સંસારમાં પડવું અને સર્વસાધનનો ત્યાગ કરવો. સાધન સંપત્તિનો ત્યાગ નહિ, પણ સાધન સંપત્તિના ગર્વનો ત્યાગ એવો આ કારિકાનો અર્થ છે.

શ્રીગોપીકાઓને તો પ્રેમ આસક્તિ અને વ્યસન પણ સિદ્ધ હતાં. આધુનિક નામ માત્ર-ધારી વૈષ્ણવ જેને પ્રભુપ્રેમની ગંધ પણ નથી, તેણે શ્રીમહાપ્રભુજીએ કહેલાં સાધનોનો ત્યાગ કરવો અને સંસારમાં નિરાંતવાળા રહેવું, એવો આ કારિકાનો અનર્થ ન કરવો.

अहन्यापृतं निशि शयानमतिश्रमेण लोकं विकुण्ठ उपनेष्यति गोकुलं स्वम् ॥

અર્થ—દિવસે વ્યાપારમાં રોકાયેલા અને રાત્રે અતિશ્રમથી સુઈ રહેતા પોતાના ગોકુલને વૈકુંઠમાં લઈ જશે.

દ્વિતીયસ્કંધના સાતમા અધ્યાયનો એકત્રીસમો આ શ્લોક છે. કૃષ્ણ પ્રકટ થઈ શું શું ચરિત્ર કરશે તેનું આ વર્ણન છે. અહિં ગોકુલને પ્રભુનું "સ્વ" પોતાનું કહ્યું છે, અને વસ્તુતઃ ગોકુલવાસીઓને પ્રભુપર નૈસર્ગિક પ્રેમ હતો, પ્રભુનો આશ્રય હતો, પ્રભુ તેમની નિકટ હતા, એવા ગોકુલવાસીઓને પ્રભુપ્રાપ્તિને માટે શું સાધન કરવાનાં હોય? પ્રભુનું પ્રાકટ્ય અને પ્રભુપ્રેમ તો હતાં જ, એવા ગોકુલવાસીઓનું દૃષ્ટાંત નામમાત્રધારી વૈષ્ણવ, પ્રભુપ્રેમની ગંધ પણ નહિ, એવા મનુષ્યોએ લેવું વાજબી કહેવાય? ક્યાં પ્રભુપર નૈસર્ગિક પ્રેમવાન ગોકુલવાસી અને ક્યાં પ્રેમશૂન્ય નામમાત્રધારી?

(અપૂર્ણ.)

## સૂચના.

ગયા મ–૬ અંકમાં ૧૦૨ પાનાપર શ્લોક ૫૬ અને ૫૮ ના ભાષાંતરમાં "મંત્ર"ને બદલે "મનુ" શબ્દ વાચવો. મનુ એટલે પુરુષ.

---

## પ્રશ્નસંબંધ.

શિષ્ય—આપણે અહીં પૃથ્વીપર ક્યાંથી આવ્યા ?

ગુરુ—આપણે પ્રભુના આનંદમય ધામમાંથી આવ્યા છીએ.

શિષ્ય—પ્રભુનું સ્વરૂપ કેવું છે ?

ગુરુ—પ્રભુનું સ્વરૂપ રસરૂપ છે. વેદમાં કહ્યું છે કે रसो वै सः रसं ह्येवायं लब्ध्वा नन्दी भवति । રસ બે પ્રકારનો છે. સંયોગ અને વિપ્રયોગ. જ્યારે આપણે પ્રભુધામમાં હતા, ત્યારે આપણે સંયોગરસનો અનુભવ કરતા હતા; હાલમાં આપણે પ્રભુની ઇચ્છાથી પ્રભુના સ્વરૂપમાંથી વિછુટાં છીએ તે વિપ્રયોગનો અનુભવ કરવા માટે જ.

શિષ્ય—એ અનુભવ કેમ થાય ?

ગુરુ—જ્યારે આપણાથી સર્વે વસ્તુનો મનથી ત્યાગ થાય, અને હૃદય અનન્ય થઈ પ્રભુનું ચિંતન કરે, પ્રભુનાં ગુણગાન કરે, ત્યારે પ્રભુનું સ્વરૂપ આપણા હૃદયમાં સ્ફુરે; પછી આપણને પ્રભુને મળવાની આર્તિ થાય, ત્યારે વિપ્રયોગનો અનુભવ થાય.

શિષ્ય—એવો અનુભવ કોઇને થયો છે ?

ગુરુ—ઘણાને; શ્રીગોપિકાઓ, શ્રીઉદ્ધવજી, નારદજી, અંબરીષ, પ્રહ્લાદ, નરસિંહ મેહેતા, પદ્મનાભદાસ, સૂરદાસ, પરમાનંદદાસ, કુંભનદાસ, વગેરે હજારો ભક્તોને આવો અનુભવ થયો છે.

શિષ્ય—ત્યારે મારે શું કરવું ?

ગુરુ—હું આ મંત્ર આપું છું તેનું નિરંતર ધ્યાન ધરવું. "સહસ્ત્ર વર્ષો જેટલો કાલ થયાં કૃષ્ણનો વિયોગ મને થયો છે, એ કૃષ્ણવિયોગના તાપક્લેશના આનંદનો તિરોભાવ હાલ મને થયો છે. ભગવાન કૃષ્ણને દેહ, પ્રાણ, ઇંદ્રિય, અંતઃકરણ, તેમનાં ધર્મો, દારા, આગાર, પુત્ર, આપ્ત, વિત્ત, આ લોક, પરલોક, મારા આત્માની સાથે હું સમર્પણ કરું છું, હું દાસ છું. હે કૃષ્ણ, હું તારો જ છું."

શિષ્ય—હું આપની આજ્ઞા પ્રમાણે કરીશ.

ગુરુ—પ્રભુ તારૂં કલ્યાણ કરો.

( ૨ )

### જગત

શિષ્ય—આ સર્વ જગત શું છે ?

ગુરુ—જગત બ્રહ્મરૂપ છે. વેદમાં કહ્યું છે કે सर्वं खल्विदं ब्रह्म. બ્રહ્મના અણુ રૂપ છે.

સત્, ચિત્, અને આનંદ; જડ વસ્તુઓમાં ચિત્ અને આનંદનો તિરોભાવ છે, જીવવાળી વસ્તુઓમાં આનંદનો તિરોભાવ છે, કોઇપણ જડ વસ્તુમાં અથવા જીવવાળી વસ્તુમાં જ્યારે આનંદનો આવિર્ભાવ થાય ત્યારે તેમાં આપણને પ્રભુનાં દર્શન થાય છે.

શિષ્ય—એમ આનંદનો આવિર્ભાવ થઇ પ્રભુના દર્શન પહેલાં કદી થયા છે ?

ગુરુ—ઘણીવાર. જ્યારે કોઇપણ ભક્તની ભક્તિથી પ્રભુ પ્રસન્ન થાય છે ત્યારે તેને પ્રભુ પ્રકટ થઇ દર્શન આપે છે, ધ્રુવજી, પ્રહ્લાદજી, નરસિંહ મેહેતા, અંબરીષ વગેરે હજારો ભક્તોને પ્રભુએ દર્શન આપ્યાં છે.

શિષ્ય—ત્યારે બધા મનુષ્યો પ્રભુની ભક્તિ કેમ કરતા નથી ?

ગુરુ—જગતની સર્વે વસ્તુઓ બ્રહ્મમય છે, છતાં મનુષ્યો તે ભુલી જાય છે અને એ વસ્તુઓના મોહમાં પડી જાય છે.

શિષ્ય—જગતની બધી વસ્તુઓ બ્રહ્મમય છે તો મનુષ્ય પણ બ્રહ્મમય જ ઠર્યાં.

ગુરુ—હા. સર્વે મનુષ્યો બ્રહ્મમય છે, એકએક મનુષ્ય બ્રહ્મનો અંશ છે, શ્રીકૃષ્ણે ગીતાજીમાં કહ્યું છે કે મમૈવાંશો જીવલોકે જીવભૂતઃ સનાતનઃ ॥ વ્યાસજીએ બ્રહ્મસૂત્રોમાં કહ્યું છે કે અંશો નાનાવ્યપદેશાત્ ॥ માટે બ્રહ્મના અંશરૂપ જીવે આનંદમય બ્રહ્મનો સંબંધ ન ભુલતાં બ્રહ્મનું જ ચિંતન-ભજન-કરવું જોઇએ; તેને બદલે જગતની વસ્તુઓથી જીવ મોહ પામી બ્રહ્મસંબંધ ભુલી જાય છે અને પ્રભુ ભજન કરતો નથી, અને દુઃખ પામે છે.

શિષ્ય—ત્યારે એ મોહમાંથી છુટવાનો ઉપાય શો ?

ગુરુ—એક પ્રભુને શરણે જવું એ જ ઉપાય. પ્રભુએ ગીતાજીમાં કહ્યું છે કે " સર્વે ધર્મો છોડીને એકલા મારે શરણે આવ. હું તને સર્વે પાપમાંથી છોડાવીશ. શોક કર નહિ"

શિષ્ય—આપે બ્રહ્મસંબંધના મંત્રમાં મને એ જ ઉપદેશ કર્યો છે.

ગુરુ—હા. હવે તારે સંસારમાં ચિત્ત આસક્ત ન કરતાં પ્રભુમાં જ જોડવું.

શિષ્ય—હું આપની આજ્ઞા પ્રમાણે કરીશ.

ગુરુ—પ્રભુ તારું કલ્યાણ કરો.

# पुष्टिपथमर्म.

( अनुसंधान पृ० ८८. )

## ५ पञ्चमं मर्म.

पञ्चमं कृष्णलीलाया भावनं हृदि सर्वथा ।
तद्भावेन प्रभुः [1]प्रीतो भावात्मा तदभेदतः ॥ ११ ॥
न हि लीला विचारे तु स्वरूपादतिरिच्यते ।
स्वसर्वधर्मरूपत्वात् प्रभोर्भेदो न युज्यते ॥ १२ ॥
तथाप्याविष्कृते रूपे भेदबुद्धिर्निजेच्छया ।
लोकदृष्ट्या तथा सूर्ये किरणेषूदिते सति ॥ १३ ॥
धर्मधर्मिप्रतीतिर्हि प्राकट्ये रूपलीलयोः ॥
अन्तःस्थितौ तु लीलैव स्वरूपमिति निश्चयः ॥ १४ ॥
गुणगाने तथाचार्यैरासक्तिप्रभृतौ हरौ ।
जाता तन्मयता लीलामयतैव निरूपिता ॥ १५ ॥
लीला स्वरूपतो नैव भिन्ना किरणसूर्यवत् ।
प्रतीतिमात्रतो भेदः स्वरूपेण न वस्तुतः ॥ १६ ॥
कृष्णः प्रविशति प्रीतो लीलाया हृदयस्थितौ ।
तदात्मा सकलैः स्वीयस्वरूपैरिति निश्चयः ॥ १७ ॥

मर्म-५ ' भाव उद्बोध. '

ભાવાર્થઃ—પંચમ મર્મ ભાવોદ્બોધ છે. સદાનંદ પ્રભુની નિત્ય નવલ લીલાની નિરંતર હૃદયમાં ભાવના કરવી, એ પાંચમું મર્મ છે. એ લીલાની ભાવના કર્યાથી પ્રભુ પ્રીત થાય છે, અથવા પ્રસન્ન થાય છે, કેમકે પ્રભુ પોતે જ તે ભાવરૂપ છે. જ્યારે તે ભાવ હૃદયમાં આવે ત્યારે તે ભાવસ્વરૂપ પ્રભુ પણ હૃદયમાં પધારે જ, એમાં આશ્ચર્ય શું ? વળી પ્રભુથી પ્રભુની લીલા પણ જુદી નથી. લીલા પણ સ્વસ્વરૂપ જ છે એથી પણ એ લીલાની ભાવના કર્યાથી તે લીલાત્મક અને લીલાભાવાત્મક પ્રભુ હૃદયમાં બિરાજે એ અર્થ અત્યંત સ્પષ્ટ છે. જ્યારે લીલાના સ્વરૂપનો વિચાર કરીએ છીએ, ત્યારે લીલા પ્રભુના સ્વરૂપથી જુદી પાડી શકાતી નથી. પ્રભુ જુદા અને તેમની લીલા જુદી એવા ભેદભાવને સ્થાન મળતું નથી. જો પ્રભુમાં ભેદ હોય તો તેમની લીલામાં પણ ભેદ હોય. તેમ તો બની શકે જ નહિ કે પ્રભુ પણ જુદા જુદા હોય. પ્રભુ તો એક જ છે, પણ તેમના ધર્મો ઘણા છે. તે ધર્મો પણ ભગવત્સ્વરૂપથી જુદા નથી, પણ પ્રભુરૂપ જ છે. પોતાના સર્વધર્મરૂપ પણ પ્રભુ જ હોવાથી જુદા જુદા ધર્મોને લઈને પ્રભુસ્વરૂપમાં ભેદની કલ્પના કરવી યોગ્ય નથી. સ્વસર્વધર્મરૂપ

1. प्रीत इत्यपि पाठः

પ્રભુ જ હોવાથી તેમાં ભેદ મનાવો એ ઠીક નથી, પરંતુ પ્રભુ પોતાનાં જ સ્વરૂપો પ્રકટ કરે છે, તેમાં જે ભેદબુદ્ધિ જણાય છે, જેમ કે આ સ્વરૂપ જુદું, તે ભેદ પ્રભુની ઇચ્છાથી જ જણાય છે. તેમાં દૃષ્ટાંત—જેમ સૂર્ય ઉદય પામે તે વખતે તેના કિરણોમાં અને સૂર્યમાં જેમ ભેદબુદ્ધિ લોકની દૃષ્ટિમાં થાય છે. સૂર્ય જ્યારે ઉગે છે ત્યારે જ તે જુદો અને તેનાં કિરણો જુદાં એમ લોકની દૃષ્ટિમાં દેખાય છે. એવી રીતે જ્યારે પ્રભુ પોતાનું સ્વરૂપ અને તે સ્વરૂપથી કરવાની લીલા જ્યારે પ્રકટ કરે છે, ત્યારે પ્રભુના તે લીલારૂપ ધર્મ અને તે લીલાયુક્ત ધર્મિસ્વરૂપ એમ ભેદબુદ્ધિ થાય છે. જેમ શ્રીનવનીતપ્રિયાજીના પ્રકટ સ્વરૂપમાં બાલલીલાની સ્ફૂર્તિ મુખ્યતઃ થાય છે અને શ્રીગોકુલેન્દ્રના સ્વરૂપમાં મુખ્યત્વે રાસલીલાની સ્ફૂર્તિ થાય છે અને તેથી બન્ને સ્વરૂપમાં ભેદભાવ થાય છે. આ બધું જ્યારે તે તે સ્વરૂપથી તેવી તેવી ભિન્ન ભિન્ન લીલાઓ પ્રકટ કરેલી હોય, ત્યારે જ તેની લીલાઓને આધારે તે તે સ્વરૂપમાં ભેદભાવ મનાય છે. क्रीडाभेदे स्वरूपभेदः એ સિદ્ધાંત એતન્મૂલક જ લાગે છે. આ ભેદભાવ જ્યારે તે સ્વરૂપ અને તેની લીલા પ્રકટ થાય છે, ત્યારે જ જણાય છે. જેમ સૂર્ય ઉદય પામે છે ત્યારે જ તેમાં અને તેના કિરણોમાં જુદાપણું ભાસે છે, ઉદય પામેલો નથી હોતો, ત્યારે તો કિરણો અને સૂર્ય જુદા છે એવું ભાન થતું જ નથી, તેવી જ રીતે જ્યારે સદાનંદ પ્રભુ પોતાની સદાનંદમય લીલા અને પોતે જ્યારે પ્રકટ થાય છે ત્યારે તે લીલા અને તે સ્વરૂપમાં ભેદભાવ ભાસે છે. જ્યારે પોતે અન્તર્ધાન કરે છે, ત્યારે તો લીલા સ્વરૂપાત્મક જ જણાય છે એવો નિયમ છે. જ્યારે લીલા સ્વરૂપની ભીતર રહે છે, ત્યારે તો લીલા સ્વરૂપથી અલગ ભાસતી નથી, તે વખતે લીલા જ સ્વરૂપ છે એમ નિયમ-સિદ્ધાંત થાય છે. શ્રીવેણુગીતની સમાપ્તિમાં શુકદેવજી કહે છે કે '[1]શ્રીવૃન્દાવનવિહારી પ્રભુની એવા પ્રકારની લીલાઓનું પરસ્પર વર્ણન કરનારાં વ્રજભક્તો તન્મયતાને પ્રાપ્ત થયાં.' શ્રીમદાચાર્યચરણ આ શ્લોકના શ્રીસુબોધિનીજીમાં તન્મયતા શબ્દનો એવો અર્થ પ્રકટ કરે છે કે, તન્મયતાને પ્રાપ્ત થયાં એટલે '[2]ક્રીડારૂપ—લીલારૂપ થઇ ગયાં.' જાગ્રદવસ્થા કે સ્વપ્નાવસ્થામાં પ્રભુલીલાનું જ દર્શન કરતાં કરતાં કીટ જેમ ભ્રમરરૂપ થઇ જાય છે, તેમ પ્રભુલીલારૂપ થઇ ગયાં. એથી જ પ્રભુની લીલા પ્રભુનાં સ્વરૂપથી થોડી પણ ભિન્ન નથી જ. જેમ સૂર્યનાં કિરણો સૂર્યથી જુદાં નથી, તેમ. માત્ર તે લીલા જ્યારે બહાર પ્રકટ દૃષ્ટિગોચર થાય છે, ત્યારે જ તેમાં ભેદ જણાય છે વસ્તુતઃ સ્વરૂપથી તો ભિન્ન નથી જ. દર્શન કરતી વેળાએ ભગવાનનું સ્વરૂપ અને તેથી પ્રકટ થતી અનંત લીલાઓમાં તારતમ્ય જણાય છે, પરંતુ વસ્તુતઃ ભગવાનનું સ્વરૂપ તે જ લીલા અને લીલા તે જ પ્રભુનું સ્વરૂપ એવો સિદ્ધાંત છે. એ હેતુથી જ જો પ્રભુની લીલા હૃદયમાં સ્થાન મેળવે તો સદાનંદ ભગવાન્ પણ પ્રસન્ન થઈને હૃદયમાં પ્રવેશે છે. પૂર્ણપુરુષોત્તમની અનેક રસરૂપ લીલાઓમાંની એક પણ લીલાની સ્થિતિ જો હૃદયમાં થાય તો રસાત્મક નંદકુમાર હૃદયમાં પ્રવેશે છે. કેમકે આપ તે લીલારૂપ છે, એટલે તે લીલાની સ્થિતિ જ્યારે હૃદયમાં થાય ત્યારે આપની પણ તેમાં સ્થિતિ થઇ જવી જ જોઇએ. જે લીલાની સ્ફૂર્તિ ભક્ત હૃદયમાં થઇ હોય તે લીલામાં જેટલાં પોતાનાં સ્વરૂપો હોય, તે સર્વસ્વરૂપ સાથે લીલાત્મક પ્રભુ ભક્તહૃદયમાં પ્રવેશ કરે છે, એવો નિયમ છે.

---

१. एवंविधा भगवतो या वृन्दावनचारिणः । वर्णयन्त्यो मिथो गोप्यः क्रीडास्तन्मयतां ययुः ॥ क्रीडास्तन्मयतां ययुः ॥ वेणुगीत । २. क्रीडामय्य एव जाताः ।

## ६ षष्ठं मर्म.

षष्ठं व्रजस्थितानां यो भावः स्मर्यो वियोगिनाम् ।
ततो भावस्य सम्प्राप्तिर्भवितासो हरेर्भवेत् ॥ १८ ॥
अवस्था क्लेशभावो या तत्सम्बन्धी विचिन्त्यताम् ।
न स्वरूपं पृथग् यस्मान्न तत्र विशते मनः ॥ १९ ॥
तत्प्रविष्टतया नैव स्वरूपं भिद्यते ततः ।
अतोऽन्तःस्थितकृष्णास्ताः सततं हृदि भावयेत् ॥ २० ॥

मर्म ६ '(गुनगान'तें) गोपप्रिय भावना हृदय जाने'

**ભાવાર્થ:**—છઠ્ઠું મર્મ વ્રજસુંદરીનો ભાવ છે. તે પણ વિરહી વ્રજસુંદરીનો જે ભાવ તેનું સ્મરણ કરવું એ છઠ્ઠું મર્મ છે. **हा नाथ रमण प्रेष्ठ क्वासि महाभुज** એમ સતત ઉચ્ચારણ કરતાં વ્રજરત્નાઓના નિગૂઢ ભાવનું સ્મરણ કરતાં કરતાં ભાવની પ્રાપ્તિ થશે. હૃદયમાં પ્રભુલીલાની નિરંતર [1]ભાવના પણ વ્રજાંગનાઓના ભાવનું સ્મરણ કર્યાથી જ થશે. એથી જ પ્રભુની પણ સમ્પ્રાપ્તિ—સમ્યક્ પ્રકારે પ્રાપ્તિ થશે. વિપ્રયોગથી સંયોગ થશે. આ ફલ પ્રાપ્ત કરવા માટે વ્રજભક્તોની વિરહાવસ્થાનું ચિન્તન કરો. વિરહાવસ્થામાં પ્રાપ્ત થતા ક્લેશ ભાવનું વિશેષ સ્મરણ કરો. પ્રભુની લીલાથી પ્રભુનું સ્વરૂપ જુદું નથી, જેથી ત્યાં મનનો પ્રવેશ થતો નથી. જ્યારે વ્રજસુંદરીના ભાવમાં કે પ્રભુલીલામાં મનનો પ્રવેશ થાય છે, ત્યારે તેથી સ્વરૂપનો ભેદ થતો નથી. વ્રજભક્તોનાં હૃદયમાં પ્રભુલીલા નિરંતર ઉદ્ભવે છે. લીલાથી સ્વરૂપ ભિન્ન નથી. માટે જ સ્વરૂપમાં મન પ્રવેશ કરતું નથી, પણ લીલામાં પ્રવેશ કરે છે. અને લીલામાં મન પ્રવિષ્ટ થવાથી સ્વરૂપનો ભેદ રહેતો પણ નથી. એટલા માટે જેમનામાં નંદનંદન બિરાજે છે, એવા વ્રજભક્તોની નિરંતર ભાવના કરવી.

ઉપરના શ્લોક ઉપર મનન કરતાં આ આશય પ્રકટ થાય છે. શ્રીહરિરાયચરણ પહેલાં ભગવલ્લીલાની ભાવના કરવાની આજ્ઞા કરે છે. પછી એમ આજ્ઞા કરે છે કે વ્રજભક્તોના ભાવનું સ્મરણ કરવું, તેથી જ લીલાની ભાવના અથવા તો સર્વાત્મભાવ સિદ્ધ થશે. લીલા અને સ્વરૂપ એક જ છે, જેથી મન સ્વરૂપમાં પ્રવેશ ન કરતાં, લીલાનું રસિક કંઈક જલદી થાય છે. જ્યારે લીલામાં પ્રવેશે છે, ત્યારે લીલાથી સ્વરૂપ ભિન્ન ન હોવાથી સર્વાત્મભાવ પ્રાપ્તિ અને પ્રભુની સમ્યક્ પ્રાપ્તિ પણ થાય છે. વ્રજભક્તો તો તન્મયતાને—લીલાસ્વરૂપપણાને પ્રાપ્ત થયેલાં છે, તેથી જ પ્રભુનું સ્વરૂપ પણ તેમનાથી જુદું નથી; માટે તેમનાં ભાવનું સ્મરણ કરવાથી ભગવત્પ્રાપ્તિ સાથે જ થાય છે. એ હેતુથી જેમાં સાક્ષાત્ પ્રભુ બિરાજે છે, એવી વ્રજસુંદરીની ભાવના હૃદયમાં કરવી.

---

૧. શ્રીહરિરાયપ્રભુ કીર્તનમાં 'ગુણગાન'ને છઠ્ઠા મર્મ 'વ્રજસુંદરીભાવ'ના પહેલાં કહે છે. મૂલ ગ્રંથમાં પ્રથમ છઠ્ઠા મર્મ તરીકે વ્રજસુંદરીભાવનો પરિચય કરાવ્યો છે અને ગુણગાનને ૭ મા મર્મ તરીકે ઓળખાવ્યું છે. વળી શ્રીહરિરાયપ્રભુ વ્રજસ્ત્રીભાવને 'હૃદય' વિશેષણ આપે છે, તેથી સંયોગ વિપ્રયોગરૂપ બન્ને ભાવ સમજવા એવો અર્થ થાય છે. મૂલ ગ્રંથમાં શ્રીહરિરાયપ્રભુ તો માત્ર વિપ્રયોગી વ્રજભક્તોના ભાવને સ્મરવાની આજ્ઞા કરે છે આટલી વિલક્ષણતા લક્ષમાં રાખવા જેવી છે.

## ७ सप्तमं मर्म.

सप्तमं प्रोच्यते मर्म सर्वदोषनिवारकम् ॥
गुणा एव हरेर्गेयाः[1] सर्वदोषनिवारणे ॥ २१ ॥
अन्यत् सर्म न चास्ति साधनं सर्व यैव हि ॥
गुणेषु गीयमानेषु प्रसन्नः सन् हरिः स्वयम् ॥ २२ ॥
स्वात्मानमाविर्भाव्यैव स्वानन्दं सम्प्रयच्छति ॥
गुणाः पूर्व तु विरहे स्मृत्यार्ति दहति प्रभोः ॥ २३ ॥

मर्म ७ 'गुनगानते'

ભાવાર્થ:—સાતમું મર્મ ગુણગાન છે. એ સર્વ દોષનું નિવારણ કરે છે. સર્વ દોષનાં નિવારણ માટે હરિના ગુણો ગાવા. સર્વ દોષનું નિવારણ કરવા માટે બીજું કોઇપણ સાધન નથી. પ્રભુનાં ગુણગાન સિવાય બધા દોષને દૂર કરવા માટેનો બીજો કોઇ પ્રબલ ઉપાય છે જ નહિ. ગુણોનું ગાન કરતાં કરતાં પ્રભુ પ્રસન્ન થાય છે, અને પ્રસન્ન થઇને આપ પોતે જ સ્વસ્વરૂપ પ્રકટ કરીને સ્વાનંદનું દાન કરે છે. પહેલાં વિરહાવસ્થામાં પ્રભુનાં સ્મરણથી જે આર્તિ થાય છે તેને ગુણો જ બાળે છે—દૂર કરે છે. અથવા તો ગુણો પ્રભુનું સ્મરણ કરાવીને વિરહાવસ્થામાં થતી અસહ્ય પીડાને શાંત કરે છે. ભગવાન્ પોતે આનન્દમય છે, તેમની લીલા આનંદમય છે, અને ગુણો, ધર્મો પણ આનંદમય જ છે, તો તે ગુણોનું ગાન કરવાથી તે ગુણોનું સ્વરૂપ જાણવાથી આનંદ પ્રાપ્ત થાય તેમાં કાંઇ આશ્ચર્ય નથી જ.

## ८ अष्टमं मर्म.

अष्टमं नाममाहात्म्यस्फूर्तिः सर्वोत्तमो हरेः ॥
तदन्यसाधनेष्वल्पबुद्धिः स्फुरति येषदा ॥ २४ ॥

मर्म ८ 'कृष्णनाम स्फुरे.'

ભાવાર્થ:—આઠમું મર્મ શ્રીહરિનાં નામનાં માહાત્મ્યની સ્ફૂર્તિ થવી એ છે. અજામિલાદિ મહાદુષ્ટોનો ઘોર પાતકપૂંજમાંથી ઉદ્ધાર કરનાર ભગવન્નામ જ છે, એવી નામની મહત્તા સર્વોત્તમ સ્ફુરે. નામ સિવાયના બીજાં સાધનોમાં અલ્પ બુદ્ધિ થાય. નામ જેવા ચિંતામણિ પાસે બીજાં સાધનો તુચ્છ ભાસે. નામ પણ ભગવત્સ્વરૂપ જ છે. પ્રભુ નામ અને રૂપ, એમ બન્ને સ્વરૂપે પ્રકટે છે. નામ પણ સ્વરૂપાત્મક હોવાથી તેની મહત્તા પ્રભુસ્વરૂપથી ન્યૂન હોય નહિ.

## ९ नवमं मर्म.

नवमं वाक्यमार्मिकानिपुणता सुविचारणात् ॥
यतो वाक्यप्रभूतस्तु साधनं साध्यसाधयन् ॥ २५ ॥

---

1. गेया इत्यपि पाठः ।

# हरिभक्तिचन्द्रिका.

## ( श्रीदयारामकृता )

( અનુસંધાન પૃષ્ઠ ૭૧૦ )

જેને પ્રસન્ન વૈકુંઠરાય, તે જન જે કરે તે ન્યાય;
મહેતા નૃસિંહ હરિની મહેર, ઉત્સવ કર્યો અનામિ ઘેર. ૧૦૨
નાતે નિંદા સાચી કરી, તદપિ શિક્ષા પામ્યા ખરી;
તો પછી પીડે કરી અન્યાય, તે પછી કેમ ન ખાસડાં ખાય ? ૧૦૩
જેને કોઈ ભાવતું સ્વામતું, તેથી ખાતું નહિ ક્ષમતું;
ભૂલી કામ કરે તે કદા, તો પણ સહીએ નમીએ સદા. ૧૦૪
કૃષ્ણદાસ દુર્જન નવ સહીએ, મોટમ ભાગ કર્યું કાંઈ ન કહીએ;
ગર્વ સહે નહિ શ્રીગોપાળ, ભૂલ્યો ભક્ત પણ હરિનો બાળ. ૧૦૫
જૂઠો ભક્ત હરિ રાખે માન, જડ પુરોહિત પોષે યજમાનઃ
દાસ દોષ નવ સહે ગોપાળ, જેમ ન ગણે મા જુદું બાળ. ૧૦૬
જે અપરાધે વાળી હણ્યો, તે સુગ્રીવ તણો નવ ગણ્યો;
તે જ વિભીષણ ફરી હતો, નિજ જાણી પ્રભુ મુક્યો જતો. ૧૦૭
રણમાં વૃત્ર હણ્યો સુરરાય, તેને તે લાગી હત્યાય;
અર્જુન ગુરુ આદિ દ્વિજ હણ્યા, તે કૃષ્ણ સ્વપ્ને નવ ગણ્યા. ૧૦૮
ભક્ત દોષ ભગવંત ન વસ્યો, આપણુ જેવો હેતુ કર્યો;
કદિ શિક્ષા દે તો નિજનાથ, ...
ભક્ત ન પમ ... मार्का: कृष्णस्तम्र हि ¹तादृशः ॥
२० ...धारसस्समा ज्ञेयाः मवीता अपि चान्यथा ॥ २८ ॥
यत्करोति हरिः कृष्णः स्वकीयेषु कृपापरः ॥
तथा तदीयाः स्वीयेषु यत् कुर्वंति कृपालवः ॥ २९ ॥
तत्साध्वेवेति मन्तव्यं यथा विप्रोः कृतौ व्रतः ॥
एतानि दश मर्माणि वेत्ति यः सर्वथा जनः ॥ ३० ॥
श्रीमदाचार्यकृपया भक्तिमार्गे महामतिः ॥
तस्य मार्गेश्वरः कृष्णो वशो भवति तत्क्षणात् ॥ ३१ ॥
विज्ञायैतानि मर्माणि श्रीमदाचार्यसेवकैः ॥
भक्तिमार्गे स्थितिः कार्या सर्वदातिविचक्षणैः ॥ ३२ ॥

॥ इति श्रीहरिदासोदितस्वमार्गमर्मनिरूपणं समाप्तम् ॥

मर्म १० ' कृति वचन विश्वास मन चित्त आने '

---

१. ताधक्र इत्यपि पाठः ।

સજ્જન સુખદ સુધાથી અતિ, સજે સમતા હરિમાં મતિ;
રાહુ અમૃત પીધું હતું, તદપિ દુષ્ટપણું નથી ગયું. ૧૩૬
માટે દુષ્ટ થકી નાસવું, જેમ તેમ સાધુ શરણે જવું;
શ્રીહરિકથા શ્રવણ ત્યાં થાય, જેથી સઘળા સંશય જાય. ૧૩૭
મહાચાર્યચરણશરણે જવું, વૈષ્ણવી દીક્ષા વૈષ્ણવ થવું;
વળી ફરી વસવું સત્પ્રેમમાં, નિશદિન રહેવું હરિ રંગમાં. ૧૩૮
ઊર્ધ્વપુંડ્ર શુભ ધરવું ભાલ, માગે મુદ્રા તુલસી માલ;
શ્રીહરિ સેવા કરવી સદા, સ્મરણ કૃષ્ણ ત્યજવું નહિ કદા. ૧૩૯
હરિકીર્તન નિત્યે હરિકથા, ભૂલે કૃષ્ણ, જન્મ હોય વૃથા;
નામ મંત્ર ત્યજવો નહિ ક્ષણું, અન્યાશ્રય કરવો નહિ આણું. ૧૪૦
ખાનપાન આદે સહુ વસ્ત, વસ્ત્રાભૂષણ અપર સમસ્ત;
ગ્રહવો નિજ પ્રભુ તણો પ્રસાદ, નરક રૂપ છે તે વિન સ્વાદ. ૧૪૧
પવિત્ર રહેવું અંતર બહાર, ત્યજવાં આળસ ને અહંકાર;
અવર ન ધરવી ચિંતા રતિ, હરિ ભજવા આતુરતા અતિ. ૧૪૨
હરિગુરુ હરિજન લહેવા એક, તન મન અર્પવું કરી વિવેક;
વિષયે જતી ઇંદ્રિય ક્ષાલવી, હરિ સેવનમાં સહુ વાળવી. ૧૪૩
સઘળે દયા ન ક્રોધનો દોષ, સહજ લાભ ધરવો સંતોષ;
ઇત્યાદિક ધારણ ઝાલવું, પ્રામાણિક પુછી ચાહવું. ૧૪૪
પણ વૈષ્ણવ કહું ના ભેટીએ, ભેટે સહુ સુકૃત મેટીએ;
અસત્યજી આપતો માત્ર, પાપરૂપ થાય જનમનગાત્ર. ૧૪૫
વ્યાલ વ્યાઘ્ર અગ્નિ ઝંપીએ, તેથી અધિક વિમુખે કંપીએ;
સ્માર્ત શાક્ત સગો કદી હોય, તદપિ નાજ ભેટવું કોય. ૧૪૬
કૃષ્ણ ભક્તિ વિણ ધિક અવતાર, કેવળ ભૂમિ કેરો ભાર;
ભક્ત પાય દિન જીવ્યા ધન્ય, સહસ્ર કલ્પ જીવ્યા ધિક અન્ય. ૧૪૭
ધન્ય અધમ કુલ પણ હરિ ભક્ત, વિપ્ર વિમુખ ધિક વિષયાસક્ત;
સેવા મૃત ધર લખી ચૂકીએ, મધ કનક કલશી મૂકીએ. ૧૪૮
કૃષ્ણ ભક્ત જેમાં તે સુખી, સઘળી વાતે છે તે સુખી;
મદનાદિક તેને નવ દમે, નવગ્રહ તેને શરણે નમે. ૧૪૯
અષ્ટ મહાસિદ્ધિ નવનિધિ, હરિજનને સેવે સહુ વિધિ;
મુક્તિ ચાર તેને ઘેર દાસી, માયા સરખી કરે ખવાસી. ૧૫૦
મહાકાલ પણ રહે કંપતો, હરિજન રહે મનને ચાંપતો;
બ્રહ્માદિક જેનો ભય ધરે, ઇંદ્રાદિક સુર પણ થરથરે. ૧૫૧
નાગ અસુર નગ નમતા રહે, મુનિઆદિ નમન કરે વર લહે;
સુરપતિ નરપતિ પદ રજ ચ્હાય, ભાગ્ય વડું માને જો નહાય. ૧૫૨
વેદશાસ્ત્ર હરિભક્ત વખાણ, અર્જુ શું કહું ? પ્રભુના પ્રાણ;
સર્વ ત્યજી જે મને ભજે, પ્રભુનું મન તેને કેમ ત્યજે ૧૫૩

અખિલ વિશ્વ જે આગળ હીન, તે ભગવાન ભક્તાધીન;
આમ વાણી શ્રીમુખ કહી કથી, મુને ભક્ત સમ પ્રિય કો નથી. ૧૫૪
શેષ બંધુ ને બ્રહ્માપુત્ર, શ્રીવત્સ જેથી ધરસત્ર;
તે પણ પ્રિય નથી ભક્ત પ્રમાણ, એથી વધુ બીજું શું પ્રાણ! ૧૫૫
મુજ આત્મા તેવો પ્રિય નથી, જેવા ભક્ત સંત કહું કથી;
અખિલ વિશ્વ મુજ આગળ હીન, તે ઈશ્વર હું ભક્તાધીન. ૧૫૬
શ્રીમુખે એમ કહ્યું શ્રીહરિ, તે પ્રમાણ કૃતિ ધાર્યે કરી;
ન કરવાનાં કીધાં કામ, ભક્ત માટે તે કીધાં શ્યામ. ૧૫૭
જની કસીથી હરિ હિત પડ્યું, ઘાણાં પર પીસ્યું પીસણું;
ભર્યાં નીર્યાં તે પણ ખરૂં, નામાનું છાયું છાપરૂં. ૧૫૮
સેન ભક્ત ઉપર અતિ માયા, નારાયણજી નાવિક થયા;
વારિ વર્ણું ત્રિલોચન ધામ, ઘેર વર્ષ વસી સુંદર શ્યામ. ૧૫૯
બલિ રાજાથી બની રતિ, દ્વારપાળ દ્વારાવતી પતિ;
ઉગ્રસેન શું ઉમંગ પ્યાર, છેલ છબીલો છડીદાર. ૧૬૦
કુંતી પુત્ર થકી અતિ પ્રીત, ત્યાં નવ રાખી ઈશ્વર રીત;
દૂત થઈ વિષ્ટિએ ગયા, ચરવાદાર ચતુર્ભુજ થયા. ૧૬૧
અર્જુનની સ્ત્રી અચ્યુત થયા, પાયું પાણી એવી દયા;
જૂઠાં પાત્ર વળ્યાં નજરાજ, વળી જમાડ્યા સહુના પાન. ૧૬૨
પરમેશ્વર પાર્થ સારથિ, શું શું કહું ? કંઈ બાકી નથી;
હારી હાસ નિજ ભક્તિની રક્ત, તે આપી એવા પ્રિય ભક્ત. ૧૬૩
અંબરીષને શિરનો શાપ, તે શ્રીકૃષ્ણે ઝુમ્યો આપ;
સખા સુદામા સંઘે વસ્યો, સુત થઈ મૃતક જયારે હસ્યો. ૧૬૪
સહુ મળ ભક્ત કૃષ્ણના ખાસ, તેમના સદા થઈ રહ્યા દાસ,
ઘોર જાર ધર અધમ અપાર, ભક્ત હિત હરિ અંગીકાર. ૧૬૫
બાંધ્યા દામોદર દામણે, જાઉં જશોદા હિત વારણે;
ગોવાળીઆ મૂર્ખનું નામ, ભક્ત હિત તે પણ મળ્યું શ્યામ. ૧૬૬
ભૂધર થયા વિપ્ર ગુરુ મિત્ર, શબરી ઉચ્છિષ્ટ ભક્ષ્યાં અપવિત્ર;
રમે રમ્યા કુબ્જા કિંકરી, અભિમાન પુત્રી સ્ત્રી કરી. ૧૬૭
નંદદાસ નૃસિંહ પિતૃશ્રાદ્ધ, કાર્ય સ્નેહથી ન અડ્યો બાધ;
રમે દ્રુમ કામાક્ષ ધામ, મહારૂપ ધર્યું વિઠ્ઠલરાય. ૧૬૮
મીરાંનું વિષ કીધું પાન, સ્વામિ સુખ આપ્યું ભગવાન;
સધન કસાઈ ઘેર હરિ રહ્યા, માંસ તોળવા તોલું થયા. ૧૬૯
પ્રિય રોહીદાસ ચમારનું ધામ, સુખે સાચા શાલિગ્રામ;
ચોખામેળ અન્ય હરિભક્ત, તે ઉપર શ્રીવિઠ્ઠલ રક્ત. ૧૭૦
તેની સ્ત્રીનું સંકટ લખી હરિ, નણંદ થઈ સુવાવડ કરી;
ભક્ત ધૂળેરો મોહન નામ, તેને સાથ રાખ્યા ઘનશ્યામ. ૧૭૧

માધવદાસ પ્રિય અતિ પુત્ર, જગન્નાથ ધોધાં મહામંત્ર;
ચંડદાસ સુખમાં હરિ રમ્યા, ઉચ્છિષ્ટ દંત પ્રહાર પ્રિય ગમ્યા. ૧૭૨
કર્યું રમકડું રમવાતણું, ઝોરીમાં મરજાદીયા ઘણું;
કરકાંતિ કમળાપદ સેવ; ભક્ત પ્રેમ દુઃખ સુખ હરિ દેવ. ૧૭૩
સખુબાઇ રૂપે થયા હરિ, તેના પતિની સેવા કરી;
સત્ય સંકલ્પ જુદા કરી, ભીષ્મ પ્રતિજ્ઞા સાચી કરી. ૧૭૪
રત્નત્વચા ગુણકા કર કરી, વદાસે મુકુટ ધરાવ્યો હરિ;
ભિક્ષા સમર્થને અપટિત, માગી કૃષ્ણ ઋષિ પત્ની હિત. ૧૭૫
એથી નીચાં લાખો કામ, ભક્ત માટે કીધાં ઘનસ્યામ;
હરિજન દ્રોહ કરે તે મરે, હરિજન કૃતિ મનસ્વી કરે. ૧૭૬
જગન્નાથ પંડિત પ્રિય હરિ, પવનસુતા ઘરની આ કરી;
શ્રીગંગા બાવન સોપાન, ઉંચા ચડી કરાવ્યું સ્નાન. ૧૭૭
મુનિ પરાશર હરિ અનુભવી, તેણે કૃતિ કરી અવનવી;
ગંગા મધ્યે નૌકા માંય, ધિંમર કન્યા ભુક્તી ત્યાંય. ૧૭૮
મત્સ્યગંધા હતી અપ્સરી, જોજન યોજનગંધા કરી;
દોષ ધર્યો નહિ હરિ મનમાંય, વ્યાસરૂપ નિજ પ્રકટયા ત્યાંય. ૧૭૯
જ્ઞાનદેવ મોટા હરિજન, જે કીધા યતિએ ઉત્પન્ન;
સંસ્કારદ્વિજ કર્યો નિષેધ, પાડા પાસે ભણાવ્યા વેદ. ૧૮૦
કશ્યપ પુત્ર પુત્રીને વર્યો, સૌથી એવ ભક્તિથી કર્યો;
નિજ પુત્રી બ્રહ્મા મનભાઇ, રચી ભક્તિ બળ સઘળી સૃષ્ટિ. ૧૮૧
ભસ્મ કરે શિવ સઘળું જગત, તદપિ અનઘ છે હરિભક્ત;
પતિદાસ એવા છે અતિ, સત્ય ભક્તને દોષ ન રતિ. ૧૮૨
દ્વિજ હૃદયે અચલ અચ્યુત, માટે મલ સહુ ભસ્મીભૂત;
જેમ રસનામાં અગ્નિ સદા, માટે ચીકટ અડે નહિ કદા. ૧૮૩
વિચારતાં સમ સઘળું તન, પણ પ્રતાપ જોતાં અતિ ભિન્ન;
તેમ હરિ ભક્ત જગતના જન, બહુસમ નહિ સમ દીસે તન. ૧૮૪
શ્રીગંગાજી પણ જળરૂપ, જેમ જળ અવર સરોવર કૂપ;
જોતાં જળના ધર્મ સમાન, પણ પ્રભાવ ક્યાંથી ? કર અનુમાન. ૧૮૫
તેમ સન્માન એક તનુ વ્યવહાર, ભક્ત જગત અતિ પૃથક્ અપાર;
અધમ વંશ પણ જો હરિ ભક્ત, નિઃશંક ત્યાં થઇએ આસક્ત. ૧૮૬
જેમ અહિથી ઉપજ્યો છે મણિ, પણ શિર બાંધે ધરણિ ધણી;
નવ જોવો તેમજ રતિ દોષ, દુઃખ પામીએ રાખતાં રોષ. ૧૮૭
અગ્નિ જેમ દીપક શ્યામ, પણ સારે આપણું કામ;
દીપક યદા સમધો જાય, ત્યારે વડો થયો કહેવાય. ૧૮૮
તેમ હરિ ભક્તિ વિના જે વધ્ર, તે જોગ ઓલામા દીવડા;
જો મન નથી કૃષ્ણ પદ પ્રેમ, સાધન ધર્મ વ્યર્થ સહુ તેમ. ૧૮૯

ત્યજ્યો કામ તો દંભ વધ્યો, શમ ધર્મ વણ ક્રોધે સધ્યો;
નિર્લોભી અજગર છે ઘણા, પણ પામે નહિ પદ હરિ તણાં. ૧૯૦
મોહ નહિ ઘટાને મન, પણ પામે નહિ જગજીવન;
કુંભારને મન મદ નથી, પણ પ્રભુ ન મળે કંઈ સ્તુતિ મથી. ૧૯૧
ન માત્સર્ય ઉન્મદ કોઇને, પણ તે ન આવ્યા હરિ જોઇને;
સર્પ કરે છે વાયુ ભક્ષ, પણ આહારી શુક લક્ષોલક્ષ. ૧૯૨
જીવે અજ પત્રભક્ષણે, હરિ ક્યાં ત્યેમ એ લક્ષણે?
તૃષા સહે છે ચાતક સહુ, પણ હરિ ન મળે ટટળે સહુ. ૧૯૩
ઘણું નિશિ જાગે છે ઘુવડ, પણ સ્વપ્ને ન મળે શ્રીરણછોડ;
નિદ્રા અલ્પ કરે છે શ્વાન, માટે શું ભજશે ભગવાન? ૧૯૪
ચારે વેદ ભણ્યો દશ શીર્ષ, રતિ વિના હણ્યા જગદીશ;
સહુ ભાષણ કરનારું જ્ઞાન, રતિવણ ખગ ચંડાળસમાન. ૧૯૫
હરિ રતિ વિના અસંગી રહ્યો, મારે મન અહિમાર્ગ ગ્રહ્યો;
દ્રુમ વાયસ ગણુ આયુષ્માન, પણ શુભ શું? સંતોષી શ્વાન. ૧૯૬
હરિ ભાવે ભેક પોષણ લાખ, પરોણા પોષ લાખ રંગ રાખ;
મીન સદા તીર્થ જળ મગ્ન, મુક્તિ ન પામે વણ હરિ લગ્ન. ૧૯૭
મુગ્ધ નૃત્ય કરે ને ગાય, વણ ભાવે વૈકુંઠ ન જાય;
કાસદ લાખ વાર સત કથી, ભક્તિ વિના ન મળે અવિનાશી. ૧૯૮
બાલવત્સ બે પયહારી, અહંમમતાદિ નહિ અવિકારી;
તદપિ ભક્તિ વિના હરિ દૂર, જ્ઞાની સમજ્યા યદપિ પૂર. ૧૯૯
પતંગ અનલ વિષે સંચરે, દુઃખીઆ જળમાં ડુબી મરે;
મધુરી વાણી બોલે મોર, રતિ વિણ રીઝ ન નંદકિશોર. ૨૦૦
સ્વાર્થી કટુક વચન પણ સહે, મૃગાદિક પશુ વનમાં રહે;
દરિદ્રીને સઘળો ત્યાગ, હરિ પ્રસન્ન નહિ વણ અનુરાગ. ૨૦૧
તેલી બળદ પરિક્રમા કરે, સર્પ દંડવત કર તો ફરે;
સહુ સેવે તપોધન ગાય, ખર રક્ષામાં રોગે જાય. ૨૦૨
વડ જો બોજ જટાનો સહે, દંડ આંધળા અચળ જ ગ્રહે;
નરવો નેત્ર ધરે અવધૂત, બગલો ધ્યાન ધરે અદ્ભુત. ૨૦૩
બકરાને દાઢી હોય સદા, ભક્તિ વિન પ્રભુ ન મળે કદા;
નૃગનૃપ કર્યા ઘણાં ગોદાન, ભક્તિ વિના ન મળ્યા ભગવાન. ૨૦૪
થયા અમિત પ્રાચીન બર્હિષ, ભક્તિ વિના દુર્લભ જગદીશ;
નટ સમાધિ સાધે છે ખરી, પ્રેમ વિના તદપિ દૂર હરિ. ૨૦૫
થા સંતોષી મુંગા મુનિ, અભક્તિ સાધુ કુક્કુટ ધુની;
નિર્ધન તપીઆ વિરક્ત ઉદાસ, સઘળું ચિહ્ન જો નથી હરિદાસ. ૨૦૬
અઘોર મત્સ્ય પંખીનિ પ્રેત, સિદ્ધ ભેખ નહિ વણ હરિ હેત;
કૃષ્ણ ભક્તિ વણ કલ્પાદિ, કૃતિ હરિ ન મળે સહુ ભ્રમ ભંગ. ૨૦૭

સાધન વ્યર્થ થાય નહિ કોય, જો હરિ ભાવે ભજતા હોય;
વણ વહ્નિ ઘૃત હોમે રાખ, પૂર્ણ કરે કો મન અભિલાખ. ? ૨૦૮
શ્રીહરિ ભક્તિ અંક પ્રમાણ, સાધન શૂન્ય સરીખાં જાણ;
આદ્ય અંક મળી દશ ગણું થાય, કેવળ શૂન્યે કશું ન ગણાય. ૨૦૯
તેમ ન અંકને સાધન કામ, કેવળ ભક્તિ ભજે ઘનશ્યામ;
શુભાચરણ શું હતું પારધિ ? જુઓ સદા પશુને વધિ. ૨૧૦
વય હરિ ક્યાં જોયું ધ્રુવ તણું ? ગજેન્દ્રમાં વિદ્યા નહિ ગણ્યું;
રૂપ હતું શું કુબ્જામાંય ? દ્રવ્ય સુદામાને ઘેર ક્યાંય ? ૨૧૧
વિદુર શું જાતિ પણું વસ્યું ? ઉગ્રસેન પુરુષાર્થ કર્યું;
હરિ ન વિચાર્યું કોઇ સાધન, પ્રીતિ માત્રથી કૃષ્ણ પ્રસન્ન. ૨૧૨
સર્વ સરસ એક ભક્તિવડે, તે ભક્તિ સત્સંગે જડે;
મુક્તિ ભક્તિ દુર્લભ જગતમાં, સહજે દે બલ હરિ ભક્તમાં. ૨૧૩
મુક્તિ દીધી મઢીની સાટ, ભક્તિ આપી ભાજી માટ;
પ્રભુદાસજી ગદાધરદાસ, પ્રમાણ વચન કર્યાં પ્રભુ ખાસ. ૨૧૪
ગુણાભિમ હરિજન ક્યાં અંક વિધાતાના છે ક્યાં ?
ધન્ય ભાગ્ય નૃપને ત્રણ સુત, આપ્યા હરિજન બલ અદ્ભુત. ૨૧૫
નામે મુખ જીવાડી ગાય, વસિષ્ઠ પુત્ર કર્યો કલ્યાણ;
હરિજન જોર હરિથી ઘણું, ક્યાં લગી વર્ણવું મોટમપણું ? ૨૧૬
રાધિકા ભક્તિ મહારાણી, જેને વશ છે શાર્ઙ્ગપાણિ;
તે કરુણા કરી જેમાં વસે, તેને ફંદ હરિ મોહન ફસે. ૨૧૭
હરિ પ્રસન્ન થઇ સહુ સુખ આપે, ચોમુક્તિ નિજ સમ કરી સ્થાપે;
પણ ભક્તિ કોઇને નવ અર્પે, થવું આધીન માટે હરિ કરપે. ૨૧૮
આપી પ્રેમ સહિત જ્યાં ભક્તિ, ત્યાં ઉઘડી પ્રભુની આસક્તિ;
તેને વણ કીધે સહુ થયું, સહજ સદા મન હરિમાં ગયું. ૨૧૯
જેને હૃદયે વસ્યું હરિ રૂપ, તે તો અખિલ વિશ્વનો ભૂપ;
તેજ પૂજ્ય પંડિતને ગુણી, ભજે કૃષ્ણ વસ્તુ શી ઉણી ? ૨૨૦
કોટિ પ્રકાર ધન્ય તે જન, ક્ષણું વિસરે નહિ જગજીવન;
શ્રીહરિ ગુરુ ભક્ત ને ભક્તિ, માગું ચાર પદ સહજાસક્તિ. ૨૨૧
સહુથી અધિક કીમાયત મારે, શ્રીહરિ પ્રિય કહે વારે વારે;
સુણો કૃષ્ણજન વિનતિ મારી, મારે આશા સદા તમારી. ૨૨૨
સકલ ધર્મ સહુ સાધન હીન, હું છું દાસ તમારો દીન;
સદા તમારી કરુણા માગું, તમ અપરાધ થકી ડરી ભાગું. ૨૨૩
દઢ અનન્ય આશ્રય ગુરુ તણો, આપો મને મનોરથ ઘણો;
અનન્ય પ્રેમ લક્ષણા ભક્તિ, અનપાયિની વ્યસનાસક્તિ. ૨૨૪
શ્રીગોપીજન વલ્લભ કેરી, આપો મુજને હોંસ ઘણેરી;
દાસ દયાની પૂરો તૃષ્ણ, સાચો ભક્ત કરો શ્રીકૃષ્ણ. ૨૨૫

દયારામ બ્રાહ્મણ હરિદાસ, હરિજન ગુણ ગાયા ઉલ્લાસ;
શ્રીહરિભક્તિચંદ્રિકા નામ, ગુરુ ભક્ષ ગ્રંથ રચ્યો અભિરામ. ૨૨૬
નિગમાગમ પ્રમાણ રચી કથા, રખે લહો મનઃ કલ્પિત વૃથા;
આ ચરિત્ર ગાશે-ધરી નેમ; હરિજન-હરિ શું વધશે પ્રેમ. ૨૨૭
પાપ તાપ સહુ પ્રલય થશે, અતિ શ્રીહરિ પદ પામશે;
મનઃ કામના થાશે પરિપૂર્ણ, સર્વે ચિંતા થાશે ચૂર્ણ. ૨૨૮
અષ્ટ પ્રહર મનમાં આનંદ, નહિ વિસરે હરિપદારવિંદ.

દુહો.

પૂર્ણ ગ્રંથ પ્રેમે કર્યો. સજ્જન થવા પ્રસન્ન;
શ્રીગુરુગોવિંદ કૃપા કરી ઘો જાણી નિજજન.



श्रीकृष्णो विजयते ।

श्रीमदाचार्यचरणकमलाभ्यां नमः ।

# श्रीमद्गोपीनाथप्रभुचरणानां जन्मकुण्डली·

' चिन्तासन्तानहन्तारो यत्पादांबुजरेणवः ।
स्वीयानां तान् निजाचार्यान् प्रणमामि मुहुर्मुहुः ॥ १ ॥
यदनुग्रहतो जन्तुः सर्वदुःखातिगो भवेत् ।
तमहं सर्वदा वन्दे श्रीमद्वल्लभनन्दनम् ॥ २ ॥

स्वस्तिश्रीनृपविक्रमार्कसमयातीत संवत् १५९७ दक्षिणायने शरदृतौ महामांगल्यप्रदमासोत्तममासे भाद्रपदमासे कृष्णपक्षे तिथौ १२ चन्द्रे पुष्यनक्षत्रे पद्मयोगे कौलवकर्णे एवं पंचाग शुद्धौ अत्र दिने शुभसमये सर्वग्रहानुकूल्ये श्रीमदाचार्यमहाप्रभूणां गेहे श्रीमद्गोपीनाथानां प्राकट्यमभूत्,तथया विश्वोद्धारकृते स्फुटोऽभवदिह श्रीगोपीनाथाभिधः ( ततोऽद्य स्वस्तिश्रीनृपविक्रमादित्यकृतसमयातीतसंवत् १९७१, तथा शके १८३७ राक्षसनाम संवत्सरे दक्षिणायने शरदृतौ भाद्रपदमासे कृष्णपक्षे तिथौ १२ भौमे. घ. ५७ प. २६ मध्याह्न घ. ६० प. ० साध्य यो. घ. ३३ प. २८ कौल. एवं पं. अत्र दिने सकलगोब्राह्मणप्रतिपालकश्रीमदाचार्यमहाप्रभूणां गेहे श्रीगोपीनाथानां प्राकट्यवर्षाणि ४०४ गतानि. अग्रे ४०५ वर्षप्रवेशः । शुभं भवतु । )

## °जन्मकुण्डली.

| | | |
|---|---|---|
| २ शुक्र. ७ | १२ ५ | |
| ३ शनि. ८ | १ बुध, गुरु, रवि. ६ | ११ ४ चन्द्र. |
| ४ ९. राहु. | १० केतु, मंगल. ३ | |
| ५ १० | ७ १२ | ९ २ |
| ६ ११ | ८ १ | |

ग्रंथो विस्तरतां यातु । सदैव क्षेमम् । शुभम् । श्रीरस्तु ।

°पूर्वांगांकः पूर्वमंख्या संकेतार्थेन राशिमंख्या मन्यते ।

કહે છે:—

तदोडुराजः ककुभः करैर्मुखं प्राच्या विलिम्पन्नरुणेन शंतमैः ।
स चर्षणीनामुदगाच्छुचो मृजन् प्रियः प्रियाया इव दीर्घदर्शनः ॥२॥

( પ્રિયા સ્ત્રીના દીર્ઘ સમય પછી દર્શન દેતા પ્રિય પતિની માફક પૂર્વ દિશાનું મુખ કિરણોથી અરુણ રંગે રંગતા અને શીતલ સુખદ કિરણોથી સર્વપ્રાણીઓના દુઃખ દૂર કરતા નક્ષત્રરાજ ચન્દ્રમાનો તે જ સમયે ઉદય થયો. ૨. )

જે સમયે પ્રભુએ મન ઉત્પન્ન કર્યું તે સમયે જ તેના અધિષ્ઠાતા દેવ નક્ષત્રરાજ ચન્દ્રમાનો ઉદય થયો. *યદ્યપિ પ્રભુએ સર્વ રમણ રાત્રિઓનું દર્શન તો એક જ સમયે કર્યું છે છતાં એ સર્વ રાત્રિઓની સ્થિતિ તો ક્રમથી જ છે. ભગવાનના મનનો અધિષ્ઠાતા ચન્દ્ર પણ આધિદૈવિક હોવાથી તે પૂર્ણ જ અને નિષ્કલંક છે. મનના આવિર્ભાવ સાથે એનો આવિર્ભાવ થાય છે, લીલાની ઉપરતિ, ( વિરામ, તિરોધાન ) સાથે તેનું તિરોધાન થાય છે. આકાશના મધ્ય પર્યન્ત જ આનું ગમન છે, કોઈ સમયે પણ એનો અસ્ત નથી. એ

પ્રભુએ ચન્દ્રને ઉત્પન્ન કર્યો એમ કહેવું કદાચિત્ વિરુદ્ધ લાગે, પરન્તુ તેમ લાગવાનું કારણ નથી. સહેજ વિચાર કરવાથી પ્રભુએ ચન્દ્રને ઉત્પન્ન કર્યો એ સ્પષ્ટ થાય છે. જે સમયે પ્રભુએ મન ઉત્પન્ન કર્યું તે સમયે જ નક્ષત્રરાજ ચન્દ્રમાને અર્થાત્ ઉત્પન્ન કર્યો. નહિ તો મૂલમાં 'उडुराट्' ને બદલે 'स उदगात्' કહેત. વળી આગાડીના શ્લોકમાં નિરૂપણ કરેલું ચન્દ્રદર્શન અન્ય રીતિથી ઘટાવી શકાતું નહિ હોવાથી, ચન્દ્રોદય તો પ્રાપ્ત જ થયો, અને તેમ માનતા આ શ્લોક પણ વ્યર્થ થાય. આથી પ્રભુને જે લીલાની ચિકીર્ષા છે, કરવાની ઇચ્છા છે, તે લીલા લોક અને વેદમાં અપ્રતીત હોવાથી અપૂર્વ છે અને તેથી લોકવેદાતીત લીલાની સર્વ સામગ્રી અત્ર પ્રભુ જ સંપાદન કરે છે તે જણાવવાને 'तदा' શબ્દના પ્રયોગ પૂર્વક ચન્દ્રનું ઉત્પાદન કર્યું છે એમ સ્પષ્ટ થાય છે. આથી જ 'ભગવાનના મનનો ચન્દ્ર અધિદેવતા છે' એમ આરંભી 'કદાચિત્ પણ' પર્યન્તનો ગ્રન્થ યુક્તાર્થ જ છે. જો આમ ન માનીએ તો બીજી શંકા પણ ઉભી થાય. મૂલ શ્લોકમાં ચન્દ્રના પૂર્ણત્વ અને નિષ્કલંકત્વાદિ ધર્મો કંઈ કહેલા વા સ્પષ્ટ નથી, અને આચાર્યશ્રી પણ તેમ કહેત નહિ. તેથી આ આધિદૈવિક ચન્દ્રની ઉત્પત્તિ દેખાડવાને અને સર્વ સામગ્રી અત્ર પ્રભુએ સિદ્ધ કરેલી છે, અને તેથી જ એ સર્વ લીલા સમાજ નિર્દોષ પૂર્ણગુણ છે, એ સૂચવવાને આચાર્યશ્રી કહે છે કે ચન્દ્ર તો ભગવાનના મનનો અધિદેવતા છે, એ પૂર્ણ છે, એ નિષ્કલંક છે, એનું ગમન મધ્યાકાશપર્યન્ત જ છે, અને એનો અસ્ત કદાચિત્ પણ થતો નથી. વળી પ્રથમ શ્લોકમાં 'चक्रे' કર્યું એ પદથી મનની ઉત્પત્તિ નિરૂપણ કરેલી છે. લીલામાં મન જ મુખ્ય હોવાથી, તેની ન્યૂનતા હોય તો લીલા સિદ્ધ ન થાય તેથી તેની ઉત્પત્તિ પ્રભુએ કરી એમ કહેવાથી સર્વ લીલાસૃષ્ટિ અને લીલાસામગ્રીની ઉત્પત્તિ પણ સ્પષ્ટ થાય છે. આમ વિચાર કરવાથી તેવી લીલાસૃષ્ટિમાં યોગ્ય એવા આધિદૈવિક નિર્દોષ પૂર્ણગુણ ચન્દ્રને પ્રભુ ઉત્પન્ન કરે છે, સર્જે છે, તેથી આગાડીના શ્લોકમાં શ્રીશુકદેવજી એવા ચન્દ્રનો ઉદય નિરૂપણ કરે છે એમ શ્રીસુબોધિનીજીનો આશય છે એમ અવધારવું.

૨. યદ્યપિ પ્રભુએ સર્વ રમણ રાત્રિઓનું દર્શન એક જ સમયે કર્યું છે છતાં

સંબંધથી રાગનો સંભવ છે. આથી આ પૂર્વ દિશાના મુખને કુંકુમના જેવા કરોથી, કિરણોથી આરક્ત, રંજિત કરે છે. જો ચન્દ્ર સ્વદિશાનું મુખ રંગે નહિ, રાગયુક્ત કરે નહિ, તો ભગવાનનું મન પણ સ્ત્રીઓના હૃદયને રંજિત રાગયુક્ત, કરે નહિ. ચન્દ્રના કિરણો સુખકર છે, શીતલ હોવાથી તે તાપને દૂર કરે છે. વળી, એ કિરણો અરુણ રક્ત-રંગને લીધે અત્યન્ત કલ્યાણરૂપ છે. અરુણ રંગ રાગપ્રધાન છે એ પ્રસિદ્ધ છે. પુરુષ પણ જો અનુરાગથી સ્પર્શ કરે ત્યારે સુખ થાય છે. આ ચન્દ્ર જો માત્ર ભગવાનના મનનો અધિષ્ઠાતા દેવ જ છે તો મનને વિષે એનો ઉદય થાય, જો અંધકારની નિવૃત્તિ એનું પ્રયોજન છે તો ભગવાન્ જ અંધકારનું નિવારણ કરે, અથવા જો ઉદ્દીપકત્વ, ભાવનો ઉદ્બોધ, છે તો પણ ભગવાનથી જ તેનો સંભવ છે, માટે આનું અસાધારણ કાર્ય કહેવું જોઇએ તો તે કહે છે. 'ચર્ષણીઓ એ સર્વત્ર પરિભ્રમણ કરનારી શક્તિઓ છે. તેમણે સર્વત્ર પારભ્રમણ

---

આ અલૌકિક ચન્દ્રનું, ચન્દ્રનું, પ્રાકટ્ય થાય છે, એ પુષ્ટિમાર્ગીય છે એમ પણ સમજાય છે. આ પ્રકારે પશ્ચિમ દિશા એ પૂર્વ દિશાની પ્રતિસ્પર્ધિની, હરીફ થાય છે. આથી મર્યાદામાર્ગમાં સર્વનો સર્વથા સબંધ હોવાથી સર્વથા તાપ જ છે, અને એ તાપની નિવૃત્તિ પુષ્ટિમાર્ગમાં પ્રવેશ થયેથી થાય છે એ તાત્પર્ય પણ અત્ર સ્પષ્ટ થાય છે. પ્રાતઃકાલમાં અરુણોદય સમયે પૂર્વ દિશા પણ સૂર્યના સંબંધથી રાગયુક્ત હોય છે, પણ આ સમયે એ પૂર્વ દિશાને રાગયુક્ત કરી છે તેનું કારણ એ છે કે હમણા પ્રભુ જ ચન્દ્ર તરીકે છે અને એ દિશાના દેવતા તરીકે પણ છે. આથી પણ પશ્ચિમથી પૂર્વનો ઉત્કર્ષ સિદ્ધ થાય છે. પ્રભુ સર્વદા પુષ્ટિમાર્ગનો જ ઉત્કર્ષ કરે છે, એટલું જ નહિ પણ અન્યત્ર આનાથી અન્યનો ઉત્કર્ષ સહન કરતા જ નથી. આ સત્ર ધ્યાનમાં લઇને આચાર્યશ્રી આજ્ઞા કરે છે કે 'તે પૂર્વ દિશાના મુખ ઉપર રાગ ન હતો, અને પશ્ચિમ દિશામાં રાગ હતો તેથી પશ્ચિમ દિશાએ પૂર્વની હરીફ, પ્રતિસ્પર્ધિની, થાય છે.

૯. સર્વત્ર ભક્તોમાં પરિભ્રમણ કરનાર, પ્રભુના પ્રસાદનું કૃપાનું, નિરૂપણ કરનાર, કાત્યાયની શક્તિના અંશભૂત ભગવાનના મનની શક્તિઓને ચર્ષણી કહે છે. તેવી શક્તિઓ સર્વત્ર કુબ્જાદિ ભક્તોમાં પરિભ્રમણ કરે છે, તથાપિ તેમને આ પરમાનંદનો સબંધ થતો નથી, કારણકે તેવા ભક્તોની તો મુક્તિ જ થાય છે. પરમાનંદની પ્રાપ્તિમાં એવા કુબ્જાદિ ભક્તોનો અધિકાર નથી એમ જાણીને, અને શ્રીસ્વામિનીઓમાં એ યોગ્યતા, અધિકાર, સિદ્ધ છે એમ નિશ્ચય કરીને, તેઓ આશાઓમાં અત્ર શ્રીસ્વામિનીઓમાં સ્થિતિ કરે છે. અહિ પણ પરમાનંદની પ્રાપ્તિમાં વિલંબ થવાથી તેમને શોક થાય છે. ભગવત્પ્રસાદ જ્યાં પ્રાપ્ત થાય કે મુક્તિનું દાન પ્રભુ ન જ કરે તે સમજવાને મુક્તિ થતાં પૂર્વેજ તેમની નિવૃત્તિ જણાતી છે. સમુક્તિ સમય શ્રીતના લક્ષણવતી શક્તિ તે કાત્યાયની છે, અને તેના અંશભૂત આ ચર્ષણીઓ અત્રાદિપર્યન્ત શ્રીસ્વામિનીઓમાં સ્થિતિ કરે છે. ચન્દ્રોદયથી ભગવત્સંગમ સુખ પ્રાપ્ત થશે એમ જાણવાથી એમનો શોક નિવૃત્ત થાય છે.

દ્વિતીય પક્ષમાં યોગમાયાની અંશભૂત આ સ્વામિનીઓમાં સર્વાત્મભાવ પ્રકટ કરનારી શક્તિઓ તે ચર્ષણી કહેવાય છે. યોગમાયા ભગવાનને જ્યાં જેવી લીલા કરવાની ઇચ્છા થાય ત્યાં તદનુરૂપ, તેવો જ ભાવ સંપાદન કરે છે. અત્ર સર્વાત્મભાવ લીલા કરવાની પ્રભુની

કર્યું પણ ત્યાંહિ પણ પરમાનન્દનો સંબંધ થયો નહિ, સર્વત્ર તેઓ ભટક્યા પણ પરમાનંદ પ્રાપ્ત થયો નહિ. જો કોઈ મુક્ત થાય તો પણ તેમને પ્રવેશ પ્રાપ્ત થતો નથી, ત્યાંથી તો તેઓ પહેલા જ નિવૃત્ત થાય છે. આથી તેમનો શોક રહે છે જ. ગર્વણીસહિત છવોનો અથવા તે શક્તિઓનો શોક કમશઃ જ નિવૃત્ત થાય છે, કારણ કે શક્તિસહિત છવોને જ

---

કમશઃ છે તેથી આ શક્તિઓ યોગમાયાના અંશભૂત તે તે ઔષધિઓમાં સ્થિતિ કરે છે, અને સગુણ નિર્ગુણ ઇત્યાદિ અનેક પ્રકારોથી તે તે ભાવ સંપાદન કરે છે. બીજા સમયે તે તે વસ્તુના અનુરૂપ ભાવ પ્રકટ કરવાને શક્તિઓની સ્વામિનીઓમાં સ્થિતિ છે, તેથી શક્તિ સહિત છવોનો શોક દૂર થયો એમ આચાર્યશ્રી આજ્ઞા કરે છે.

આ પ્રકારે ઉભય પક્ષમાં ગર્વણીના સ્વરૂપમાં ભેદ છે. ગર્વણીનું સ્વરૂપ આ પ્રકારે શ્રીમત્પ્રભુચરણ નિરૂપણ કરે છે. ગર્વણી શબ્દમાં મૂલ ધાતુ 'ગુપ્' છે, એનો અર્થ આવિર્ભાવ, વા પ્રસિ ધાતુના અર્થમાં, અથવા ગમનાર્થક પણ થાય. અથવા ભેષ્યના અર્થમાં પણ વપરાય. અત્ર એક સર્વાત્મભાવથી પ્રાપ્ય રસની અધિકારિણી સૃષ્ટિઓ જ જે શક્તિઓ અધિકૃત છે તેઓ ભગવદાવિર્ભાવ જાણીને તેવી સૃષ્ટિ પ્રકટ કરીને, ફલ સિદ્ધિની પ્રતીક્ષા કરતી ત્યાંસુધી અન્ય ભાવથી તે સૃષ્ટિનું રક્ષણ કરે છે. ગર્વણી શબ્દ પ્રયોજવાનું આ તાત્પર્ય છે. યદ્યપિ શાબ્દિકો આ ધાતુને ગત્યર્થક કહે છે છતાં 'ગુપ્ પ્રકાશનેષ્વયોઃ' માં ગતિ શબ્દ નહિ કહેલ એમ કહ્યું તેથી આ તાત્પર્ય પણ અભિપ્રેત અમને લાગે છે 'ગુપ્' ધાતુનો અર્થ ગમન કરીએ તો તેઓ જ્યાં પ્રકટ થઈ ત્યાં જઈને તત્ત્વસિદ્ધિના અનુકૂલ પ્રયત્ન કરવા માંડી. તેથી સ્વસ્વામિનીઓ જે ભગવાનના ભોગને યોગ્ય છે તેમનામાં પણ ભગવદ્ભોગનો વિલંબ અને તેને લીધે તેમને થતી આર્તિ જોઈને આ ગર્વણીઓને પરમ સ્નેહને લીધે શોક થયો. આમ હોવાથી આ ચન્દ્ર શ્રીસ્વામિનીઓનું પ્રિયના સંગમના અભાવથી થતું દુઃખ, વિરહ દુઃખ, દૂર કરે છે, કેવલ સ્વામિનીઓનું દુઃખ દૂર કરે છે એટલું જ નહિ પરન્તુ ગર્વણીસહિત સર્વેનું દુઃખ હરે છે. આ પ્રકારે ગૂઢાર્થ બેસે છે. ગર્વણીઓના શોકનું કારણ સ્વામિનીઓને ભગવત્સંગના અભાવને લીધે થતું દુઃખ છે. તેથી એમના એ દુઃખની નિવૃત્તિ થવાથી તે ગર્વણીઓનું પણ દુઃખ નિવૃત્ત થયું. આ પ્રકારે ગર્વણીઓના દુઃખની નિવૃત્તિ અમુખ્ય, ગૌણ, હોવાથી આચાર્યશ્રી ગર્વણીસહિત છવોના દુઃખની નિવૃત્તિ થઈ એમ કહીને તેમનો સહભાવ અનુવદે છે. આ અલૌકિક ચન્દ્ર સ્વભાવથી એવો હોવાથી એના ઉદયની સાથે પ્રભુ સંગમ થશે એમ નિશ્ચય થતાં દુઃખની નિવૃત્તિ થાય છે. આથીજ આચાર્યશ્રીએ કહ્યું કે 'ગર્વણીસહિત છવોના શોક દૂર થયા' આ દ્વિતીય પક્ષ છે.

પ્રથમ પક્ષમાં તો જેના સંબંધીઓને જ પરમાનંદનો અનુભવ છે તે શક્તિઓ તે પરમાનંદની આકાંક્ષાવતીઓ થઈને, આપનાથી ભિન્ન ભક્તોમાં અત્યાર સુધી પરિભ્રમણ કરે છે. આવી પરિભ્રમણ કરનારી શક્તિઓને અત્ર ગર્વણી કહી છે. મુક્તિમાં પરમાનંદનો અનુભવ થશે નહિ એમ જાણીને તેવા ભક્તોમાંથી સ્વતઃ જ નિવૃત્ત થાય છે. ભગવાને જ એ ગર્વણી શક્તિઓને એવી નિર્મેલી હોવાથી તેનામાં તેમનો પ્રવેશ થતો નથી અને સ્વતઃ તેઓ ત્યાર પહેલા નિવૃત્ત થાય છે એમ આચાર્યશ્રી કહે છે. અર્થાત્ આ શક્તિઓની પ્રાપ્ત નિવૃત્તિ

પરમાનંદનો અનુભવ થવાનું કહેવાનું છે. સામાન્યતાથી પ્રભુના અન્તરંગ કાળાધીન જીવો *આવી શક્તિથી યુક્ત છે. ચન્દ્રનો ઉદય થયો છે એટલે પરમાનંદનો અનુભવ અવશ્ય થશે. આમ હોવાથી ચન્દ્રોદયના ત્રણ પ્રયોજન છે, સ્ત્રિઓના મુખનું સંમાર્જન, ચર્ષણીઓના શોકનું દૂરીકરણ, અને અંધકારની નિવૃત્તિ. એ પ્રયોજન સ્પષ્ટ છે છતાં પણ એ ચન્દ્રના જ આગમનથી સિદ્ધ થાય છે તે કહેવાને દૃષ્ટાન્ત આપે છે. દીર્ઘ કાળ પછી દર્શન હોય, ઘણું સમય પછી આવેલો ભર્તા પ્રિય હોય છે. તે પ્રિય પતિ પતિવ્રતાનો શોક દૂર કરીને તેના મુખનું ૮સંમાર્જન કરે છે. અને આ *કાર્ય કોઇ અન્ય રીતે સિદ્ધ થતું નથી.



કરતું નથી, પણ અંતે જ તેઓ નિવૃત્ત થાય છે. આ કારણથી જ્યારે ચન્દ્રોદય થયો એટલે તેમના શોકની પણ નિવૃત્તિ થઇ. આ પક્ષમાં ચન્દ્રનું પુનઃ પરામર્શ કરવાનું પ્રયોજન નહિ હોવાથી અને એક વાક્યમાં બે વાર ચન્દ્રનું કથન અસંભવિત હોવાથી અને પૂર્વ અપ્રસિદ્ધ એવા ચન્દ્રની પ્રસિદ્ધિ થતાં, તે અર્થ 'તત્' શબ્દનો થઇ શકે નહિ તેથી અસ્મિથી આચાર્યશ્રીએ ધીસુબોધિનીમાં દ્વિતીય પક્ષ કહ્યો છે એમ લાગે છે.

વળી, મર્યાદા ભક્તિ માર્ગમાં મુક્તિ થતાં પહેલાં જ શક્તિઓની નિવૃત્તિ થાય છે. મુક્ત લોકોને પરિભ્રમણ નહિ હોવાથી ચર્ષણીઓનો ત્યાં ઉપયોગ થતો નથી, પરન્તુ આહિ તો ચર્ષણી શક્તિઓ જેઓ પરિભ્રમણના કારણભૂત છે તેમનો રાસક્રીડામાં નૃત્યાદિમાં ભ્રમણનો ખાસ ઉપયોગ હોવાથી એ શક્તિઓની નિવૃત્તિ થતી નથી, પણ પરિભ્રમણ કરવાની શક્તિયુક્ત શ્રીવ્રજભક્તોને જ રાસમાં પરમાનંદનો અનુભવ થશે એમ જાણવાથી તેમના શોકની નિવૃત્તિ થઇ. આ જ આશયથી આચાર્યશ્રીએ કહે છે કે ચર્ષણીસહિત જીવોના શોકની નિવૃત્તિ થઇ, કારણ કે તેઓએ જાણ્યું કે હવે તેમને પરમાનંદનો અનુભવ અવશ્ય થશે જ.

૭. તે તે લીલા કરવાની ઇચ્છા પ્રમાણે તે તે ભાવની સંપાદક યોગમાયાની અંશભૂત શક્તિઓથી યુક્ત જીવો.

૮. મુખ સંમાર્જન યદ્યપિ કેવલ ચન્દ્રના આગમનથી સિદ્ધ થઇ શકે એમ છતાં પણ એ ચન્દ્રોદયનું મુખ્ય કારણ નથી, એ તો પ્રાસંગિક કાર્ય છે.

૯. ચન્દ્ર મનનો અધિષ્ઠાતા હોવાથી એ ચર્ષણીઓનો ભર્તા થાય છે. ઉપર કહ્યું તે પ્રમાણે ચર્ષણીઓ ભગવાનના મનની અંશભૂત શક્તિઓ છે, અને આ ચન્દ્ર ભગવાનના મનનો અધિષ્ઠાતા દેવ હોવાથી એ ચર્ષણીઓનો પતિ કહેવાય છે. સ્ત્રિઓનું પતિપણું ચન્દ્રમાં સ્પષ્ટ છે, અને તેના મુખસંમાર્જનમાં પણ. જેમ ઘણું કાળે આવેલો પ્રિયપતિ સ્વપ્રિયાનું મુખસંમાર્જન કરી શોક દૂર કરે છે તેમ આ ચન્દ્ર પણ ચર્ષણીઓનો પતિ હોવાથી તેમનો શોક દૂર કરે છે. અત્ર મુખસંમાર્જન ગૌણ છે, તેથી ચન્દ્ર ચર્ષણીઓનું મુખસંમાર્જન નથી કરતો તો પણ વિરોધ નથી. મુખ્ય પ્રયોજન જે શોકનું દૂરીકરણ છે એ સર્વને સમાન છે.

# श्रीगोपीपरिषद्.

કૃષ્ણપ્રભુ પ્રભુ છે, સુખરૂપ છે, સર્વરૂપ છે, રસરૂપ છે, આનંદાકાર છે, અને એજ પ્રભુ વિવિધ સમયે વિવિધ પ્રયોજનથી વિવિધ અવતારો ધરે છે, એ આપણે ગયા એક લેખમાં કહી ગયા છીએ. પોતે સંપૂર્ણ વ્યાપી જે અવતાર ધર્યો તે કૃષ્ણાવતારની લીલા દશમસ્કંધમાં છે, અને તેનું એક પ્રયોજન શ્રુતિઓને આપેલું રમણનું વરદાન પાળવાને માટે હતું. પોતે અપરિચ્છિન્ન છતાં, સર્વરૂપ છતાં, તત્ત્વત્ ભક્તની ઇચ્છા પૂર્ણ કરવા માટે જમે તે રૂપ ધરે તે છતાં અચ્યુત રહે છે, પરિચ્છિન્ન દશ્યમાન છતાં અપરિચ્છિન્ન છે, કેમકે પોતે સર્વે વિરુદ્ધ ધર્મોના આશ્રય છે, એ પણ આપણે જોઇ ગયા છીએ.

એ રસરૂપ આનંદાકાર કૃષ્ણ પ્રભુએ જે શ્રુતિઓમાં રમણ કરવાનું વરદાન આપેલું, તે રાત્રિઓને જોઇને, પ્રભુએ મનોહર વેણુનાદ કર્યો. તે સુંદર નાદ સાંભળી સર્વ ગોપીઓ પોત પોતાનાં સર્વ કામ પડતાં મુકી દોડતી દોડતી તે વર-ફલના ભોગ કરવા પ્રભુ પાસે આવી. કોઇએ અધવચ્ચે છોડી ગાય દોહેલી, અને કોઇએ પડતી મુકી ચુલાપરની ખીર, કોઇએ છોડયું પીરસવાનું અને કોઇએ છોડયું ધવરાવવાનું ને જમવાનું; કોઇએ છોડયું લીંપવું ગુંપવું અને કોઇએ છોડયું અંજન આંજવું. કોઇએ તો સંભ્રમમાં વસ્ત્રાલંકાર ઉંધા ચત્તાં પહેરી લીધાં. પતિ, પુત્ર, બન્ધુઓએ બહુએ સમજાવ્યાં, પણ માને કોનાં! આ ગોપીઓમાં પ્રભુપર સ્વાભાવિક પ્રેમ હતો, પ્રાગટ્યના દિવસથીજ પ્રેમ હતો, એમનામાં કાંઇ કામની ઉપાધિવાળો સ્નેહ ન હતો. શ્રીમહાપ્રભુજી કહે છે કેઃ—

नहि तादृशे कामोपाधिकस्नेहः संभवति । न वा तादृशीनामञ्जनादित्यागः संभवति । प्रत्युत तदादि सर्वं प्रसाध्यागमनं कुर्य्यात् । तदनन्तरं यद्रमणं तत्तु रसो वै स इति श्रुतेः स्वरूपस्य रसात्मकत्वाद्रसरीत्या स्वरूपानन्ददानमेव । " सात्त्विकं सुखमात्मोत्थं विषयोत्थं तु राजसम् । तामसं मोहदैन्योत्थं निर्गुणं मदपाश्रय " मिति भगवद्वाक्याद् भगवत्सम्बन्धि सुखस्यापि गुणातीतत्वमेव ॥

અર્થઃ—ભાવપ્રતિ કામની ઉપાધિવાળો સ્નેહ સંભવતો નથી. તેમ હોય તો તેવી સ્ત્રીઓથી અંજન વગેરેનો ત્યાગ ન થાય, પણ ઉલટું કુબ્જાની માફક સર્વે શૃંગાર સજીને આવે. એવા શુદ્ધ સ્નેહવાળી ગોપીઓ સાથે જે રમણ, તે તો રસોવૈસઃ એ શ્રુતિને અનુસાર પ્રભુનું સ્વરૂપ રસાત્મક હોવાથી રસ રીતે સ્વરૂપાનંદનું દાનજ સમજવું. "આત્માથી ઉત્પન્ન થતું સુખ સાત્વિક, વિષયથી થતું સુખ રાજસ, મોહ દૈન્યથી થતું સુખ તામસ, અને મારા આશ્રયથી થતું સુખ નિર્ગુણ" આમ ભગવદ્વાક્ય હોવાથી ભગવત્ સંબંધી સુખ પણ ગુણાતીત જ સમજવું.

આ વર-સ્વરૂપ ચતુર પ્રભુએ ગોપીઓને પાસે આવેલાં જોઇ તેઓમાં જે સગુણ હતાં, અનન્ય ન હતાં, તેમને મોહ કરી અટકાવવાને, માત્ર અનન્યના જ અધિપતિ એવા પ્રભુએ કહ્યું " મહાભાગ્યશાળી ગોપીઓ, તમે ભલે આવ્યાં, હું તમારું શું પ્રિય કરું?

વ્રજમાં કોઇ ઉપદ્રવ તો નથી ? આવવાનું કારણ શું . આ રાત્રિ ઘોરરૂપ છે, ઘોર પ્રાણીઓ અહીં રહે છે, માટે પાછાં વ્રજમાં જાઓ. હે સુંદર કટિવાળી સ્ત્રીઓ, સ્ત્રીઓને લાયક આ સ્થાન નથી. તમારાં માબાપ, પતિ, પુત્ર, ભાઇઓ તમને જોશે નહિ એટલે શોધવા નીકળશે, માટે તેમને દુઃખ ન આપો. આ ખીલેલાં કુસુમોવાળું વન તો જુઓ ! ચંદ્રના કિરણોથી કેવું શોભે છે ! યમુનાના પવનની લહેરીઓથી વૃક્ષોનાં પલ્લવ કેવાં શોભી રહ્યાં છે ! હવે ગોકુળમાં જાઓ ! વાર ન લગાડો. હે સતીઓ, પતિની સેવા કરો. વાછરડાં ને બાળકો રડે છે તેમને દુધ પાઓ અને છાનાં રાખો. અથવા કદાચ તમે પ્રેમથી મારાં દર્શન કરવા આવ્યાં હો તો ઠીક છે. હવે દર્શન કરી પધારો. ધણીની, તેના બંધુઓની અને પ્રજાની સેવા કરવી, નિષ્કપટથી પોષણ કરવું એ સ્ત્રીઓનો ધર્મ છે, ધણી દુર્ગુણી, દરિદ્રી, વૃદ્ધ, જડ, રોગી, ગરીબ, અગર તેવો હોય તોપણ લોકમાં અપકીર્તિની બીકવાળી સ્ત્રીએ તેનો ત્યાગ કરવો નહિ. કુલ સ્ત્રીઓએ ઉપપતિ કરવો એ પરલોકનો નાશ કરનાર, અપયશ આપનાર, તુચ્છ, કષ્ટ સાધ્ય, ભય કરનાર અને જુગુપ્સા કરનાર છે. શ્રવણ, દર્શન, ધ્યાન, કીર્તનથી જેવો મારા પર ભાવ થાય તેવો કોઇ હમેશાં નિકટ રહેવાથી થતો નથી. એ તો લૌકિક અને કામ નિમિત્ત, કાંઇ શાસ્ત્રીય નહિ. માટે ઘેર પાછા વળો. ”

પ્રભુનું આવું વિપ્રિય ભાષણ સાંભળીને ગોપીઓ બહુ દુઃખ પામ્યાં, તેમના બધા સંકલ્પ ધૂળમાં મળી ગયા, અને તેઓ અગાધ ચિંતામાં પડયાં. મ્હોં વ્હીલાં થઇ ગયાં, હોઠ સુકાઇ ગયા, નખથી જમીન ખોતરવા લાગ્યાં, કાળા મેસવાળા આંસુથી, કુચકુંકુમ ધોવાઇ ગયાં, અને દુઃખના ભારથી દબાઇને મુંગા મુંગા ઉભા રહ્યાં. પછી જેને માટે પોતે સર્વે કામનો ત્યાગ કર્યો હતો તે પ્રાણપ્રિય કૃષ્ણને અપ્રિય બોલતાં સાંભળીને આંખો લુછીને, કાંઇક ભયભીત થઇ ગદ્ગદ્ વાણીથી નીચે પ્રમાણે બોલવા લાગ્યાં. “ હે પ્રભુ, આવાં કઠોર વચન બોલવાં આપને છાજતાં નથી. સર્વે વિષયોનો ત્યાગ કરી અમે આપના ચરણકમલ આગળ આવ્યાં છીએ. માટે અમારો અંગીકાર કરો. હે હઠીલા પ્રભુ, અમારો ત્યાગ ન કરો. જેમ આદિ પુરુષ મુમુક્ષુઓનો અંગીકાર કરે છે, તેમ અમારો અંગીકાર કરો. આપે કહ્યું કે સ્ત્રીઓએ પતિ, પુત્ર, સુહૃદ વગેરેની સેવા કરવી તે ખરું, પણ દેહધારીઓના પતિ, બંધુ સર્વસ્વ આપજ છો. ડાહ્યા મનુષ્યો તો પોતાના આત્મારૂપ, નિત્ય પ્રિય આપને વિષેજ રતિ કરે છે દુઃખદાયી ધણી છોકરાંને શું કરવાં છે ? માટે હે વરેશ્વર, હે કમલનેત્ર, ચિરકાલથી આપને વિષે બાંધેલી અમારી આશાનો ભંગ ન કરો. અમારૂં ચિત્ત તો આપે ચોરી લીધું છે, તે શું તમને ખબર નથી કે ? હવે એ ચિત્ત ઘરમાં પેસતુંજ નથી, અને ઘર કામમાં હાથ ચાલતા નથી. આપના ચરણકમલમાંથી અમારા પગ ખસતા નથી. હવે વ્રજમાં કેમ જઇએ, અને શું કરીએ ? હવે તો હે અંગ, હાસ્યથી, દૃષ્ટિથી, અને ગીતથી અમારા હૃદયમાં અગ્નિનો જે ભડકો કર્યો છે, તેપર આપના અધરામૃતનું સિંચન કરો; નહિ તો, હે સખે, વિરહાગ્નિથી અમારા દેહ બળી જશે, અને અમે આપની પાછળ પાછળ ભટકીશું. હે કમલ-નયન, વનવાસીને પ્રિય એવા આપના લક્ષ્મીને સુખ આપનાર ચરણકમલનો સ્પર્શ અમે કર્યો છે, ત્યારથી આપની સાથે રમણ કરનાર અમે બીજા કોઇ પાસે ઉભા પણ રહી શકતાં નથી. આપના વક્ષઃસ્થલમાં સ્થાન મળવા છતાં લક્ષ્મીજી આપના ચરણકમલની રજની અપેક્ષા કરે છે, તેમ અમે પણ આપના ચરણકમલની રજને શરણે છીએ. માટે હે દુઃખ દૂર કરનાર,

અમારાપર પ્રસન્ન થાઓ. આપની સેવા કરવાની ઇચ્છાથી ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરીને અમે આપના ચરણકમલમાં આવ્યા છીએ. આપની સુંદર સ્મિતભરી દૃષ્ટિથી અમને તીવ્ર કામ ઉત્પન્ન થઇ અમારાં હૃદય બળે છે, તેને હે પુરુષભૂષણ, દાસ્ય આપો. આપનું કુંડલથી શોભિત, અલકાવલીથી વીંટાએલું, વિશાલ ગંડસ્થલવાળું, અધરોષ્ઠને વિષે સુધાવાળું, અને હાસ્યયુક્ત કટાક્ષવાળું મુખારવિંદ જોઇને, અભયદાન કરનાર ભુજાદંડ યુગલ, અને માત્ર લક્ષ્મીજીને જ યોગ્ય વક્ષઃસ્થલ જોઇને અમે આપની દાસી થયાં છીએ. હે અંગ ! આપના ત્રણે લોકમાં પદામૃતવાળા વેણુગીતથી મોહિત થઇને, અને આ ત્રણે લોકના સૌભાગ્યરૂપ, ગાયો, પક્ષો અને હરિણીને પણ રોમાંચ કરનાર આપનાં સ્વરૂપનાં દર્શન કરીને કઇ સ્ત્રી આર્ય ચરિતથી ન ચળે ? જેમ આદિ પુરુષ દેવલોકનું રક્ષણ કરે છે, તેમ આપ વ્રજનાં ભય અને આર્તિને હરણ કરવા પ્રકટ થયા છો, માટે હે દુઃખીના બંધુ, આ કિંકરીઓનાં તપ્ત સ્તન અને શિર ઉપર આપનો હસ્તકમલ ધરો." ગોપીઓનાં આવાં વિકલ વચનો સાંભળીને યોગેશ્વરેશ્વર પ્રભુએ પોતે આત્મારામ છતાં હસીને દયાથી તેમની સાથે રમણ કર્યું. નક્ષત્રોમાં જેમ ચંદ્ર શોભે, તેમ ગોપીઓમાં અચ્યુત પ્રભુ શોભી રહ્યા. યમુનાજીના પુલિનપર પધારીને રમણરેતીમાં પોતે રમણ કર્યું. બાહુ પ્રસારીને, ભેટીને, કર, અલક, ઉરુ, નીવી, સ્તન વગેરે ગ્રહણ કરીને નર્મ નખક્ષતથી, વિહારથી, અવલોકનથી, હાસ્યથી, વ્રજસુંદરીઓનો કામ ઉદ્દીપન કરીને તેમની સાથે રમણ કર્યું. अत्र क्रिया सर्वाऽपि सा एव परं कामो न विद्यते तासां कामस्य संपूर्तिर्निष्कामेनेति तास्तथा ॥ સર્વ કામની ક્રિયા છતાં પ્રભુમાં કામ વિદ્યમાન નથી, ગોપીઓના કામની સંપૂર્તિ નિષ્કામ પ્રભુથી થઇ તેથી ગોપીઓ નિષ્કામ થયાં—એ શ્રીમહાપ્રભુજીની કારિકાનું સ્મરણ રાખી મનને કામથી મલિન ન થવા દેતાં કામરૂપી હારોગનું નિવારણ કરી સ્વરૂપલીલાના સ્વારસ્યમાં તન્મય થવું. આ રમણથી ગોપિકાઓ ભૂતલપર પોતાને સૌથી શ્રેષ્ઠ માનવા લાગ્યાં. તેમનો આ સૌભાગ્ય મદ તથા માન જોઇને તે મદ શાંત કરવા પ્રભુ અંતર્ધાન થઇ ગયા. ગોપીઓ પ્રભુને નહિ જોવાથી સંતાપમાં પડયાં. ભગવાનની ગતિ, અનુરાગ, સ્મિત, મનોરમ આલાપ, વિહાર અને વિભ્રમથી જેમનાં ચિત્ત આકર્ષાઇ ગયાં છતાં એવાં ગોપિકાઓ તદ્રૂપ થઇ પ્રભુની સર્વ લીલા કરવા મંડયાં. ઉન્મત્તની માફક વનેવન ભટકવા લાગ્યાં. વૃક્ષોને, લતાઓને, હરિણીઓને, તુલસીને પ્રભુના સમાચાર પૂછવા લાગ્યાં, અને પૂતનાલીલા શકટલીલા, દૈત્યલીલા, રિંગણલીલા, વગેરે સર્વ લીલા કરવા માંડી; પછી કૃષ્ણપરમાત્માના તથા કોઇ ભાગ્યવાન ગોપીનાં પગલાં જોયાં. સર્વ ગોપીને છોડી પોતાને સાથે લેવાથી તે ગોપીને ગર્વ થયો, એટલે તેને છોડી પ્રભુ અંતર્ધાન થઇ ગયા. પછી સર્વ ગોપીઓ કાલિંદીના તટપર ભેગાં થઇ પ્રભુપ્રાકટ્યની ઉત્કટ ઇચ્છાથી પ્રભુનાં ગુણગાન કરવા લાગ્યાં, ને ગોપીગીત ગાયું, અને પછી નિસ્સાધન, નિરાધાર, દીન થઇ રડયાં. નિજ જનનું દુઃખ નહિ સહન થવાથી સાક્ષાત્ મન્મથના મન્મથ પ્રભુ માયાનો પડદો ખસેડી હાસ્યયુક્ત મુખારવિંદ સહિત પ્રકટ થયા. પ્રાણ આવવાથી જેમ ઇંદ્રિયોમાં ચૈતન્ય આવે, તેમ પ્રીતિથી પ્રફુલ્લ દૃષ્ટિવાળાં સર્વ ગોપીઓ પ્રાણપ્રિયને જોઇ એકદમ ઉભાં થયાં. કોઇ ગોપીએ હર્ષથી પ્રભુનો હસ્ત અંજલિથી ગ્રહણ કર્યો; કોઇએ ચંદનલિપ્ત પ્રભુહસ્ત પોતાના અંસ (ખભા) પર મુક્યો. કોઇ કામનીએ પ્રભુનું તાંબુલચર્વિત અંજ-

[illegible] લીધું, એક અત્યંત વિરહાતુર ગોપીએ પ્રભુનું ચરણકમલ શાંતિને માટે પોતાના સ્તનપર ધર્યું. આ પ્રમાણે સર્વ ગોપીઓએ પ્રભુપ્રાકટ્યના પરમોત્સવથી સુખી થઈ વિરહથી થયેલા તાપનો ત્યાગ કર્યો. જેમ પુરુષ શક્તિઓથી શોભે તેમ અચ્યુત પ્રભુ વિગતશોકા ગોપીઓથી વિંટાયલા અધિક શોભવા લાગ્યા. જ્યાં ડોલર, મંદારના પુષ્પો ખીલતાં હતાં, સુગંધી વાયુ વાતો હતો અને ભમર ઉડતા હતા એવા કલિંદીપુલિનપર ગોપીઓને લઈ પ્રભુ પધાર્યા. શરચ્ચંદ્રની ચાંદનીથી રાત્રિનો અંધકાર મટી ગયો હતો, યમુનાજીના હસ્ત-તરંગોએ ત્યાં કોમલ વાલુકા ( રેતી ) પાથરી દીધી હતી,—અહીં ગોપીપરિષદ્ ભરાઈ. કાલિંદી કલિના સર્વમલ મટાડે છે, અને ભક્તહૃદયોને નિર્મલ કરી પ્રભુસાથે રતિયોગ્ય કરે છે, માટે આજ ગોપીપરિષદ્‌ને યોગ્ય સ્થાન હતું. હવે એ પરિષદ્‌માં શું બિના બની તે આપણે વિગતવાર કહીશું.

तद्दर्शनाह्लादविधूतहृद्रुजो मनोरथान्तं श्रुतयो यथा ययुः ।
स्वैरुत्तरीयैः कुचकुंकुमाङ्कितैः अचीक्लृपन्नासनमात्मबन्धवे ॥

અર્થ:—પ્રભુના દર્શનના આહ્લાદથી તેમના હૃદયના રોગ નિવૃત્ત થઈ ગયા, અને શ્રુતિઓની પેઠે તેઓએ પોતાના સર્વે મનોરથો પૂર્ણ થયેલા માન્યા. કુચકુંકુમથી રંગાયલા પોતાના ઉત્તરીય વસ્ત્રોનું આત્મબંધુ ભગવાનને આસન કરી આપ્યું.

પ્રભુના દર્શનથી શોક નિવૃત્ત થયો, પણ કામનો તાપ કાંઈ નિવૃત્ત થાય છે ? હજુ પ્રભુ સાથે જોઈએ તેવું રમણ ક્યાં થયું છે ? પણ હવે તો રમણને માટે પ્રભુ પોતે જ આ સુંદર સ્થલપર આપણને લાવ્યા છે એટલે રમણ નક્કી થવાનું જ, એ વિચારથી એમના મનમાં આહ્લાદ થયો. શ્રુતિઓ નિરંતર ભગવદ્ગુણ ગાય છે, તેથી વાણીનું પૂર્વરૂપ જે મન તેને પણ અગમ્ય એવા ભગવત્સ્વરૂપની પ્રાપ્તિ કરે છે. यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह એમ શ્રુતિ પોતે કહેવા છતાં ગુણગાનથી सर्वे वेदा यत्पदमामनन्ति સર્વે વેદ જેના પદનું આ મનન કરે છે એમ કહે છે ! શ્રુતિ પણ સ્વબલથી પ્રભુપ્રાપ્તિ કહેતી નથી, પણ यमेवैष वृणुते तेन लभ्यः એમજ કહે છે, તેમ ગોપીઓના સર્વે મનોરથો પ્રભુ ઇચ્છાથી જ પૂર્ણ થયા. પોતાને પરમ પુરુષાર્થ આપનાર પ્રભુને શું આસન આપ્યું ? સર્વ ગોપીઓએ કુચકુંકુમથી રંગાયલાં પોતાનાં ઉત્તરીય વસ્ત્ર એકપર એક પાથરી પ્રભુ માટે આસન બનાવ્યું. પ્રિય વાચક, આ આસન આપવામાં ગોપીઓને તથા તેપર બેસવામાં પ્રભુને જે આનંદ થયો તે સોના ચાંદીના આસનથી કોઈ દિવસ થાત નહિ. અને તેટલી કીમતના સોના ચાંદીના આસન પ્રભુને યોગ્ય નથી. પ્રભુને નિવેદન કરેલા હોવે પોતે પહેરેલું વસ્ત્ર પ્રભુને બેસવાના આસન માટે આપી પોતાની કૃતાર્થતા, અનન્યતા અને પ્રેમ સૂચવ્યાં. જે ગોપિકાઓ પોતાના અલૌકિક સામર્થ્યથી પ્રભુને પ્રકટ કરી શક્યા, જેઓ પ્રભુની લીલા કરી શક્યા, તેઓ ઇચ્છત તો ગમે તેવું કિમતી આસન ઉત્પન્ન કરી શકત, પણ આ પ્રેમાસનની તુલ્યે તે આવત જ નહિ. પણ પ્રભુ આવા આસનપર બેઠા !

तत्रोपविष्टो भगवान् स ईश्वरो योगेश्वरान्तर्हृदि कल्पितासनः ।
चकास गोपीपरिषद्गतोऽर्चितस्त्रैलोक्यलक्ष्म्येकपदं वपुर्दधत् ॥

અર્થ:—યોગેશ્વરોના અંતર્હૃદયમાં પણ જેનું આસન માત્ર કલ્પિત છે, એવા ભગવાન્

ઈશ્વર, તે પર બેઠા. ગોપી પરિષદ્‌માં પૂજાતા પ્રભુ અત્યંત શોભવા લાગ્યા, અને ત્રણ લોકના સૌંદર્યના સ્થાનરૂપ સ્વરૂપ ધારણ કર્યું.

પ્રિય વાચક! એક ક્ષણ પણ વિચાર કર્યા વિના આનંદથી પ્રભુ આસનપર બેઠા, એમ જણાવવા શ્લોકમાં તત્રોપવિષ્ટઃ ( તે પર બેઠા ) એ શબ્દો પ્રથમ જ લખ્યા છે. પોતે ભગવાન્ એટલે ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન, વૈરાગ્ય વગેરેથી પૂર્ણ, અને ઈશ્વર એટલે સર્વકરણ સમર્થ છતાં એ જ આસન એમને વહાલું લાગ્યું. એ આસન અપવિત્ર ન લાગ્યું? ના, પ્રેમ–આગળ પવિત્રતા તુચ્છ છે, યમ, નિયમ, શમ, દમ વગેરેથી જેઓએ પોતાનાં હૃદય શુદ્ધ કર્યાં છે એવા યોગીઓના શુદ્ધ હૃદયમાં પણ પ્રભુને ગોઠતું નથી. તેથી ત્યાંથી તો પોતે ઉભા ઉભા ન છૂટકે પધરામણી કરી નાસી જાય છે, અને અહીં આવી નિરાંતે બેસે છે. દુનીઆનો છેડો ઘર, તેમ પ્રભુનું સ્વધામ પણ આ જ, અને અહીં પ્રેમથી એકઠા થયેલા નિજજનની પરિષદ્‌માં આનંદથી બેઠા. અને પોતાની પ્રિયાઓને આનંદ આપવાને ત્રણ લોકમાં સૌથી સુંદર એવું સ્વરૂપ ધારણ કર્યું.

समाजयित्वा तमनङ्गदीपनं सहासलीलेक्षणविभ्रमभ्रुवा ।
संस्पर्शनेनाङ्ककृताङ्घ्रिहस्तयोः संस्तुत्य ईषत् कुपिता बभाषिरे ॥

અર્થઃ—હસવાવાળી લીલાયુક્ત કટાક્ષથી, વિલાસવાળી ભ્રકુટિથી, અનંગને ઉદ્દીપન કરનાર તે પ્રભુનો સત્કાર કરીને, પ્રભુના ચરણને પોતાના ખોળામાં લઈને, બેઉ હાથવડે તેની સાથે રમત કરતાં પ્રભુની સ્તુતિ કરી, કંઈક રોષથી બોલ્યાં–

પ્રભુના દર્શન યોગીઓને કોઈવાર થાય છે, ભક્તોપર કૃપા કરી પ્રભુ દર્શન આપે છે, પણ આ તામસ પ્રેમથી તો હદ જ વાળી. આ પ્રેમને વશ થઈ પ્રભુ પ્રકટ થયા એટલું જ નહિ, પણ ગોપીઓને આનંદ થાય, તેમના મનોરથ પૂર્ણ થાય એવું સ્વરૂપ ધર્યું. ગોપીઓએ બનાવેલા ગોપીવસ્ત્રના આસનપર ગોપીઓની સભામાં બેઠા, ગોપીઓએ પ્રભુનું ચરણારવિંદ પોતાના ખોળામાં લીધું, અને ખેલ કરતાં, સ્તુતિ કરતાં, પ્રભુપર રોષ કર્યો! રોષ કરી બેસી રહ્યાં? ના, ના. બભાષિરે–ભાષણ શરૂ કર્યું! ક્યાં પરબ્રહ્મ, પૂર્ણ પુરુષોત્તમ! અને ક્યાં તામસ ગોપીઓ! ધન્ય છે એમના ભાગ્યને! પણ પ્રભુ ગુસ્સે થયા? ના, ના. બાળકના રોષથી પિતા ગુસ્સે થાય છે? પિતાની મુછો પકડતા બાળકપર પિતા ક્રોધ કરે છે? રસનાભિમાન પ્રસંગમાં ધીરોદાત્ત નાયક તેના પર ક્રોધ કરે છે? જેનાથી મોટું લોકમાં કોઈ બીજું મોટું નથી–मत्तः परतरं नान्यत् किंचिदस्ति–તે પ્રભુપર ક્રોધ કરવાનું અલૌકિક સામર્થ્ય આ ગોપીઓને શુદ્ધ પ્રેમથી–અનન્યતાથી જ પ્રાપ્ત થયું. પ્રભુ સેવા–પ્રભુમાં ચિત્ત પરોવવાનાં ત્રણ ફળ છે, અલૌકિક સામર્થ્ય, સાયુજ્ય અને સેવોપયોગિ દેહ. તેમાં ઉત્તમોત્તમ અલૌકિક સામર્થ્ય છે, તે આવા ઉત્તમોત્તમ, શુદ્ધ પ્રેમી, ભક્તોને મળે તેમાં આશ્ચર્યકારક કશું નથી. અંતર્ધાન થઈ ગયા, હૃદયમાં ભરાઈ બેઠેલા–પ્રભુને બહાર પ્રકટ કરી, પોતાને મનવાંછિત સ્વરૂપ ધારણ કરાવી, મનવાંછિત લીલા કરી, પ્રભુપર દોષારોપણ કરવાની ધૃષ્ટતા આવવી એ પ્રેમની પરિસીમા છે. પ્રભુ એ ધૃષ્ટતારૂપી દોષનું નિવારણ કરશે જ, પણ આ પ્રસંગનો વિચાર કરતાં જે આનંદ થાય છે તે અવર્ણનીય છે. સ્વકભાષ્ણ-લીલામાં, ગોવર્ધનલીલાપ્રસંગમાં, આજ પૂર્ણ પુરુષોત્તમે–પરબ્રહ્મે–યશોદાને પ્રભુને પમકાવ્યાનો,

પ્રભુને લૌકિક બાલકની માફક બાંધવાનો જે અધિકાર આપ્યો છે તે પણ આપણને આશ્ચર્યચકિત કરે છે. હવે રોષમાં, ભાષણ કરતાં, કટાક્ષથી પ્રભુને શું મેહેણું માર્યું તે સાંભળો.

भजतोऽनुभजन्त्येक एक एतद्विपर्ययम् ।
नोभयांश्च भजन्त्येक एतन्नो ब्रूहि साधु भोः ॥

અર્થ:—અરે ચતુર ! કોઇ પોતાપર પ્રીત કરનારપર સામી પ્રીત કરે છે, કોઇક તો પ્રીત નહિ કરનારપર પણ પ્રીત કરે છે, અને કોઇ (તમારા જેવા) તો પોતાપર પ્રીત કરનાર અને નહિ કરનાર કોઇપર પ્રીત કરતા જ નથી, આ જરા અમને બરાબર સમજાવો !

સામાન્યતઃ પ્રીતિ કરનાર પર મનુષ્ય પ્રીતિ કરે છે. કોઇ ઉદાર જનો પ્રીતિ ન કરનાર પર પણ પ્રીતિ કરે છે; પણ અહીં તો અમે તમારે સારૂ ઝુરી ઝુરીને મરીએ છીએ, त्रुटिर्युगायते त्वामपश्यताम्—તમે નજર બહાર જાઓ છો કે એક ક્ષણ અમને યુગ જેવી વીતે છે, અને તમારા તો હિસાબમાં નથી ! આનું કારણ શું ? તમે આમ નગુણા કેમ છો ? પ્રિય વાચક ! પૂર્ણ પુરુષોત્તમને, પરબ્રહ્મને, પોતાની conduct clear કરવાનો, પોતાનું વર્તન વ્યાજબી છે એમ બચાવ કરવાનો, not guilty કે guilty ગુનેગાર છો કે નહિ, તે સાબિત કરવાનો આ પ્રસંગ છે ! વાહ, તેમાં પોતે જીતે છે કે ? ના, ના. શુદ્ધ પ્રેમ આગળ જીતવું અશક્ય છે ! પછી પૂર્ણ પુરુષોત્તમ–કૃષ્ણ સામે હોય તોએ શું ! પણ જોઇએ તો ખરા પ્રભુ શું બચાવ રજુ કરે છે ? !

मिथो भजन्ति ये सख्यः स्वार्थैकान्तोद्यमा हि ते ।
न तत्र सौहृदं धर्मः स्वार्थार्थं तद्धि नान्यथा ॥
भजन्त्यभजतो ये वै करुणाः पितरो यथा ।
धर्मो निरपवादोऽत्र सौहृदं च सुमध्यमाः ॥
भजतोऽपि न वै केचिद् भजन्त्यभजतः कुतः ।
आत्मारामा ह्याप्तकामा अकृतज्ञा गुरुद्रुहः ॥

અર્થ:—હે સખીઓ ! જેઓ અરસપરસ (પરસ્પર) પ્રીત કરે છે, તે તો માત્ર સ્વાર્થી છે. એમાં કંઇ પ્રીત નથી ને ધર્મ પણ નથી, એ તો માત્ર સ્વાર્થ માટેજ છે, એમાં બીજું કશું નથી. પ્રીત નહિ કરનારપર પણ પ્રીતિ કરે છે તે કરુણાવાળા હોય છે, જેમકે માબાપ પોતાનાં છોકરાં ભલે તેવાં કૃતઘ્ન હોય તોપણ પોતાની પ્રીતિ છોડતાં નથી. હે સુંદર કટિવાળી ગોપીઓ ! આવા સુજનોમાં ધર્મ અને પ્રીત બને હોય છે, વળી કેટલાક પ્રીત કરનારપર સામી પ્રીત કરતા નથી, તો પ્રીત નહિ કરનાર પર તો કયાંથીજ ? એવાં જનો કયાં તો આત્મારામ હોય છે, અથવા આપ્તકામ હોય છે, અથવા કૃતઘ્ન કે ગુરુદ્રોહી હોય છે.

આ ઉત્તર યથોચિત સ્પષ્ટ છે. વણિક્ વૃત્તિવાળા સ્વાર્થી લોક, તેમજ માબાપ જેવા કરુણ, તેમજ કૃતઘ્ન અને ગુરુદ્રોહી એવે પ્રકારના જનો દુનીઆમાં ઘણું મળે છે, તેમ આત્મારામ અને આપ્તકામ પણ કોઇક મળી આવે છે. ત્રણેનું સ્પષ્ટ નિરાકરણ આ ત્રણ શ્લોકમાં ઘણુંજ સરલતાથી પ્રભુએ કર્યું છે. પણ એથી ગોપિકાઓના મનનું સમાધાન થયું ? શું,

રસહીન ગાનીઓ ભલે આ ઉત્તરથી સંતોષ માને, પણ ચતુર ગોપીઓને તો આમાં ભગવાનનું ખોટાપણું જ લાગ્યું ! પ્રથમ શ્લોક તો ભગવાનને લાગુ પડતો નથી, કેમકે પોતે સામી પ્રીત ગોપિકાઓ ઉપર કરતા નથી. દ્વિતીય શ્લોક પણ લાગુ પડતો નથી કેમકે પ્રભુમાં પ્રીતિની ખામી છે ગોપિકાઓમાં નહિ. ત્રીજો શ્લોક પ્રભુને લાગુ પડે ખરો ! તેમાં પણ આત્મારામ અને આપ્તકામ વિશેષણો તો તમને ક્યાંથી લાગુ પડે ? ! તમે તો અમારી સાથે પહેલાં બહુ રમણ કર્યું છે ! તે કાંઇ અમે ભૂલી ગયાં નથી ! માટે તમે આત્મારામ અને આપ્તકામ શાના ? ! જેમ હોત તો તમે ગોપીપતિ, ગોપીશ્વર, વ્રજનાથ વગેરે શાનાં કહેવાત ? ! તમે એવા સાચા હોત તો અમારા જેવી ગાનીઓ તમને સ્વચ્છંદી, વ્યભિચારી, ચોર, વગેરે શાનાં કહેત ? ! માટે તમે અકૃતજ્ઞ અને ગુરુદ્રોહીના વર્ગમાંજ આવ્યા ? ! તેમાં તમે તો સર્વેચ ! એટલે અકૃતજ્ઞ અમારાથી ન કહેવાય ! એટલે છેલ્લાજ ! ગુરુદ્રોહી ! પ્રભુ—ખરબર સમજ્યા. પોતાની ભૂલ કબુલ કરી. પોતાનો ભભાવ છોડી દીધો. ભક્તાધીન ભગવાને ભક્તની ઉત્તમતા, પોતાની... સ્વીકારી, જે ત્રણ શ્લોક આ પ્રસંગમાં પોતે સ્વમુખથી ઉચર્યાં છે તે દુનિયાના સકલ શાસ્ત્રોમાં ઉત્તમોત્તમ છે. પ્રિય વાચક ! તારૂં અને મારૂં ધનભાગ્ય છે કે આ શ્લોકો આપણા કર્ણું પર પડે છે.

> नाहं तु सख्यो भजतोऽपि जन्तून् भजाम्यमीषामनुवृत्तिवृत्तये ।
> यथाधनो लब्धधने विनष्टे तच्चिन्तयान्यन्निभृतो न वेद ॥
> एवं मदर्थोज्झितलोकवेदस्वानां हि वो मय्यनुवृत्तयेऽबलाः ।
> मया परोक्षं भजता तिरोहितं मासूयितुं मार्हथ तत्प्रियं प्रियाः ॥
> न पारयेऽहं निरवद्यसंयुजाम् स्वसाधुकृत्यं विबुधायुषापि वः
> या मा भजन् दुर्जरगेहशृङ्खलाः संवृश्च्य तद्वः प्रतियातु साधुना ॥

અર્થ:—હે સખીઓ ! નિર્ધન માણસને પુષ્કળ ધન મળે, અને પછી તે જતું રહે તો તે જેમ તેની ચિંતામાં મસ્ત થઇ બીજું કાંઇ સમજતો નથી, તેમ મારું ભજન કરનારાઓની વૃત્તિ સર્વદા મારામાં રહે તેટલા માટે જ તેમનું ભજન હું કરતો નથી.

હે અબળાઓ ! એ પ્રમાણે મારે માટે લોક વેદ અને સ્વનો ત્યાગ કરનાર જે તમે, તે તમારી વૃત્તિ મારામાં રહે તે માટે જ હું અંતર્ધાન થઇ ગયો હતો; પણ પરોક્ષમાં હું તમારૂં ભજન કરતો જ હતો ! માટે હે પ્રિયાઓ ! તમારા પ્રિય પતિની ઇર્ષા કરવી તમને યોગ્ય નથી.

નિર્દોષ ભજનથી તમે મારી સાથે સંયોગ પામ્યા છો. બ્રહ્માના આયુષ્યથી કે મન્વંતર સુધી પણ તમારી સેવા કરી તમારો પ્રત્યુપકાર—બદલો મારાથી વાળી શકાય એમ નથી. ઘરરૂપી બેડી જે જુની થતી જ નથી, તે સખત બેડીને તોડીને તમે મારી સાથે પ્રીતિ બાંધી છે અને મારી સેવા કરી છે, એ સર્વનો ભાર તમારા સાધુપણાધીન મારા ઉપરથી ઉતરો.

જ્યારે ઉપલા ઉત્તરથી ગોપાંગનાઓને સંતોષ ન થયો, ત્યારે જે પોતાના હૃદયમાં હતું, જે ખરો ઉત્તર હતો, તે પ્રભુએ આપવો શરૂ કર્યો. હે પ્રિયાઓ ! ઉપલા શ્લોકો કહ્યા તે

ના ભગવાન્! તે કાંઇ ભને કે તમને લાગુ પડતા નથી! હવે ખરી વાત કહું છું! હું કાંઇ જીવ નથી! હું તો કોટિબ્રહ્માંડોનો સ્વામી છું. મારા પર સર્વદા પ્રેમ રાખવો; મારા એકલા પર સર્વદા પ્રેમ રાખવો, મારૂં જ ભજન કરવું, એજ જીવનું કર્તવ્ય છે. ધર્મ સમજવાનું ડહાપણ ડહોળનાર અર્જુનને છેલ્લામાં છેલ્લી છાનામાં છાની વાતમેં એજ કહી હતી. મારૂં ભજન તમારામાં સિદ્ધ થવાને માટેજ હું તમને ફલ આપી અંતરાય કરતો નથી. મારા ભજનનો સ્વાદ મેં તમને પ્રથમ ચખાડયો છે. તમારી સમક્ષ હું હમેશાં રહું તો તેથી તમને પોતાને હાનિ છે. વિપ્રયોગમાં તમે સર્વદા મારૂં સ્મરણ કરો તે માટેજ હું અંતર્ધાન થઇ ગયો હતો. તમે મારા પર એવો નિષ્કામ પ્રેમ રાખ્યો છે કે લોકમાં યોગ્ય દેખાશે કે નહિ, તેની તમે દરકાર કરી નથી. તેમજ પરલોકની કે મોક્ષની પણ દરકાર રાખી નથી. સંસારનો ત્યાગ કરી તમે મારી પાસે આવ્યા છો, તે તમારી મનોવૃત્તિ નિરંતર મારામાં રહે તેટલા માટે જ હું તિરોહિત થઇ ગયો હતો. ખરૂં પુછો તો હું તમારી પાસેથી ગયો જ નથી! પણ તમારો દોષ નિવારણ કરવા માટે જ, તેમજ તમારૂં આ નિર્જન વનમાં રક્ષણ કરવા માટે હું પરોક્ષમાં પણ તમારી પાસે જ હતો! માટે હે પ્રિયાઓ! મારો દોષ કહેશો નહિ. આ શ્લોકના એકેએક શબ્દમાં ભગવાનની ભક્તવત્સલતા દસ્યમાન થઇ આવે છે. પ્રથમ શ્લોકમાં પ્રભુએ ગોપિકાઓને "સખી" કહીને સંબોધ્યાં છે. આ બીજા શ્લોકમાં પ્રભુ ગોપિકાઓને "પ્રિયા" અને પોતાને "પ્રિય" કહી સંબોધે છે, અને ગોપિકાઓના—પ્રિયાઓના—નિઃસ્વાર્થ પ્રેમની પ્રશંસા કરે છે.

હવે ગોપીઓને સંતોષ થયો. જે પ્રભુને પોતે પતિ માને છે, તે જીવરૂપ પતિ નથીજ, પણ સર્વ જીવોના પતિ છે, ખરા પતિ છે, તે પતિ મોટા મોટા આડંબરવાળા કર્મયોગીઓ, સહસ્ર યજ્ઞો કરનારા યાજ્ઞિકો, જ્ઞાનનું ડુંપણું તાણનારા મહાપંડિતોની દરકાર ન કરતાં આપણને "પ્રિયા" કહી બોલાવે છે, પોતાને "પ્રિય" કહે છે, અને હમેશાં આપણી રક્ષા આપણી હાજરીમાં રહી કર્યાજ કરે છે! અને યાજ્ઞિકો અને પંડિતોને તો દર્શન પણ દુર્લભ! પ્રિય વાચક! અહીં પરિવૃઢાષ્ટકનું અનુસંધાન કરી લે. માત્ર એેજ શ્લોક અહીં ટાંકું છું:—

हिं हीं हीं हींकारान् मतिपशु वने कुर्वति सदा
नमद्ब्रह्मेशेंद्रप्रभृतिषु च मौनं धृतवंति ।
मृगाक्षीभिः स्वेक्षानवकुवलयैरर्चितपदे
रतिर्माद्भुर्भावो भवतु सततं श्रीपरिवृढे ॥
पराकाष्ठा प्रेम्णां पशुपतरुणीनां क्षितिभुजाम्
मुहुस्तानां प्रासास्पदमखिलभाग्यं पशुपतेः ।
विभुर्यस्तस्मिन् ये दरविकचमंबालभमुखे
रतिर्माद्भुर्भावो भवतु सततं श्रीपरिवृढे ॥

નિરસાધન, દીન, પ્રેમાર્દ્ર પશુઓને પ્રભુ પોતે "હી. હી, હી, હી" કહી બોલાવે છે. અને ગર્વિષ્ઠ બ્રહ્મા, મહેશ, ઈંદ્ર પ્રાર્થનાઓ કરી કરીને થાકી જાય તો પણ મૌન ધરી

આડું જોઈ ઉત્તર પણ આપતા નથી. મૃગાક્ષીઓ કમલનયનના કટાક્ષો નાંખી પ્રભુસાથે તારામૈત્રક રચે છે. પ્રેમાળ ગોપીઓના પ્રેમની પરમ મર્યાદારૂપ છે, અને ચરિત્ર રાજાઓને ખાસનું સ્થાન પણ પ્રભુ જ છે.

આ પ્રમાણે ગોપીઓના સર્વે સંબંધ રાખી પ્રભુ અટકતા નથી, ગોપીઓના ગુણનું નિરૂપણ કરી પોતે કહે છે કે તમારાં પ્રેમથી તો હું હાર્યો! શું કરું! હું તમારા જેવો ઉત્તર નથી! હું પ્રેમ કરી શકતો નથી! મારામાં ખોટી ઉણપ છે. પણ તમે તો મારાપર નિષ્કામ પ્રેમ કર્યો અને તે પણ અનંત! જગતમાં તમારા જેવો મારાપર પ્રેમ મેં કોઈ-માં જોયો નથી! એ પ્રેમનો હું શું બદલો વાળું?! પ્રેમ મારામાં છે નહિ, અને પ્રેમનો બદલો બીજી કોઈ રીતે વળી શકતો જ નથી! માટે હું તો તમારો સદાનો ઋણી રહેવાનો! પણ તમે એવાં ભલાં છો કે તમારે બદલો જોઈતો જ નથી, એટલેજ મને સંતોષ છે. તમારી ભજનસાધને લીધે જ તમારો પાડ મારા પર ચડશે નહિ; નહિ તો હું તો કોટિ ઉપાય કરું તો પણ તમારા પ્રેમનો બદલો વાળવો અશક્ય છે. ભૂતલપરના સર્વે ધર્મોના ભગવદીયો જુઓ. કોઈ પણ સ્થળે, પૂર્ણ પુરુષોત્તમે-પરબ્રહ્મે-પોતાના ભગવદીયોની આટલી પ્રશંસા કરેલ દૃશ્યમાન થતી નથી! આટલું છતાં કેટલાક વાચકોને આ ગોપીપ્રેમ ગમતો નથી, આ ગોપીલીલા ભાગવતમાં ન હોત તો સારૂં એમ તેઓ માને છે. ભલે તેઓ પોતાનું દુર્ભાગ્ય સમજે, પણ આ ગોપીલીલા શ્રીમદ્ભાગવતમાં છે તેથી અમે તો અમારૂં અહોભાગ્ય માનીએ છીએ. ભગવાન્ ભક્તાધીન કેમ રહે છે તેની કુંચી આ શ્લોકમાં છે.

ભક્તો જેવું ભગવાનનું ભજન કરી શકે છે, તેવું ભક્તોનું ભજન ભગવાનથી થઈ શકતું નથી. પ્રભુ કહે છે કે मयि भजनं नास्ति । भजनस्य जीवधर्मत्वात् । अतोऽस्मेऽपि यदि स्वत एव संमुखाः तदा भजत । नो चेद्यथासुखं विधेयमिति भावः । महावाक्यं कश्चित् कर्तुं शक्नोतीति ॥ અર્થ—મારામાં ભજન છે જ નહિ. ભજન તો જીવધર્મ છે. માટે હવે પછી પણ જો મારા ભજનની અપેક્ષા ન હોય તો જ ભજન કરજો. નહિ તો જેમ તમને સુખ થાય તેમ કરજો. મારાથી જે થઈ શકતું નથી તે ભજન—હું કેવી રીતે કરું?

પ્રિય વાચક! આ સુંદર પ્રસંગ મેં મારી બોબડી તોતડી વાણીમાં વર્ણવ્યો છે, તેમાં અર્થનો અનર્થ પણ થયો હશે, તે તને નહિ રુચવાથી કદાચ ગુસ્સો પણ થયો હશે. પણ ક્ષમા કરજે. પણ ઉચ્ચતર આનંદ આ પ્રસંગમાંથી મળી શકે એ નિર્વિવાદ છે. પણ આ પ્રસંગે તું પરિષદમાં હાજર હતો અને પ્રભુ સાથે વાર્તાલાપમાં ભાગ લેતો હતો એવું સ્મરણ તને થાય છે? તે ગમે તે હો, પણ જો તને આમાં કાંઈક આનંદ આવ્યો હોય તો હવે એ શ્લોકોપર શ્રી સુબોધિની વ્યાખ્યા સાંભળવા પ્રયત્ન કરજે, તેથી તને સહસ્રગણો આનંદ પ્રાપ્ત થશે.

## अथ स्वमार्गीयसाधनरहस्यम् ॥

श्रीमदाचार्यमार्गोऽयं निःसाधनफलात्मकः ।
तत्र तज्ज्ञापनं भावसाधनं तत्कृपायताम् ॥ १ ॥

અર્થ—શ્રીમદાચાર્યનો આ માર્ગ નિઃસાધનફલાત્મક છે. એ માર્ગમાં આપણી

ભાવના કરવા રૂપ ભાવસાધન છે.

स भावः संगराहित्यात्र भविष्यति सर्वथा ।
संगस्य साधनं सर्वरागाभावो गृहादिषु ॥ २ ॥

અર્થ—એ ભાવ સંગ રહિત થવાથી-સંગનો ત્યાગ કરવાથી-સર્વથા થશે નહિ. સંગ (સત્સંગ) પ્રાપ્ત કરવાનું સાધન ગૃહ વગેરેમાં સર્વ રાગનો ત્યાગ કરવો એ છે.

रागाभावस्तु सततं सेवया तत्कृपावताम् ।
तत्कृपा साधनं सा तु भवेत्तत्तोषणेन हि ॥ ३ ॥

અર્થ—ગૃહવગેરેમાં રાગનો અભાવ પ્રાપ્ત કરવાનું સાધન આચાર્યની કૃપાવાળા ભગવદીયોની નિરંતર સેવા કરવી એ છે. તેમની કૃપા એ જ સાધન. એ કૃપારૂપ સાધન તેમને પ્રસન્ન કરવાથી પ્રાપ્ત થાય છે.

तत्तोषणं तु तद्भक्तिभाववर्धनतो भवेत् ।
भावो हि मार्गसर्वस्वं कर्तव्यं तस्य रक्षणम् ॥ ४ ॥

અર્થ—તેમની પ્રસન્નતા તેમના ભક્તિભાવની વૃદ્ધિ થવાથી થાય છે. ભાવ માર્ગનું સર્વસ્વ છે. તેનું રક્ષણ કરવું.

सेवाऽपि सततं चित्ते भावनात्मा तदा भवेत् ।
निवेदनं तु स्मर्तव्यं इति यत्साधनं परम् ॥ ५ ॥
तादृशैरिति वाक्येन संगस्तत्राप्यपेक्षितः ।
स एव साधनं संगो मोक्षोऽस्मिन्मार्ग एव च ॥ ६ ॥
ममोत्तमेति वाक्येन तदभावे वृथाऽखिलम् ।

અર્થ—ત્યારે જ ભાવનારૂપ સેવા ચિત્તમાં સર્વદા થાય. તાદૃશો જનની સાથે નિવેદનનું સ્મરણ કરવું એ વાક્યમાં જે પરમ સાધન કહેલું છે, તેમાં પણ સંગની અપેક્ષા છે જ. તેજ સાધન આ માર્ગમાં સંગ એજ મોક્ષ. મમોત્તમશ્લોક એ શ્લોકથી એ સિદ્ધ થાય છે. સંગના અભાવમાં સર્વ વૃથા છે.

तस्मात् सर्वं परित्यज्य सत्संगेन सदा हरिम् ।
सेवयेदांतरेणापि बाह्येन मनसा पुनः ॥ ७ ॥
स्वतः फलं हि सत्संगं विदित्वा विदधीत हि ॥ ८ ॥

અર્થ—માટે સર્વનો પરિત્યાગ કરીને, સત્સંગ પ્રાપ્ત કરીને, મનમાં ભીતરથી તથા બહારથી, સદા હરિની સેવા કરવી. સત્સંગ સ્વતઃ ફલ છે, એમ સમજી સત્સંગ કરવો.

इति श्रीहरिदासविरचितं स्वमार्गीयसाधनरहस्यं समाप्तम् ॥

# પુષ્ટિમાર્गમાં સાધનો છે ?

( અનુસંધાન ગત અંક પા. ૧૫૭ )

એવા નામ-માત્ર-ધારીએ ગોકુળવાસીની માફક વિનાશ્રમે પ્રભુપ્રાપ્તિ કરવી હોય તો ગોકુળવાસીની માફક પ્રભુપર પ્રેમ કરવો આવશ્યક છે. એવો પ્રભુપર પ્રેમ થાય ત્યારે જ પ્રભુ એને "સ્વ" એટલે પોતાનો ગણે. એ પ્રેમ પ્રભુના ગુણજ્ઞાનવિના અશક્ય છે, તેથી જ શ્રીમહાપ્રભુજીએ નિરોધલક્ષણમાં આજ્ઞા કરી કે સર્વનો પરિત્યાગ કરી, પ્રભુમાં ચિત્તનો નિરોધ કરી, સદાનંદ પ્રભુના ગુણગાન કર્યા કરવા. સેવા અથવા કથામાં આસક્તિ રાખવાનું કારણ પણ આ જ. શરૂઆતમાં પ્રેમ પ્રતીત ન થાય તોપણ તદ્દન નિયમ સેવા કર્યા જ કરવી, ગુણ ગાન કર્યા જ કરવાં, એ જ પુષ્ટિમાર્ગની ભેદ, એ જ પ્રેમાત્મ નિસ્સાધન ગોપિજનોનો માર્ગ. શ્રી ગુસાંઈજીનો ભક્તિહંસ વાંચવાથી આ સ્પષ્ટ માલમ પડશે.

" एवं सति भक्तिमार्गीयभजनप्रकारेषु स्नेह एव नियामकः स्नेहवताम् । कर्मणि विधिवत् । तद्रहितानां तु तद्वत्कृत उपदेश एव । स च वेदाविरुद्ध एवेति ज्ञेयम् । विधिमजानता बालेन पित्रादिशिक्षया कृतसन्ध्यावन्दनादेः कर्मत्ववदुपदेशानुसारेण कृतेरपि भक्तित्वम् । तन्मार्गीयत्वात् । एवं कृतस्याऽग्रे स्नेहोऽवश्यं भावीति ज्ञेयम् । यथा बालबालकृतकर्मणोऽप्युक्तफलसाधकत्वं तथा तादृग् भजनस्याऽपि पुरुषोत्तमसाधकत्वम् इति किमन्यदवशिष्यते ।

ભાવાર્થઃ—આ પ્રકારે ભક્તિમાર્ગીય ભજનપ્રકારોમાં સ્નેહવાળાઓનો સ્નેહ જ નિયામક છે; જેમ વ્રત વગેરે કર્મોમાં વિધિ નિયામક હોય છે તેમ. જેમને પ્રભુમાં સ્નેહ નથી, તેમને પ્રભુમાં સ્નેહવાળાઓએ કરેલો ઉપદેશ જ નિયામક છે. એ સ્નેહરીતિનો ઉપદેશ વેદથી અવિરુદ્ધ જ છે એમ સમજવું. વિધિને નહિ જાણનાર બાળક, પિતા વગેરેના બતાવ્યા પ્રમાણે, સંધ્યાવંદન વગેરે કરે છે તે જેમ કર્મ ગણાય છે, તેમ સ્નેહ ન ઉત્પન્ન થયો હોય તોપણ સ્નેહવાળાના ઉપદેશ પ્રમાણે કરેલી સેવા પણ ભક્તિ કહેવાય, કેમકે તે સેવા ભક્તિમાર્ગીય રીત પ્રમાણે છે. એ પ્રમાણે ( સ્નેહ વગર પણ ) સેવા કરનારને આગળ જતાં પ્રભુમાં સ્નેહ અવશ્ય થશે એમ સમજવું. જેમ વિધિથી અજ્ઞાન બાળકને ઉપર કહ્યા પ્રમાણે કર્મો કરવાથી કર્મમાર્ગમાં કહેલું ફળ પ્રાપ્ત થાય છે, તેમ જ સ્નેહ ન સમજનાર ભક્તને સ્નેહવાળાના કહ્યા પ્રમાણે સેવા કરવાથી પુરુષોત્તમપ્રાપ્તિ થાય, પછી શું બાકી રહ્યું ?

મારે પ્રિય વાચક, સંસારમાંથી છૂટી સેવાકથામાં ચિત્ત વધારેને વધારે રોકવા પ્રયત્ન કર. ગોપીઓના માર્ગમાં ચાલવા પ્રયત્ન કર. ત્યારે જ તને પ્રભુપર સ્નેહ થશે, અને ત્યારે જ ગોકુળવાસીની માફક પ્રભુ પોતાનો " સ્વ " ગણી સર્વ સુખદાન કરશે.

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।

यमेवैष वृणुते तेन लभ्यः ।

અર્થઃ—આ આત્મા પ્રવચનથી લભ્ય નથી, બુદ્ધિથી લભ્ય, પ્રાપ્ય નથી, બહુશ્રુત થવાથી પ્રાપ્ય નથી, જેનું એ આત્મા વરણ કરે, તેનાથી જ પ્રાપ્ય છે.

આ મુણ્ડક ઉપનિષદ્‌માંની શ્રુતિ છે. એ શ્રુતિ કહે છે કે પ્રભુ પ્રવચન, બુદ્ધિ, બહુશ્રુતપણું વગેરે સાધનથી પ્રાપ્ય નથી, અને શ્રીગુસાંઇજી ભક્તિહંસમાં આજ્ઞા કરે છે કે આ સાધનોમાં સર્વ સાધનોનો સમાવેશ કરી લેવો; એટલે પ્રભુ સાધન પ્રાપ્ય નથી, એમ સ્પષ્ટ થાય છે. પુષ્ટિભક્તિસુધાનો મુદ્રાલેખ પણ એ જ છે. ત્યારે સાધનથી શું ફળ?

આનો ઉત્તર આપતા પહેલાં કહેવાનું કે આ શ્રુતિ જે મુંડક ઉપનિષદમાં છે તે પુષ્ટિમાર્ગના એક સબળ પ્રમાણરૂપ છે; નિરસાધન જીવોને વિના-સાધને પ્રભુ તારે છે એનું વેદમાંથી જ આ સબળ પ્રમાણ છે. પ્રભુ તો વરણમાત્રથી જ પ્રાપ્ય છે. અરે! વૈદિક સાધનમાર્ગ, મર્યાદામાર્ગ, આર્યમાર્ગને રસ્તે ચાલનારને પણ અંતે આ શ્રુતિનો આશ્રય લઇ પ્રભુપ્રાપ્તિમાં પોતાની નિરસાધનતા કબુલ કરવી પડે છે. સ્વતંત્ર પ્રભુ જીવે કરેલા કોઇપણ સાધનથી બંધાતા નથી, પછી તે વૈદિક સાધન હોય તોપણ શું? પ્રભુ તો પોતાની ઇચ્છા થાય તો જ મળે. આપણી સુંદર વાર્તાઓમાં આસ્વાદનો પ્રશ્ન કે "પ્રભુ કૈસે મિલે?" એનો ઉત્તર સર્વે વૈષ્ણવોને વિદિત જ છે.

પણ આ સર્વનો અર્થ શું એવો થાય છે કે આપણે દુષ્ટ, સંસારાસક્ત જ રહેવું? પ્રભુ સાધનપ્રાપ્ય નથી, માટે આપણે ઉલટી દિશામાં જવું? પાંચ સાત કન્યામાંથી વર એક જ એકને વરવાનો હોય તેથી તે કન્યાઓએ પોતે પસંદ થશે કે નાહ તે નિશ્ચયાત્મક ન હોવાથી તે વરની દરકાર ન કરવી? તેને પ્રસન્ન કરવાના સર્વ પ્રયત્ન ન કરવા? સમજુ કન્યા સર્વ પ્રયત્ન કરશે જ, અને તેમ કર્યા છતાં વરપ્રાપ્તિ ન થાય તો પોતાનું હીનભાગ્ય સમજી રહેશે. હવે અહીંયા કરોડોમાંથી કોઇક જીવને જ પ્રભુ વરે છે, એવા બાંકા પ્રભુ એ તેને પ્રસન્ન કેમ કરાય? માત્ર અનન્યતાથી જ. બીજા સર્વનો ત્યાગ કરી માત્ર તે પ્રભુના સર્વદા ગુણગાન કરવાથી જ. પ્રભુને માટે ઝુરીને ઝુરીને મરવાથી જ. સંતોમાં કહ્યું છે કે પ્રભુ અનન્યના અધિપતિ છે. શ્રીમહાપ્રભુજી કહે છે કેઃ—

क्लिश्यमानान् जनान् दृष्ट्वा कृपायुक्तो यदा भवेत् ।
तदा सर्वं सदानंदं हृदिस्थं निर्गतं बहिः ॥

અર્થઃ—જ્યારે પ્રભુ નિજ જનને ક્લેશ પામતા જુએ છે, ત્યારે પ્રભુને દયા આવે છે, અને હૃદયમાં રહેલા સદાનંદ પ્રભુ બહાર પ્રકટ થાય છે.

પ્રિય વાચક! પ્રભુપ્રાપ્તિ રસ્તામાં પડી નથી. સંસારાસક્તિનો જ્યાંસુધી અત્યંત અભાવ થાય નાહ, જ્યાં સુધી ચિત્ત પ્રભુમાં પ્રેમથી પરોવાય નહિ, ત્યાં સુધી પ્રભુ પ્રાકટ્યના ફાંફાં જ! અને તેથી જ એ શ્રુતિની નીચેની જ બીજી શ્રુતિએ તરત ગાયું કે नायमात्मा बलहीनेन लभ्यो न च प्रमादात् तपसो वाप्यलिंगात् । एतैरुपायैर्यतते यस्तु विद्वांस्तस्यैष आत्मा विशते ब्रह्मधाम । અર્થ—આ આત્મા બળહીનથી પ્રાપ્ય નથી, પ્રમાદથી પ્રાપ્ય નથી, તપસ અથવા અલિંગથી પ્રાપ્ય નથી. જે વિદ્વાન આ ઉપાયોથી યત્ન કરે છે, તેનો આ આત્મા બ્રહ્મધામમાં પ્રવેશ કરે છે.

અહીં બલરૂપી ઉપાય કહ્યો તે બલ લૌકિક, સાત્ત્વિક, રાજસ કે તામસ નહિ સમજવું, કેમકે એ સર્વ પ્રાકૃત બલ છે, માટે એ બલ નિર્ગુણ, ભક્તિબલ સમજવું. એ બાબતમાં વિશેષ સમજ "જીવના બંધન, મુક્તિ અને નિર્ગુણાવસ્થા" નામના ધોળ વખત પર લખેલા લેખપરથી જોઇ લેવી. પ્રમાદ ન કરતાં આ ભક્તિબલ વધારવાનાં સાધન ભક્તોએ અવશ્ય કરવાં જ.

"પુષ્ટિમાર્ગમાં સાધન છે કે નહિ," એ પ્રશ્નનો પ્રભુના પ્રેરકત્વ સાથે સંભ્રમ ન કરવો. "પુષ્ટિમાર્ગ સાધનશૂન્ય છે" એમ કહેવું એ એક વાત છે, અને "પુષ્ટિમાર્ગમાં સાધનો છે, પણ તે સાધનો પ્રભુ કરાવે ત્યારે જ થઇ શકે" એ બીજી વાત છે; બંનેમાં ફરક જ ફેર છે. "પ્રભુ કરાવે તો જ થઇ શકે" એટલે પ્રભુનું પ્રેરકત્વ તો મર્યાદામાર્ગમાં પણ સ્વીકારવું પડશે જ. વૈદિક મર્યાદામાર્ગની રીતે શાસ્ત્રાને પ્રબલ કરનારને સર્વેને ખબર છે કે વેદમાં મુક્તિના સાધનો છે; પણ પ્રભુપ્રેરણા વિના ભાગ્યે જ કોઇ તે સાધનો કરી શકે છે. પ્રભુની પ્રેરણા વિના એક પાંદડું પણ હાલતું નથી. તેમ જ પુષ્ટિમાર્ગની રીતિ ચાલનાર પણ પ્રભુકૃપા વિના, પ્રભુપ્રેરણા વિના સંસારાસક્ત જ રહે છે, જાણતા છતાં પણ સંસારાસક્ત જ રહે છે એ નિર્વિવાદ છે. સાધનો છે કે નહિ એ જાણવું એ એક વાત છે, જાણીને કરી શકવું એ બીજી વાત છે. પ્રભુ પ્રેરણા વિના, પ્રભુ ઇચ્છા વિના, પ્રભુ કૃપા વિના, કોઇથી પણ કોઇ પણ સમયે કાંઇ પણ થઇ શકતું નથી. સાધન અને માર્ગનાં સાધન આચરતાં નિસ્સાધનતામાં ક્ષતિ થતી નથી, પણ નામ માત્ર ધારી ભક્તિબલ વિહીન રહેવાથી, પ્રમાદ કરવાથી, સંસારાસક્ત રહી દિવસે વ્યાપાર કરવાથી, અને રાત્રિએ નિદ્રાને સેવવાથી, પ્રભુ ઇચ્છા તેને વિષે વિપરીત છે, એમ માલમ પડે છે. નિસ્સાધનતાનો અર્થ બરોબર સમજ્યા નહિ રહેવાથી આમ સર્વ વિપ્લવ થાય છે, માટે એતીને જાણવાનો આપણો ધર્મ છે. પુષ્ટિમાર્ગનું તત્વ અતિગૂઢ છે.

પુષ્ટિમાર્ગ પણ એક પ્રભુપ્રાપ્તિનો માર્ગ છે. માર્ગ એટલે સાધન હોય જ. સાધન પણ ફલાત્મક છે તેની અમે ના કહેતા નથી. અમારું કહેવું એ છે કે પુષ્ટિમાર્ગ નિસ્સાધન છે એનો અર્થ એટલોજ છે કે વૈદિક સાધનોને પુષ્ટિમાર્ગ સાથે સંબંધ નથી. પુષ્ટિમાર્ગનું ફલ શું ? પ્રભુપ્રાકટ્ય. પહેલાં કહેલાં સર્વ શ્રીમહાપ્રભુજીનાં વાક્યોપરથી જણાશે કે શ્રીમહાપ્રભુજી એમ આજ્ઞા કરતા નથી કે મારા પ્રભુ પર વિશ્વાસ રાખી બેસી રહો, ઉલટું બહિર્મુખતાથી ચેતતા રહેવાની આજ્ઞા એકએક ગ્રંથમાંથી મળી આવે છે. શ્રીગુસાંઈજીની પણ આમાં સંપૂર્ણ સમ્મતિ છે. ધોળ વખતપર શ્રીગુસાંઈજીના લેખાસ્લોકાઃ પુષ્ટિભક્તિસુધામાં આપેલા છાપ્યા છે, તેમાં નીચેનો સુંદર શ્લોક છેઃ—

श्रीवल्लभाचार्यमते फलं तत्प्राकट्यमप्यव्यभिचारिहेतुः ।
प्रेमैव तस्मिन् नवधोक्तभक्तिस्तथैवोपयोगोऽखिलसाधनानाम् ॥

અર્થઃ—શ્રીવલ્લભાચાર્યના મતમાં પ્રભુપ્રાકટ્ય એ ફલ છે. પ્રાકટ્યનું સાધન-વ્યભિચારિ પણ જાય ન એવું સાધન પ્રેમ છે. પ્રેમનું સાધન નવધાભક્તિ છે. અને સર્વ સાધનોનો ઉપયોગ પ્રેમ ઉત્પન્ન કરવામાં જ છે.

(અપૂર્ણ)

श्रीकृष्णाय नमः

# श्रीसर्वोत्तमस्तोत्र.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૧૩૫. )

दैवोद्धारप्रयत्नात्मा—જે કૃપાવિષયો-કૃપાપાત્રો માટે ( શ્રીમદાચાર્યચરણે ) અધિ-દૈવિકમાં પ્રાકટ્ય ન કરતાં લૌકિકમાં પ્રાકટ્ય કર્યું તે કૃપાવિષયો-કૃપાપાત્રો કોણ છે એમ જાણવાની આકાંક્ષા થાય ( તે આકાંક્ષા પૂર્ણ કરવા તે કૃપાપાત્રો જણાવવા ) માટે શ્રીમત્-પ્રભુચરણ દૈવોદ્ધારપ્રયત્નાત્મા એમ પંચમ નામની આજ્ઞા કરે છે.

दैवोद्धारप्रयत्नात्मा નામમાં दैव+उद्धार+प्रयत्न+आत्मा એમ ચાર શબ્દ છે. ( દૈવના ઉદ્ધારમાં જે પ્રયત્ન તેમાં આત્મા જેનો (જેઓશ્રીનો) છે તે દૈવોદ્ધારપ્રયત્નાત્મા). દૈવ એટલે ભગવદુક્ત ( ભગવાને શ્રીમુખે શ્રીમદ્ભગવદ્ગીતામાં કહેલી ) દૈવસૃષ્ટિમાં પ્રાદુર્ભૂત-પ્રકટ થયેલા જીવો તેઓના ઉદ્ધારમાં જે પ્રયત્ન તેમાં આત્મા—અંતઃકરણ છે જેઓશ્રીનો તે દૈવોદ્ધારપ્રયત્નાત્મા. દૈવસૃષ્ટિમાં ઉત્પન્ન થયેલાઓને મુક્તિફલસિદ્ધિ માટે વેદપુરાણોમાં કહેલા સાધનો સિદ્ધ જ છે તોપછી આચાર્યશ્રીના પ્રાકટ્યથી શું અધિક ( પ્રાકટ્યનું શું પ્રયોજન) એમ કોઈ શંકા કરે તો કહે છે સત્ય, ભગવાને પુષ્ટિ અને મર્યાદા માર્ગના ભેદથી જીવોનો અંગીકાર કરેલો હોવાથી પૂર્વોક્ત ( વેદપુરાણોક્ત ) સાધનોને મર્યાદામાર્ગીય ફલસાધકત્વ ભલે હો, પરંતુ શુદ્ધ પુષ્ટિમાર્ગીયોને મુક્તિફલાતિરિક્ત સાક્ષાત્ ભગવત્સંબંધ જ ફલ હોવાથી, તેના ( ભગવત્સંબંધ પ્રાપ્તિના ) સાધનો અન્યત્ર અપ્રસિદ્ધ હોવાથી, અને તે એક શુદ્ધ પુષ્ટિમાર્ગથી જ ગમ્ય હોવાથી તે ( પુષ્ટિમાર્ગીય ) સિવાયના અન્યને-ઇતરને (તેનું) અજ્ઞાન હોવાથી એતન્માર્ગીયો ( પુષ્ટિમાર્ગીયો ) નો અનુદ્ધાર જ થાય, અને તેથી આ માર્ગનું પ્રકટન નિરર્થક જ થાય, તેમ ન થાય તેટલામાટે એતન્માર્ગીયોનો ( પુષ્ટિમાર્ગીયોનો ) જેવી રીતે એતન્માર્ગીય ( પુષ્ટિમાર્ગીય ) ફલસિદ્ધિથી ઉદ્ધાર થાય તેમાટે જ આચાર્યશ્રીનું પ્રાકટ્ય છે એમ જણાવવાને દૈવોદ્ધારપ્રયત્નાત્મા નામની શ્રીમત્પ્રભુચરણે આજ્ઞા કરી છે.

દૈવ એટલે દૈવી જીવો. દૈવ જીવોનું સર્વ દુઃખથી ઉદ્ધરણ કરવા ( તેઓનો ઉદ્ધાર કરવા ) ભક્તિમાર્ગ પ્રાકટ્યાદિથી જે પ્રયત્ન તેમાં આત્મા-પ્રયત્નરૂપે ચિંતા જેઓશ્રીને છે તે દૈવોદ્ધારપ્રયત્નાત્મા. સર્વથી જ જેઓ આસુર છે તેઓનો ઉદ્ધાર ન થાય તેમાં વસ્તુગત્ય નથી. કારણ કે ભગવાનને જ તેમ જ કરવું છે. શ્રીમદ્ભગવદ્ગીતામાં આપે આજ્ઞા કરી છે કે આસુરજનો પ્રવૃત્તિ અને નિવૃત્તિ જાણતા નથી.

શ્રીમત્પ્રભુચરણે આજ્ઞા કરી છે કે શ્રીમદાચાર્યચરણ કૃપાનિધિ હોવાથી પોતાને ( શ્રીમત્પ્રભુચરણને ) આપશ્રીનાં ( શ્રીમદાચાર્યચરણનાં ) સ્વરૂપનું જ્ઞાન તથા તેનો અનુભવ કરાવ્યો તેમાં કોઈ શંકા કરે કે પોતાને ( શ્રીમત્પ્રભુચરણને ) તેવા દુર્લભતમ ( ફલનું ) આપશ્રીએ ( શ્રીમદાચાર્યચરણે ) દાન કર્યું પણ આપશ્રી ( શ્રીમદાચાર્યચરણ ) અન્યને કિંચિત્ ફલ ( ફલ )નું દાન કરે છે, તો તેના નિરાશ અર્થે દૈવોદ્ધાર-પ્રયત્નાત્મા નામની શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરે છે. શ્રીમદાચાર્યચરણ દૈવોદ્ધારપ્રયત્નાત્મા છે

એટલે દૈવીના ઉદ્ધારમાં જે પ્રયત્નો તત્સ્વરૂપ તદ્રૂપ છે. અહિં આમ જણાય છે. દૈવ (જીવો)નો અંગીકાર તો મર્યાદા પુષ્ટિ ભેદે બે પ્રકારનો છે. મર્યાદામાં અંગીકૃત (જીવો) ને મર્યાદામાર્ગોક્ત સાધન હોય તોપણ તેઓને સ્વબળથી જ સર્વ સાધન સંપાદન કરાવી તેઓને જેમ ફલપ્રાપ્તિ થાય તેવા પ્રયત્નરૂપ આપશ્રી છે. તેથી આગળ પણ આપશ્રીનું નામ સ્વદાસાર્થકૃતાશેષસાધનઃ કહેવામાં આવશે. આપશ્રી જ સાધન કરે છે તેથી આપશ્રીના ચરણને શરણે જવાથી તેઓને ( મર્યાદામાર્ગીય દૈવી જીવોને ) શીઘ્ર ફલ થાય, બીજી રીતે નહિ. તે ( શ્રીમદાચાર્યચરણનું શરણગમન ) જ તેઓ ( મર્યાદામાર્ગોક્ત દૈવી જીવો ) નું કર્તવ્ય છે, તદતિરિક્ત (તે સિવાય અન્ય-બીજું) ( કર્તવ્ય ) નથી. તેનાથી જ (શરણગમનથી જ) સ્વોદ્ધારની સિદ્ધિ છે અને તેમાં જ ( શરણગમનમાં જ ) સર્વ સાધનોને સિદ્ધત્વ છે, અને જેઓ પુષ્ટિમાં અંગીકૃત છે તેઓનો ઉદ્ધાર તો સાક્ષાદ્ભગવત્સંબંધરૂપ છે, તેમાં (પુષ્ટિમાર્ગાંગીકૃતોને ભગવત્સંબંધ થાય તેમાં) જે પ્રયત્નરૂપ લીલારસસંબંધી ઉત્કંઠાભાવ, સર્વાત્મભાવ વગેરે તદાત્મક તત્સ્વરૂપ તે દૈવોદ્ધારપ્રયત્નાત્મા આપશ્રી ( શ્રીમદાચાર્યચરણ ) છે. આથી પુષ્ટિમાર્ગીયોને પણ આપશ્રીના ચરણશરણે જવાથી જ તેઓશ્રીની કૃપાથી તેવા ભાવના ( રસસંબંધી ઉત્કટ સર્વાત્મભાવાદિ ) હોવે તે ( ભગવત્સંબંધ ) ફલ થાય છે, અન્યસાધનથી તે ફલ થતું નથી એમ ઉભય અર્થસૂચક નામ દૈવોદ્ધારપ્રયત્નાત્મા છે. મર્યાદામાર્ગમાં મુક્તિ જ ફલ છે, અન્ય ( મુક્તિ સિવાય અન્ય ) ( ફલ ) નથી. પ્રાકૃતમાં આચાર્યશ્રીએ અંગીકાર કરેલા મર્યાદામાર્ગીયોને પણ પુષ્ટિ ફલ થાય છે. મર્યાદામાર્ગીય જીવો જેમ પહેલાં સ્વમાર્ગ દ્વારા પરમાનંદ સમુદ્રમાં ભગવાનમાં સાયુજ્ય પ્રાપ્ત કરે છે અને પછી તેમને જ્યારે ( ભગવાન્ ) પુષ્ટિ ફલ આપવાની ઇચ્છા કરે છે ત્યારે તેઓને પ્રભુ તે બ્રહ્માનંદમાંથી ઉદ્ધારીને (બહાર કાઢીને) ભજનાનંદનો અનુભવ કરાવે છે. તે ( ભજનાનંદના અનુભવરૂપ ઉદ્ધાર ) તો એતત્ (શ્રીમદાચાર્યચરણના) શરણ ગમનથી તેઓશ્રીની કૃપાથી જ થાય છે, બીજી કોઇ પ્રકારે ( શ્રીમદાચાર્યચરણના શરણે ગયા સિવાય ) થતો નથી, એમ પણ આ દૈવોદ્ધારપ્રયત્નાત્મા નામથી શ્રીમત્પ્રભુચરણે જણાવ્યું. દૈવોદ્ધારપ્રયત્નાત્મા એટલે સાક્ષાદ્ આસનમાંથી દૈવીનો સમુદ્ધાર સમ્યક્ ઉદ્ધાર (કરવા)ના પ્રયત્નમાં આત્મા-અંતઃકરણ જેઓશ્રીનું છે તે. દૈવોને જેમ પુષ્ટિમાર્ગીય ફલ પ્રાપ્ત થાય તેવા પ્રયત્નવાન્ નિરંતર પ્રયત્નશીલ આપશ્રી છે અને તેથી જ આપશ્રીનું નામ દૈવોદ્ધારપ્રયત્નાત્મા છે. આથી ભગવાનને તો મર્યાદામાં જ અંગીકાર અભિપ્રેત છે તોપણ કેવલ પુષ્ટિમાર્ગપ્રવર્તકસ્વરૂપ તદ્ ( પુષ્ટિમાર્ગના ) અભિપ્રાયવાળા શ્રીમદાચાર્યચરણની નિજ અંગીકૃત (જીવો) ઉપર કૃપાથી ભગવાન્ પણ તેમને ફલ આપે છે અને તેઓશ્રી ( શ્રીમદાચાર્યચરણ ) સ્વપ્રકટિત હોવાથી ભગવાનનો તેઓશ્રી ( શ્રીમદાચાર્યચરણ ) ઉપર પક્ષપાત છે તેથી એતત્ (શ્રીમદાચાર્યચરણના ) પ્રયત્ન વિના એ ફલ ( સાક્ષાદ્ભગવત્સંબંધની, ભજનાનંદની ) સિદ્ધિ નથી એમ જણાવ્યું. જે જીવને ફલ આપવાનો ભગવાનનો અભિપ્રાય છે તેના જ ઉપર શ્રીમદાચાર્યચરણની કૃપા થાય છે આથી શ્રીમદાચાર્યચરણ ભગવાનનું અનભિપ્રેત કરે છે એવી આશંકાનો પણ નિરાસ થયો. આ જ અભિપ્રાય શ્રીમત્પ્રભુચરણે શ્રીવલ્લભાષ્ટકમાં નાવિર્ભૂયાત્ ( આપશ્રી જો ભૂતલ પર પ્રકટ થયા ન હોત તો......... કેષીચપિ અર્થ માત્ર ઇત્યાદિ ) શ્લોકમાં જણાવ્યો છે.

દૈવ-સ્વસેવાર્થ પ્રકટિત જીવો તેઓ સ્વમાર્ગના અજ્ઞાનથી અન્યભજન કરી બહિર્મુખ થવાથી તેઓનો અનુદ્ધાર માની જે પ્રયત્નથી તેઓનો ઉદ્ધાર-ભગવાન્ સાથે સમ્યક્ સંબંધ થાય તે માટે આત્મા-અંતઃકરણ જેઓશ્રીનું છે તે દૈવોદ્ધારપ્રયત્નાત્મા.

ભગવાને જે માટે પુષ્ટિમાર્ગીય જીવોને ઉત્પન્ન કર્યા તે તેઓ જાણતા નથી અને તેથી પોતાનું શું કર્તવ્ય છે તેની તેઓને ખબર ન હોવાથી જે કાંઇ ( સ્વમાર્ગીય કર્તવ્ય સિવાય ) અન્ય કરે તે અયોગ્ય કહેવાય અને તેમાં તેમનો અનુદ્ધાર કહેવાય. જેરીતે જે વ્રજવધૂઓને ગોપમાં પતિબુદ્ધિ હતી તે તેઓનો વ્યભિચાર જ હતો એમ શ્રીમહાપ્રભુચરણે ક્લેમાસ્ત્રિયઃ શ્લોકની શ્રીસુબોધિનીજીમાં આજ્ઞા કરી છે. તેમ અહિં પણ પુષ્ટિમાર્ગીય ભાવ-સેવા વિના જે કાંઈ મર્યાદાથી સેવાદિકરણ તે પણ પુષ્ટિમાર્ગીય જીવોનો અનુદ્ધાર જ મનાય તેમાંથી ઉદ્ધાર કરનાર શ્રીમહાપ્રભુચરણ જ છે. શ્રીમહાપ્રભુચરણ દૈવજીવના ઉદ્ધાર ( કર્તા ) સ્વરૂપ છે. આપશ્રીના પ્રાકટ્ય માત્રથી જ ઉદ્ધાર છે. આથી શ્રીમહાપ્રભુચરણની ફલસાધનરૂપતા પણ કહી.

દૈવોદ્ધારપ્રયત્નાત્મા શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધના પૂર્વાર્ધના પંચમ અધ્યાયબોધક શ્રીમહાપ્રભુચરણનું નામ છે. દૈવ સાત પ્રકારના છે. ૧. ઉત્સવરસાવિષ્ટ. ૨. આશ્ચર્યરસાવિષ્ટ. ૩. કીર્તિરસાવિષ્ટ ૪. શાસ્ત્રરસાવિષ્ટ. ૫. સ્ત્રીસ્વભાવરસાવિષ્ટ. ૬. લૌકિકરસાવિષ્ટ. ૭. સર્વરસાવિષ્ટ. આ સાત પ્રકારના દૈવોનો ઉદ્ધાર(થાય)(તેઓને પ્રપંચવિસ્મૃતિપૂર્વક કૃષ્ણાસક્તિ થાય) તેના પ્રયત્નમાં આત્મા અંતઃકરણ જેઓશ્રીનું છે તે દૈવોદ્ધારપ્રયત્નાત્મા. આથી આ નામને સપ્ત અધ્યાયાત્મક પ્રકરણાર્થરૂપતા કહી. પંચમ અધ્યાયથી એકાદશ અધ્યાય સુધી સાતઅધ્યાયનું એક પ્રકરણ (તામસ પ્રમાણ પ્રકરણ)છે. તે સમગ્ર પ્રમાણ પ્રકરણના અર્થ રૂપ આ નામ છે. (ઉદ્ધારમાં) ભગવાનનો પ્રયત્ન કહેવાથી ભક્તોની તામસતા સૂચવે છે. અથવા દૈવ-દૈવોનો સમુદ નારદવાક્યથી નંદાદિ જે વ્રજમાં છે તેઓનો ઉદ્ધાર-સર્વથી ઉત્કર્ષ તેમાં પ્રયત્ન-મહોત્સવરૂપ તેમાં આત્મા જેઓશ્રીનો છે તે દૈવોદ્ધારપ્રયત્નાત્મા. યત્નને પ્રકર્ષતાવાચક પ્ર-ઉપસર્ગ લગાડવાથી યત્નની ભક્તસ્વભાવાનુકૂલતા સૂચન કરી. નંદસ્તુ[1] શ્લોકમાં નંદરાયજીને તો ( એમ તોવાચક તુ શબ્દ મૂકવાથી શ્રીમદ્‌ભાગવતકાર સૂચવે છે કે શ્રીકૃષ્ણના પ્રાકટ્યથી વસુદેવજીને આનંદ થયો પણ નંદરાયજીને તો તેથી પણ વિશેષ આનંદ થયો ) (શ્રીકૃષ્ણ) પુત્રરૂપથી પ્રકટ થયે આહ્‌લાદ-આનંદ થયો અને તેથી મહામન-અતિ વિસ્તૃત મનવાળા થયા-દાનાદિમાં અતિ ઉદારચિત્તવાળા થયા, ( વસુદેવજી કંસભીતિથી સંકુચિત ચિત્તવાળા હતા ).

દૈવોદ્ધારપ્રયત્નાત્મામાં ૭ પદ છે. ૧ દૈવ ૨ ઉદ્ ૩ હાર ૪ પ્ર ૫ યત્ન ૬ આત્મા. એ પ્રમાણે બ્યસ્ત ( છૂટાં ) ૭ પદ અને એક સમસ્ત ( આખું ) પદ એનાથી સાત પ્રકારનો ઉત્સવ કહેવાય છે. શ્રીસુબોધિનીજીમાં શ્રીમહાપ્રભુચરણે ઉત્સવાધ્યાયમાં ઉત્સવ સાત પ્રકારનો નિરૂપણ કર્યો છે. ૧ વિવાકૃતોત્સવ. ૨ ભૂમિસંસ્કારોત્સવ. ૩ ગોપુષ્પોત્સવ. ૪ ગોપકૃતોત્સવ. ૫ ગોપીકૃતોત્સવ. ૬ વાદિત્રવાદનોત્સવ. ૭ દાનોત્સવ. એ પ્રમાણે સાતે ઉત્સવો સાતે પદમાં યથા યથા જાણવા.

---

૧. नंदस्त्वात्मज उत्पन्ने जाताह्लादो महामनाः ।

**સ્મૃતિમાત્રાર્તિનાશનઃ** શુદ્ધ પુષ્ટિમાર્ગમાં અંગીકૃત જીવોને મતાન્તરમાં તેઓનો અંગીકાર હોવાથી તે અંગીકારના સ્વાભાવિક ભાવથી મતાન્તરમાર્ગીય ફલમાં ફલત્વાભાવની (ફલના અભાવની) સ્ફૂર્તિથી અને સ્વતઃ સ્વમાર્ગીય ફલસાધનનું જ્ઞાન ન હોવાથી સ્વોદ્ધાર-વિષયિણી આર્તિ સદા રહે છે જ અને તેથી જ જ્યારે શ્રીમદાચાર્યચરણે પ્રકટ થઇ સ્વીય વિષે શુદ્ધ પુષ્ટિમાર્ગીય પ્રાકટ્ય કર્યું ત્યારે તેઓશ્રીના ચરણારવિંદના સ્મરણમાત્રથી જ સ્વમાર્ગીય ફલ (તેઓને) નિશ્ચય થાય. તે પહેલાં (શ્રીમદાચાર્યચરણના પ્રાકટ્ય પહેલાં) સ્વમાર્ગીય ફલનિશ્ચયના અજ્ઞાનથી પોતાની કૃતાર્થતા માટે (પુષ્ટિ જીવોને) આર્તિ હતી તે સર્વ (આર્તિ) પણ (શ્રીમદાચાર્યચરણના પ્રાકટ્યથી) સમૂલ ગઇ તે જણાવવાને આ પણ નામ સ્મૃતિમાત્રાર્તિનાશનઃ શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરે છે.

સ્વકીયની સ્વમાર્ગીય અસાધારણ આર્તિનું નાશકત્વ (શ્રીમદાચાર્યચરણમાં છે તેમ) કહી ગયા, પણ સાધારણ (જીવો)ની પણ મનોનિષ્ઠ (મનમાં રહેલી) આર્તિનો નાશ કરવાનું સામર્થ્ય એઓશ્રીના ચરણારવિંદના સ્મરણમાં છે, એમ જણાવવાને શ્રીમત્પ્રભુચરણ પણ નામ આજ્ઞા કરે છે સ્મૃતિમાત્રાર્તિનાશનઃ

સ્મૃતિ-સ્મરણ માત્રથી (ભક્તોની) આર્તિનો-ત્રિવિધ તાપનો જે નાશ કરે છે તે સ્મૃતિમાત્રાર્તિનાશનઃ સ્મૃતિ-સ્મરણ તો ઉભયથા જાણવું એટલે જે ભક્તો શ્રીમદાચાર્યચરણનું સ્મરણ કરે છે તેઓની આર્તિનો તેઓશ્રી નાશ કરે છે તેમ જ જે (ભક્તો)ને શ્રીમદાચાર્યચરણ સ્મરે છે-યાદ કરે છે તેઓની આર્તિનો નાશ પણ તેઓશ્રી કરે છે.

તેઓશ્રીના શરણે જવાથી તેઓશ્રીની કૃપાથી (તેવા પૂર્વોક્ત) ભાવના ઉદયથી પ્રચુર (ભાવ) વ્રજાધિપસ્વાનનદિદૃક્ષાર્તિ (વ્રજાધિપના વદનકમલ-મુખકમલના દર્શન કરવાની ઇચ્છા થાય અને તે દર્શન ન થવાથી તે માટે-દર્શનમાટે પ્રચુર આર્તિ) થાય. તે (આર્તિ)નો ક્યારે અને કેવી રીતે નાશ થાય છે તે આ સ્મૃતિમાત્રાર્તિનાશનઃ નામ જણાવે છે. આચાર્યશ્રીની ભક્તવિષયિણી જે સ્મૃતિ સ્વમનમાં કે પ્રભુ સમક્ષ (પ્રભુના આગળ) તેનાથી જ (શ્રીમદાચાર્યચરણ) સાક્ષાત્સંબંધાભાવરૂપ (પોતાને ભગવાનના સાક્ષાત્સંબંધનો અભાવ છે, સાક્ષાત્ ભગવાનનો સંબંધ નથી તેમાંરની) આર્તિનો નાશ કરે છે. એતત્ (આચાર્યશ્રીની) સ્મૃતિમાત્રથી સાક્ષાત્સંબંધરૂપ ફલ થાય છે જ એમ નિઃસંદિગ્ધપણે જણાવવાને અહિં માત્ર પદ શબ્દમાં આવ્યું છે. માત્રપદથી સાધનનો અભાવ જણાવી સૂચવે છે કે જેવીરીતે ગજજનની આર્તિનો નાશ ભગવાને સ્વતઃ (ગજજનના સાધન સિવાય) કર્યો તેવી રીતે શ્રીમદાચાર્યચરણ પણ નિજ સેવકોના સાધનની અપેક્ષા વિના તેઓની (નિજસેવકોની) આર્તિનો નાશ કરશે. આમ હોવાથી એ પણ સૂચન કર્યું કે જો આર્તિ હોય તો ફલમાં વિલંબ (થતો) નથી. પૂર્વ નામમાં જણાવ્યા પ્રમાણે દૈવ જીવોના ઉદ્ધાર કરવાના પ્રયત્નમાં શ્રીમદાચાર્યચરણનું અંતઃકરણ ભલે હો પણ તેઓશ્રીમાં ઉદ્ધાર કરવાનું સામર્થ્ય ન હોય તો પછી દૈવદુઃખનિવૃત્તિ કેમ થઇ શકે એમ કોઇ શંકા કરે તો તેના નિરાસ) સારૂં આ સ્મૃતિમાત્રાર્તિનાશનઃ નામની શ્રીમત્પ્રભુચરણ આજ્ઞા કરે છે.

સ્મૃતિમાત્ર—સર્વ સાધન નિરપેક્ષ સ્વસ્મૃતિમાત્રથી જ સર્વની આર્તિનો નાશ

Reg. No. B. 896.

## સૂચના.

સૌ ગ્રાહકોને વિનંતિ કરવામાં આવે છે કે આ અંક મળેથી ન્યોછાવરના રૂ. ૨-૮-૦ સત્વર મોકલી આપવા નહિ તો આગામિ અંક વી. પી. કરવામાં આવશે.

પ્રકાશક.

# पुष्टिभक्तिसुधा.

नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा वृणुते तनूं स्वाम् ॥१॥
नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥ २ ॥
भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परन्तप ॥ ३ ॥

वर्ष ६.] શ્રીકૃષ્ણાબ્દ ૫૦૪૧. પૌષ કૃષ્ણ ૧૧. શ્રીવલ્લભાબ્દ ૪૪૮. [અંક ૧૦

તંત્રી તથા પ્રકાશક,
વાડીલાલ નગીનદાસ શાહ. બી. એ, એલ્‌એલ્‌. બી, વકીલ, હાઈકોર્ટ-મુંબઈ.



Printed by Somalal Mangaldas Shah at the Gujarat Printing Press Panch Kuva, Ahmedabad and published by Vadilal N. Shah, B. A. LL. B. 3rd Bhoiwada, Bhuleshwar, Bombay.

# पुष्टिभक्तिसुधा.

## खण्डिता के पद.

राग, मालकोश.

( १ )

माई री रंग रहेरी लालन उन ही प्रियन संग,
निरखत छबि अंग परस भोरे भोरे. माई.
ले दरपन मुख देखो जु प्यारे लाल,
अधरनि अंमन लाग्यो ठोर ठोर. १ माई.
हमसों अबध परी औरनसों रस मानी,
करत फिरत प्रीत नई नई पोर पोर;
जाओ जी जाओ तुम उनही के सुर मग्न,
काहे को आवत प्रात मेरे दोर दोर. २ माई.

राग, ललित.

( २ )

सुघर पिया उन, जाके रहे तुम रेन;
लटपटी पाग सुमग सीस ढरक रहे कछु नेन. १
कोन सुघर जिन रसबस कर लीने, उनक नहीं चित्त चेन,
रसिक प्रीतम पिय निसके उनीदे, बोलत अटपटे बेन. २

( ३ )

सुघर पिय स्याम अजहु न आये धाम;
सगरी रेन मोही मग जोवत बिसर गई, बिसर गयो हरिनाम. १
कोन सुघर जिन बस कर लीने, राखे चारों जाम,
रसिक प्रीतम रस चाहीके भोगी औरनसों नही काम. २

( ४ )

सुघर प्रिय कोन वारीये उतारो राई लॉन.
नागर नटबर उनक चितवनमें, बसे ताहीके भोन. १
जा मुखकों सनकादिक तरसत, मुनिजन धरि रहे मौन,
रसिक प्रीतम धारि जाप बसे, अनहोनी भई होन. २

છે તેને રાગયુક્ત એ કેમ ન કરે । ત્યાર પછી, રાગાનન્તર, સંકલ્પદ્વારા કામની ઉત્પત્તિ થવેથી સર્વ કાર્ય થશે તેથી ભગવાન મધુરગાન[8] પ્રભુ કરે છે. એ ગાન વામદૃષ્ટિવાળી, સુંદરદૃષ્ટિવાળી, સ્ત્રીઓના મનનું હરણ કરવાવાળું છે, તેમને એ ગાન મનોહર[9] લાગે છે. શ્રુતિ પણ કહે છે કે 'તેથી ગાન કરનારમાં સ્ત્રીઓને કામ ઉત્પન્ન થાય છે.' અર્થાત્ ગીતથી સર્વનું સમ્યક્ પ્રકારે પ્રભુ આહ્વાન[10] કરે છે, જો વ્યક્ત[11], સ્પષ્ટ, મધુર ગાન કરત તો ગીતનું જ શ્રવણ કરતાં તેઓ ત્યાં જ સ્થિતિ કરત. પરન્તુ જેમની દૃષ્ટિ ઉત્તમ[12] ન હતી તેમનું આહ્વાન પ્રભુ કરતા નથી. ૩.

એ ગાનનું શ્રવણ કરીને સર્વ સ્ત્રીઓ ત્યાં આવ્યાં તે કહે છેઃ—

निशम्य गीतं तदनंगवर्धनं व्रजस्त्रियः कृष्णगृहीतमानसाः ।
आजग्मुरन्योऽन्यमलक्षितोद्यमाः स यत्र कान्तो जवलोलकुण्डलाः ॥४॥

શબ્દાર્થઃ—'અનંગની વૃદ્ધિ કરનાર તે ગીતનું શ્રવણ કરીને, કૃષ્ણથી જેમના મન ગ્રહીત છે, જેમને એક બીજાનો કરેલો ઉદ્યમ અજાણ્યો છે, તથા જેમનાં ત્વરાના વેગથી હાલતાં કુંડલો છે એવાં વ્રજસ્ત્રીઓ જ્યાં કાન્ત છે ત્યાં આવ્યાં.' ૪.

---

પ્રદેશોમાં નિજાનંદસુધાની વૃષ્ટિ પ્રભુ કરે છે એમ વિદ્વન્મંડનની સંમતિ પ્રમાણે સ્વામિનીરૂપ ભૂમિમાં બોધ પ્રભુએ કર્યો તેથી પૂર્વશ્લોકોક્ત સર્વભૂમિના શોકના દૂરીકરણનો જ આ અનુવાદ છે.

૮ જેમ ભાવોદ્રેક થતાં સ્વતઃ જ ગાન થાય છે તેમ ભગવાન્ તે ભાવને વશ થઈને ગાન કરે છે તે રસત્વવાને નાહ્યું સ્વાતંત્ર્ય કર્યું છે. મૂળ શ્લોકમાં 'जगौ' એમ કહ્યું છે તેથી ભાવોદ્રેક એ ગાનનો હેતુ થાય છે અને ભાવોદ્રેક તો રસિકનું અસ્વાતંત્ર્ય–પરવશતા–સૂચવે છે.

૯ મનોહર, ગાન મનને હરે છે એટલે સ્વાધારવિષયક સંકલ્પ મુક્ત કરે છે, સ્વાધાર ગાનનો આધાર પ્રભુ તદ્વિષયક સંકલ્પ શ્રીસ્વામિનીઓમાં ઉદ્બોધે છે.

૧૦ સમાહ્વતા, પ્રભુએ ગાનથી આહ્વાન કર્યું, અર્થાત્ સ્વગાનથી શ્રીસ્વામિનીઓમાં સ્વવિષયક સંકલ્પ ઉદ્બોધ્યો.

૧૧ પ્રભુ કલ ગાન કર્યું તેનું કારણ આ છે. યદ્યપિ સ્વરૂપના દર્શનની ઇચ્છા આ ગાનના શ્રવણથી નિવૃત્ત થતી નથી તથાપિ ગીતનું સ્વરૂપ અર્થ જ છે, અને તે અર્થ સંયુક્ત જ છે. ગીત જો વ્યક્ત હોય તો અર્થ પણ વ્યક્ત થતાં 'આ ગીત અનંગવર્ધક છે' એ વાક્યથી સ્વરૂપ રસના અનુભવ કરવાની ઇચ્છા પ્રકટ થતાં, તે અર્થાનુભવ જ આગમનમાં પ્રતિબંધ થાય. તેથી 'बर्हापीड' શ્લોકમાં કહ્યા પ્રમાણે સ્વરૂપ ગુણ લીલાના અનુભવથી વેણુગીત અભિરમણસંપાદક વ્રજમાં સ્થિતનું થયું નહિ.

૧૨ પુષ્ટિમાર્ગાનુસારિ ભજનમાં તત્પર થવું એનું જ નામ ઉત્તમ દૃષ્ટિ. અન્યથા 'ચારુ' વગેરે શબ્દ ત્યજીને મૂળ શ્લોકમાં 'વામ' પદ કેમ મૂકે ? ન જ મૂકે.

યદ્યપિ[૧૩] ભગવાને કુમારિકાઓનું ૪ આહ્વાન[૧૪] કર્યું છે તથાપિ આહ્વાન[૧૫] સમાન છે તેથી (અને) નિરોધ પણ કર્તવ્ય છે તેથી સર્વે જ આવ્યા. વળી, જે ભગવાને ગીત ગાયું તે અનંગ[૧૬] વધારે છે, અંગનો તો નાશ જ કરે છે. આથી નૂતન ઉત્પન્ન થયેલો કામ તેમનું આનયન કરે છે. વળી વ્રજની સ્ત્રીઓ પૂર્વે પણ ભગવદીય હતા, માટે જ કૃષ્ણથી જ ગૃહીત છે મન જેમનાં (એમ મૂલ શ્લોકમાં એમનું વિશેષણ કર્યું છે). માટે જ ત્વરાથી જ જ્યાં કાન્ત છે ત્યાં આવ્યા. આથી બોલાવેલાં જ પ્રથમ આવ્યા એમ કહ્યું, કારણ કે તેમના મુખ્ય કાન્ત[૧૭] છે. માટે જ એક બીજાનો અલક્ષિત, અજાણ્યો છે, ઉદ્યમ જેમનો. તેઓ પ્રત્યેક ભગવાનને પતિ તરીકે સ્વીકારે છે. જેનો પૂર્વે સ્વીકાર કરેલો છે તે જ કાન્ત. તેમની શરીરવિચાર ઉપર દૃષ્ટિ ન જાય તે કહેવાને ત્વરિત વેગથી હાલતા કુંડલો છે જેમના, (એ વિશેષણથી) કર્ણને થતી પીડાનું અનુસંધાન ન થયું તે કહ્યું. તે સ્ત્રીઓ ગોપકેશરૂપ છે. ત્યાંથી જ કુમારિકાઓ આવ્યા. પૂર્વે મથુરા દેશમાં સ્થિતિ કરનારા અનામશ્રીઓના પણ કુંડલ જ હતા. અથવા કુંડલ એટલે તાટંકનામનું કર્ણનું આભૂષણ. ૪

---

૧૩ યદ્યપિ, આરંભમાં કુમારિકાના સંબંધી રાત્રિના દર્શનને જ રમણની ઇચ્છાના હેતુ તરીકે કહ્યું છે તેથી.

૧૪ આહ્વાન, ભગવાનના આહ્વાનના વિષયરૂપ, સ્વવિષયક સંકલ્પ જ્ઞાનરૂપ આહ્વાનમાં પ્રવિષ્ટત્વમ.

૧૫ આહ્વાન, ગાન. ઉભયે, કુમારિકા અને અન્યપૂર્વા, ભગવાન કરેલું ગાન સાધક છે, કારણ કે નિરોધ ઉભયને દાન કરવો છે, સ્વરૂપાનંદનું પણ દાન કરવું છે.

૧૬ અનંગ, 'અનંગવર્ધન' વચનથી ભગવદીય અનંગ જ્યાં છે ત્યાં તેની વૃદ્ધિ કરે છે. આ ગોપિકામાં એ સ્થિતિ કરે છે તેથી આ ગીત તેની વૃદ્ધિ કરે છે. તેથી આ પણ આવ્યા એમ કહ્યું. આથી જ અહિ અનંગજનક નહિ કહેતા, અનંગવર્ધક કહ્યું છે. આથીજ કહ્યું છે કે આહ્વાન ગીત સાધક છે, નિરોધ પણ કરવો છે, સ્વરૂપાનંદનું દાન કરવું છે તેથી પૂર્વે કરેલાં ભગવાન કામ અતિ ઉત્કટ પ્રકટ થયો છે તે આલાપથી નૂતન કામ ઉત્પન્ન થયો છે એમ કહ્યું. અત્ર અનંગ શબ્દનો ગંભીર જ ધ્વનિ છે. અનંગથી ભગવદીય કામ, અથવા પ્રાકૃત અંગરહિત સ્વરૂપાત્મક કામ સમજવો. આ ગીત આ પ્રકારનો અનંગ વધારે છે પરન્તુ અંગનો તો નાશ જ કરે છે. અંગનો નાશ કરે છે, અર્થાત્ સ્વરૂપવિસ્મારકતાથી કામના અંગભૂત દેહાદિકનો નાશ કરે છે. વળી ભક્તોના પ્રપંચનો અભાવ એનું નામ નિરોધ એમ દ્વિતીય સ્કંધ શ્રીસુબોધિનીમાં કહ્યું છે. તે જ પ્રમાણે અહિ દશમ સુબોધિનીમાં 'આ પ્રકારે સર્વગત વિષ્ણુ પ્રકટ થઈને પ્રવેશ કરે નહિ ત્યાં સુધી સર્વ લય પામતું નથી તેથી અહિ કૃષ્ણનો સુંદર ઉદ્યમ છે' એ કારિકામાં પ્રપંચના લયને નિરોધ કહ્યો છે. તેથી ભક્તોના પૂર્વદેહાદિ, પ્રપંચનો લય જ ફલાત્મક નિરોધ છે. રા. મગનલાલ શાસ્ત્રીએ દશમસ્કંધના પ્રથમાધ્યાયના આરંભમાં નિરોધનું સ્વરૂપ સુસ્પષ્ટ કર્યું છે તેથી તત્પૂર્વભાષાન્તરમાં વિશેષ જિજ્ઞાસુએ દર્શન કરવું. આથી સિદ્ધ એ થયું કે દેહાદિનો લયકર્તા વેણુનાદ છે. માટે આચાર્યશ્રીએ કહ્યું કે આ ગીત, વેણુનાદ, અંગનો નાશ કરે છે. આ પ્રકારે અલૌકિક પ્રપંચનું સંપાદન એ વેણુનાદનું કાર્ય છે.

૧૭ કાન્ત, આ શબ્દ અનન્યપૂર્વા કુમારિકાઓનું આગમન સૂચવે છે.

પ્રસંગથી[18] અન્ય સ્ત્રીઓનું પણ આગમન થયું તે કહે છે:—

दुहन्त्योऽभिययुः काश्चिद् दोहं हित्वा समुत्सुकाः ।
पयोऽधिश्रित्य संयावमनुद्वास्यापरा ययुः ॥ ५ ॥

શબ્દાર્થ:—'કેટલાક બહુ ઉત્સુક દોહતા દોહ છોડીને આવ્યા, અને બીજા ચૂલા ઉપર દૂધ રહેવા દઈને, તો બીજા ઘઉંની ખીર ચૂલા ઉપરથી ઉતાર્યા વિના આવ્યા.' ૫.

અથવા તેવા ક્રિયાપરાયણ[19], (ગોપીજનોનું આગમન થયું). ત્યાં કેટલાક સોળ હજાર કુમારિકાઓથી ભિન્ન એવાં નવ પ્રકારના આવ્યા. અથવા દશ પ્રકારના. ગુણ ત્રિવિધ હોવાથી નવ પ્રકાર, અને નિર્ગુણ એક પ્રકારના. જાતિધર્મપરાયણ, કુલધર્મપરાયણ, લોકધર્મપરાયણ એમ ત્રણ ત્રણ પ્રકારનું અત્ર કથન છે. તેમાં પ્રથમ ગોપજાતીય દુગ્ધક્રિયાપર છે. તેઓ દૂધની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રલય કરે છે. તે ત્રણ પ્રકારનાનું કથન અત્ર છે. આ પ્રકારના પણ યૂથમાં આવ્યા તે કહેવાને સર્વત્ર બહુવચન શ્લોકમાં યોજ્યું છે. કેટલાક દોહતા જ દોહનકાર્ય મધ્યમાં તજીને ભગવાનના સન્મુખ ગયા, ગાય અને વત્સ બાંધેલા છે, અને દોહનપાત્ર દૂધથી અર્ધ ભરેલું છે કે જે સમય સર્વથા ત્યજી શકાય નહિ તે સમયે ત્યાં આવ્યા. તેમ આવવામાં હેતુ એ. તેઓ સમુત્સુક છે, બહુ ઉત્સુક છે, આતુર છે. કોણ જાણે ક્ષણાન્તરમાં ભગવાન ક્યાં જશે! અન્ય સ્ત્રીઓ પાછી ચૂલા ઉપર દૂધ તેમ જ રહેવા દઈને ગયા. ભોજનને વાસ્તે દૂધમાં રંધાતા ઘઉંના કણો સયાવ શબ્દથી બોધાય છે. તેમનો દાહ થયે સર્વ નાશ જ થાય, તેથી અત્ર સંયાવશબ્દથી પક્વદશા કહી છે. આથી તેને ચૂલા ઉપરથી ઉતાર્યા વિના કેટલાક બીજા ગોપીજનો આવ્યા. બીજા કહીને સર્વત્ર ગુણોથી ભિન્ન સ્વભાવવાળા સમજ્યા છે.

---

૧૮ અત્ર બે પક્ષ સંભવી શકે છે. કુમારિકાઓનું આહ્વાન મુખ્ય છે તે એક, સામર્થ્યવાથી આહ્વાન છે એમ બીજો. ત્યાં પ્રથમ પક્ષમાં પ્રસંગથી વગેરે, અને દ્વિતીયમાં તેમના વગેરેથી સમજવો. એમ આગાડી પણ સમજવું.

૧૯ ક્રિયા એ રજોધર્મ છે, તેથી દૂધની ઉત્પત્તિ સ્થિતિ અને લય નામક તે તે ક્રિયા કરનારા ગોપિકાઓ તે તે ક્રિયાનો ત્યાગ કરીને પ્રભુ સન્મુખ આવ્યા છે. આ સર્વ ક્રિયામાં રાજસભાવમુખ્ય હોવાથી આ ગોપિકાઓ રાજસ છે એમ નિશ્ચય થાય છે. તેમાં દૂધનું દોહન કરનારા રાજસરાજસ છે, દૂધ ચૂલા ઉપર મૂકનારા સાત્વિક રાજસ છે, અને ઘઉંની દૂધમાં ક્ષીર કરનારા તામસરાજસ એ. રાજસ, સાત્વિક, અને તામસ, ઉત્પત્તિ, સ્થિતિ, અને લય, એવા કાર્યનો સર્વેએ ત્યાગ કર્યો. આવા રાજસ ત્રણ પ્રકારના, સાત્વિક ત્રણ પ્રકારના અને તામસ ત્રણ પ્રકારના એમ નવ, અને નિર્ગુણ એક પ્રકારના એમ દશવિધ ગોપીજનો પ્રભુ સન્મુખ આવ્યા, તે આ ત્રણ શ્લોકમાં કહે છે. અત્ર ગુણશબ્દ ભાવના અર્થમાં સમજવો. સદ્ગત લાલુભાઇ શ્લોકાર્થમાં રાજસ ગોપીજનોના ત્રણ પ્રકાર સ્પષ્ટ નથી કરતા, માત્ર બેજ પ્રકાર દર્શાવે છે, પરન્તુ આચાર્યશ્રી તો ત્રણ પ્રકાર સ્પષ્ટ કહે છે.

આ પ્રકારે ત્રિવિધ રાજસ ગોપીજનો આવ્યા, હવે સાત્વિક ગોપીજનો આવ્યા તે કહે છે:—

परिवेषयन्त्यस्तद्धित्वा पाययन्त्यः शिशूनथ।
शुश्रूषन्त्यः पतीन् काश्चिदश्नन्त्योऽपास्य भोजनम् ॥ ६ ॥

શબ્દાર્થ—'કેટલાક ગોપીજનો પીરસતા હતા તે પીરસવું છોડીને આવ્યા, તો કેટલાક બાળકોને સ્તનપાન કરાવતા હતા તેનો ત્યાગ કરીને આવ્યા. કેટલાક પતિઓની પરિચર્યા કરતા હતા તેનો ત્યાગ કરીને આવ્યા, તો કેટલાક અન્ય ગોપીજનો ભોજન કરતા હતા તે ભોજનનો ત્યાગ કરીને આવ્યા.' ૬.

પતિના બાળકની પણ સેવા એ સ્ત્રીનો ધર્મ છે. તેમ પતિનું ભોજન અને શયનમાં સેવા એ સ્ત્રીનો સ્વધર્મ છે. અતિબાલક પુત્રોને સ્તનપાન કરાવવું પણ સ્ત્રીનો સ્વધર્મ છે. અને પીરસવું[20] એ સૃષ્ટિ જ છે, કારણ કે, ભોજન, વીર્યનું ઉત્પાદક છે. સ્તનપાન એ પાલન છે. ત્રિષ્ટ, પતિસેવા, અન્ય, પ્રલય છે. અન્ય[21] ગોપીજનો પણ, એમ કહીને, તામસ ગોપીજનોનું આગમન કહે છે. ભોજન કરતા ભોજન તજીને આવ્યા, ઇત્યાદિ ૬.

---

૨૦ પરિવેષણ કરનારીઓ એ રાજસસાત્વિક છે. તેમનું રાજસીત્વ ધ્વનિ છે. પરિવેષણ સૃષ્ટિ છે, વીર્યોત્પાદક છે તેથી. સ્તનપાન કરાવનારીઓ સાત્વિકસાત્વિક છે. તેમનું સાત્વિકપણું એ સ્તનપાનરૂપ પાલનકાર્ય છે. ત્રિષ્ટ—પતિસેવા—અન્યત્—નાશકારે છે. આ ગોપિકાઓ તામસ સાત્વિક છે. તેમનું તામસીત્વ ધ્વનિ છે, પતિની સેવા ભોગ પ્રધાન હોવાથી પારમાર્થિક બુદ્ધિની નાશક છે તેથી પતિસેવા એ નાશ–પ્રલય સૂચવે છે. અને નાશ એ તમસનું કાર્ય છે, તેથી આ તેમનું તામસીત્વ ધ્વનિ છે. સાક્ષાત્ શબ્દબાધ પતિસેવા ત્રિષ્ટ છે એમ આપાન્તર બોલે છે પરન્તુ તે આચાર્યોક્ત સ્પષ્ટ કરે છે ?

અન્ય ગોપીજનો તે રાજસતામસ, સાત્વિક તામસ, અને તામસતામસ છે. તેમાં ભોજનનો ત્યાગ કરનારા રાજસતામસ છે, શરીર વા ગૃહનું લિંપન કરનારા સાત્વિક તામસ છે, અને શરીર વા આભરણ ભાંડાદિ પ્રમાર્જન કરનારા તામસતામસ છે. આ પ્રકારે નવવિધ ગોપીજનોનું આગમન થયું.

૨૧ આ પ્રકારે રાજસ, તામસ અને સાત્વિક ત્રિક કહીને રાજસ તામસ સાત્વિક કેમ તે સમજાવે છે. શરીર સેવાથી ગોસેવા મુખ્ય છે, તેથી પતિસેવા મુખ્ય છે. આમાં શરીર સેવા એ તામસ ધર્મ છે. ભોજન કરતા, શરીરનું લેપન કરતા, અને શરીરને સ્નાનાદિ કરતા એ તામસીના ક્રમે ઉત્પત્તિ, સ્થિતિ અને લય સૂચવે છે. ગોસેવા શરીર સેવાથી ઉત્તમ છે તેથી એ રાજસધર્મ છે. દોહતી ઇત્યાદિ ક્રમે રાજસી ગોપીજનો છે. ગોસેવાથી પતિસેવા ઉત્તમ છે. તે પીરસતી ઇત્યાદિથી ક્રમે સમજવા. અહિ ક્રમ પૂર્વવત્ એટલે પ્રથમ ઉત્પત્તિ, પછી સ્થિતિ પછી નાશ. શરીરનું માર્જન, માલિન્યનું પ્રણાશક હોવાથી પ્રલય કર્તૃત્વ. આમ શરીર–સેવા એ લોકધર્મ સમજવો. યદ્યપિ ક્રમ જ અહિ કહ્યા છે તથાપિ તે તેના ધર્મ પૂર્વ કહેલી પ્રમાણે તેવાજ સમજવા.

लिम्पन्त्यः प्रमृजन्त्योऽन्या अञ्जन्त्यः काश्च लोचने ।
व्यत्यस्तवस्त्राभरणाः काश्चित् कृष्णान्तिकं ययुः ॥ ७ ॥

શબ્દાર્થઃ—'કેટલાક શરીરને અનુલેપન કરતા, કેટલાક સ્નાન કરતા, તો અન્ય લોચનમાં અંજન આંજતા, જેમના વસ્ત્ર તથા આભરણ ઉતાવળથી ઉલટાં થઈ ગયા છે તેવા કેટલાક કૃષ્ણની સમીપ ગયા.' ૭.

લિંપન કરતા, શરીરને અનુલેપન કરતા, પ્રમાર્જન કરતા, ઉદ્વર્તનાદિ, અભ્યંગ સ્નાન, કરતા, અથવા ગૃહ લિંપતા, આભરણ અથવા પાત્રો માંજતા, ત્યાં ગયા. અત્ર પણ ક્રમ પૂર્વવત્ જ છે. [22]શરીરસેવાથી આત્મની સેવા મુખ્ય છે, ગોસેવાથી પતિસેવા મુખ્ય છે. લોચનમાં અંજન આંજતા કેટલાક એમ કહીને દુર્લભ અધિકાર સૂચવ્યો છે. આ ગોપીજનો જ્ઞાનમાર્ગને વિશુદ્ધ કરનારા છે તેથી એમનું નિર્ગુણત્વ સૂચવાય છે. આગમન સમયે તેમને દેહનો વિચાર ન આવ્યો તો પછી દેહના ધર્મનો તો ક્યાંથી જ આવે તે કહેવાને વસ્ત્ર તથા આભરણનો વ્યત્યાસ—વિપરીતતા—કહે છે, વ્યત્યસ્ત થયલા છે, વિપરીત થયલા છે, વસ્ત્ર અને આભરણ જેમના. આ પ્રકારે ઉદ્યમ સર્વ ગોપીજનોનો જ સાધારણ નિરૂપણ કર્યો. કેટલાક વ્યત્યાસ—વિપરીતતા—માર્ગમાં જતા થયો એમ કહે છે. તે ઉક્ત ગોપીજનોમાં કેટલાક કૃષ્ણની સમીપ ગયા અને કેટલાક નહિ વળી જેઓ શબ્દપર[23] થયા તેઓએ ઉદ્યમ કરેલો છતાં પણ ન આવ્યા, પણ જેઓએ શબ્દની અપેક્ષા તજી, સર્વપ્રકારે નિરપેક્ષ થયા, જેમના આવશ્યક દેહના ધર્મો વિપરીત થયલા છે, તેઓ ભગવાનની સમીપ આવ્યા. ૭.

સર્વ ગોપીજનોનું આગમન ન થયું તેનો હેતુ[24] કહે છે:—

ता वार्यमाणाः पतिभिः पितृभिः पुत्रबन्धुभिः ।
गोविन्दापहृतात्मानो न न्यवर्तन्त मोहिताः ॥ ८ ॥

શબ્દાર્થઃ—પતિઓથી, માતા પિતાથી, પુત્રોથી, સંબંધીઓથી તેઓ રોકાયલા છતાં જેમના આત્મા ગોવિન્દથી અપહરણ થયલા છે, અને જેઓ મોહિત થયલા છે તેઓ નિવૃત્ત થયા નહિ, પાછા ફર્યા જ નહિ. ૮.

---

૨૨. દોહનાદિ કરતા અંજન અંતરંગ હોવાથી, આ મંડન હોવા છતાં પણ આના વિના તેમનામાં સૌન્દર્યજનક કંઇ નહિ હોવાથી, અસંપૂર્ણ શોભાજનક હોવાથી, મુખ્ય છે, જેથી તેનો ત્યાગ અશક્ય છે, અને આ ગોપીજનો એ અશક્યનો ત્યાગ કરેલો હોવાથી એ ત્યાગ કરનારા ગોપીજનોનો અધિકાર દુર્લભ છે એમ આચાર્યશ્રી નિરૂપણ કરે છે. આ ગોપીજનો ગુણાતીત છે. જ્ઞાનમાર્ગશોધિકા છે. આ શાસ્ત્રીય રીતિથી જિજ્ઞાસા કરનારાઓને માટે આચાર્યશ્રીએ કહ્યું છે.

૨૩. શબ્દપર, પત્યાદિએ કરેલા નિવારણ શબ્દ શ્રવણ કરીને, પુનઃ તદ્વિચારપર થયલા પત્યાદિના શબ્દને વશ થનારા. સદ્ગત લલ્લુભાઇ શબ્દપરનો અર્થ વેણુનાદના શબ્દના અનુસાર કરે છે, પરન્તુ શ્રીપુરુષોત્તમજી અને શ્રીવલ્લભજી ઉભય આપે આપેલો અર્થ કરે છે અને તે જ મને વિચારથી યુક્ત લાગે છે.

૨૪. પતિ વગેરે રોક્યા તેથી ન આવ્યા, તેથી નિત્યસિદ્ધાત્વ જ સર્વને નહિ કેટલાક ગોપીજનો આવ્યાનું કારણ છે.

કન્યાનું પિતાએ રક્ષણ કરવું - વિવાહિતનું, યુવતીનું, પતિએ, વૃદ્ધનું પુત્રે, પિતા, પતિ અથવા પુત્રના અભાવમાં તેમના (પિતા, પતિ, પુત્રના) જ્ઞાતિજનોએ (રક્ષણ કરવું); સ્ત્રીને ક્વચિત્ પણ સ્વાતંત્ર્ય નથી એ સ્મૃતિ-પ્રમાણે ચાર રક્ષક કહેલા છે. આથી તે જ પ્રકારે કેટલાક પતિઓથી રોકાયા, કેટલાક માતા-પિતાથી, તેમ જ પુત્રોથી, તેમ સંબંધીઓથી. તેઓ નિરુદ્ધ છે છતાં પણ દૃઢરસથી અનભિજ્ઞ છે, તેઓ સાધનનિષ્ઠ છે, સ્વદ્વારા જ શ્રીઓનું ભજન માને છે, પરન્તુ સ્વતંત્રતાથી નહિ તથાપિ ગોવિન્દથી જેમના આત્મા, અન્તઃકરણ ચોરાયેલા છે (તેઓ તો રોકાયા નહિ જ). નિવૃત્તિ કરવાનું, રોકવાનું નેત્રદ્વારા, કર્ણ-દ્વારા, જ થઈ શકે છે, અને અન્તઃકરણના પ્રેરક ભગવાન છે; અને પુરુષો, જનો,[25] અન્તઃકરણને વશ છે. (તેથી જેમનું અન્તઃકરણ પ્રભુએ હર્યું નથી તેઓ જ માત્ર નિવૃત્ત થયા, રોકાયા, અન્ય ગોપીજનો જેમનું અન્તઃકરણ પ્રભુએ હર્યું છે તેઓ તો પ્રભુનીસમીપ ગયા.) શું પ્રવાહના વેગથી જતી નૌકાને થોભ થોભ એમ કહેવાથી શું થોભે છે? નહિ જ. ભય[26] વા સ્વધર્મ તેમને નથી તે કહે છે, તેઓ મોહિત છે, ચિત્તરહિત છે. જો તેઓ કૃષ્ણની સમીપ ન જાય તો મૂર્છિત[27] થઈને પ્રાણનો ત્યાગ કરે.

“સર્વાત્મભાવનું[28] જ્ઞાપન કરવાને જ કમલા ગજસ્થીતે આમના આગમનનું જ્ઞાન પ્રભુએ કરાવ્યું છે. નહિ તો આગળ ‘ગોપીઓ પોતાની પાસે છે એમ માનતા’ એ વાક્યથી જેમ ગોપિકાઓની વનમાંની સ્થિતિનું ગોપોનું જ અજ્ઞાન સાધ્યું તેમ જ પૂર્વ અહિ આગમનનું અજ્ઞાન કેમ સંપાદન ન કરત? અર્થાત્ કરત જ. કીચડમાં પગ ઘાલીને પછી તેને ધોવો તેના કરતાં કીચડમાં પગ જ ન બોળવો એ ન્યાય પ્રમાણે ગોપિકાનું અજ્ઞાન સંપાદન કરીને, એ અજ્ઞાનથી સંભાવિત દોષનો અભાવ સંપાદન કરવા કરતાં અજ્ઞાન સંપાદન ન જ કરવું એ જ શ્રેષ્ઠ કહેવાય.” ૮.

---

૨૫. પુરુષો, જનો. ‘કામગ પુરુષ છે’ ‘પુરમાં શયન કરે છે’ એમ વ્યુત્પત્તિથી પુરુષ શબ્દ અહિ સાધારણતાથી જણાવ્યો છે. તેથી આ ગોપીજનો અન્તઃકરણને વશ છે, અને અન્તઃકરણ ભગવાન્ પોતાનામાં પ્રવૃત્ત કરે છે, આથી તે ગોપીજનો ભગવત્સમીપ ગયા. પ્રવર્તકસામર્થ્યથી પ્રવાહસ્થાનીય ભગવાન્ છે. આથી શબ્દપર ગોપીજનોનું અન્તઃકરણ ભગવાને પોતાનામાં ન પ્રવર્તાવ્યું તેથી તેઓ તે શબ્દના વિચારપર ગયા. આથી મૂળમાં વાર્ય-માણ તો સર્વ થયા પરન્તુ તેમનામાં જે ગોવિન્દપરતાત્મા હતા તેઓ નિવૃત્ત થયા નહિ એમ સમજવું.

૨૬. ભય પતિ વગેરેનો, સ્વધર્મ મર્યાદામાર્ગીય અથવા દેહાદિ ધર્મ જપ વગેરે.

૨૭. અન્તઃકરણ ભગવત્સમીપ ગયું હોવાથી, તેના વિના જીવ રહી શકે નહિ તેથી પ્રાણત્યાગની સ્થિતિ પ્રાપ્ત થવાથી પત્યાદિના ભયનો અથવા સ્વધર્મનો શાસ્ત્રોક્ત વિચારનો એ ગોપીજનોમાં અભાવ હતો એમ સમજવું.

૨૮. અહિંથી આરંભીને આ શ્લોકના અંત સુધીનો ભાગ શ્રીમત્પ્રભુચરણનો છે એમ મને સ્ફુરે છે. ‘સર્વાત્મભાવજ્ઞાપનાય......ગરીયસ્ત્વાદિતિ’ આખા ત્યાં શ્રીમત્પ્રભુચરણની છે. આ ભાગ સંમત હસ્તલેખ પાઠાન્તરમાં જોડી દે છે.

શ્રીકૃષ્ણાર્પણમસ્તુ ।

# आचार्यजीनी जन्मपत्रिका.

## સૂર્યચંદ્રસ્પષ્ટીકરણ.

આ પ્રમાણે ઇષ્ટ સમયનો મધ્યમગ્રહ કહી હવે આપણે ગ્રહ સ્પષ્ટ કરીશું. પ્રથમ સૂર્ય અને ચંદ્ર સ્પષ્ટ કરીએ. પાછળ ( પૃ. ૫૧–૫૨ ) પ્રાતઃકાલનો સૂર્ય સ્પષ્ટ કરતાં સૂર્ય સ્પષ્ટ કરવાની રીત આપેલી છે. તે પ્રમાણે પ્રથમ સૂર્ય સ્પષ્ટ કરીએ. અહિં મધ્યમ સૂર્ય ૦–૦–૧–૩૧ છે તેને સૂર્યના મંદોચ્ચ ૨–૧૮–૦–૦ માંથી બાદ કરતાં,

૨–૧૭–૫૮–૨૯ સૂર્યનું મંદ કેંદ્ર થયું. કેંદ્ર ત્રણ રાશિથી ન્યૂન હોવાથી તે જ ભુજ છે.

૨–૧૭–૫૮–૨૯ મંદ કેંદ્ર ભુજ. ભુજના

૭૭–૫૮–૨૯ અંશ થયા. ભુજના અંશ ઉપરથી મંદફલ કાઢવાનું સૂત્ર પાછળ (પૃ. ૫૧) આપેલ છે. તે પ્રમાણે મંદફલ કાઢતાં

૨—૭–૫૨ મંદફલ આવે છે. કેંદ્ર મેષથી કન્યા રાશિની અંદર હોવાથી આ મંદફલ ધન છે. તેથી

૦—૦—૧–૩૧ મધ્યમ સૂર્યમાં

૨—૭–૫૨ મંદફલ ઉમેરવાથી

---

૦—૨—૯–૨૩ મંદ સ્પષ્ટ સૂર્ય થાય છે. તેમાં

૧૫–૫૬—૦ અયનાંશ ઉમેરવાથી

---

૦–૧૮—૫–૨૩ સાયનસૂર્ય આવે છે. તે ઉપરથી ચર કાઢવાની રીત પાછળ ( પૃ. ૫૨ ) આપેલી છે તે પ્રમાણે ચર કાઢતાં ચર ૨૮ આવે છે. આ ગ્રહ રાત્રિના સમયના હોવાથી સૂર્ય તે વખતે અસ્ત છે, અને સાયનસૂર્ય મેષથી કન્યા સુધીમાં હોવાથી ચર ધન છે. તેથી

૦—૨—૯–૨૩ મંદસ્પષ્ટ સૂર્યની વિકલામાં

૨૮ ચર ઉમેરવાથી

---

૦—૨—૯–૫૧ સ્પષ્ટ સૂર્ય થાય છે.

આ પ્રમાણે સ્પષ્ટસૂર્ય શોધ્યા પછી સ્પષ્ટચંદ્ર શોધીએ.

મધ્યમ ચંદ્ર ૧૦–૧૦–૪૨–૪૧ ( પૃ. ૫૪ ) શોધેલ છે. આ મધ્યમ ચંદ્રમાં ત્રણ સંસ્કાર કરવાથી નિશ્ચલ સંસ્કૃત ચંદ્ર થાય છે. ( ૧ ) દેશાંતર સંસ્કાર. निजाभिजपुररेखान्तःस्थियोजनौघाद्रसलवामिताःलिप्ताः स्वर्णमिन्दौ पर प्राक् ॥ ૧–૯. પોતપોતાનો દેશ ઉજ્જયિનીમાંથી પસાર થતી રેખાથી જેટલા યોજન પશ્ચિમે અથવા પૂર્વે હોય તેને છથી ભાગતાં જે આવે તેટલી કળા મધ્યમચંદ્રમાં ઉમેરવાથી અથવા બાદ કરવાથી દેશાંતરસંસ્કાર થાય છે. પોતાનો દેશ ઉજ્જયિનીથી પશ્ચિમમાં હોય તો એટલી કળા ઉમેરવી, અને પૂર્વમાં હોય તો બાદ કરવી. નાગપુર ઉજ્જયિનીની રેખાથી આશરે ૩૯ા યોજન પૂર્વમાં હોવાથી અહિં ૩૯ા ને છએ ૬ કળા–૩૫ વિકળા મધ્યમ ચંદ્રમાંથી બાદ કરવાથી આ પ્રથમ દેશાંતર સંસ્કાર થાય–

(૨) ચર સંસ્કાર. देयं तत्त्वपलकमे विक्षिप्तकान्तु मध्येन्दौ त्रिगुणगवोद्भूतं कलास्तु ॥ २-२१. પ્રથમ આપણે સૂર્ય સ્પષ્ટ કરતાં ચર શોધેલ છે. તે ચરને ૬ થી ગુણતાં જે આવે તેટલી કલા ચર ધન હોય તો મધ્યમ ચંદ્રમાં ઉમેરવી અને ઋણ હોય તો તેમાંથી બાદ કરવી. ચર પાછળ ૨૮ આવેલ છે તેથી ૨૮+૨=૬ કલા-૧૧ વિકલા ચર ધન હોવાથી મધ્યમ ચંદ્રમાં ઉમેરવાથી આ દ્વિતીય ચર સંસ્કાર થશે.

( ૩ ) મંદફલ સંસ્કાર. मान्दं तद्गुणमपि फलं स्वके ॥ २-२१. સૂર્યનું મંદફલ આવેલ હોય તેને ૨૭ થી ભાગતાં જે આવે તેટલા અંશ મધ્યમ ચંદ્રમાં મંદફલ ધન હોય તો ઉમેરવાથી અને ઋણ હોય તો તેમાંથી બાદ કરવાથી આ તૃતીય મંદફલસંસ્કાર થાય છે. સૂર્યનું મંદફલ પાછળ સૂર્ય સ્પષ્ટ કરતાં ૨–૭–૪૨ આવેલ છે. તેને ૨૭ થી ભાગતાં ૦–૪–૪૪ આવે છે તે મંદફલ ધન હોવાથી મધ્યમ ચંદ્રમાં ઉમેરવાથી આ તૃતીયસંસ્કાર થશે.

૧૦–૧૦–૪૨–૪૧ મધ્યમ ચંદ્ર ( પૃ. ૫૪ )
૬–૩૫ ઋણ. દેશાંતર સંસ્કાર.
૬–૧૩ ધન. ચર સંસ્કાર.
૦–૪–૪૪ ધન. મંદફલ સંસ્કાર.
―――――――
૧૦–૧૦–૪૭–૩ ત્રિફલ સંસ્કૃત ચંદ્ર.

ચંદ્રોચ્ચમાંથી ત્રિફલ સંસ્કૃત બાદ કરવાથી ચંદ્રનું મંદ કેંદ્ર આવે છે. ચંદ્રનું કેંદ્ર શોધી તેની ભુજ કરવી, અને ભુજના અંશ કરવા. તે ઉપરથી ચંદ્રનું મંદફલ નીકળે છે. ચંદ્રનું મંદફલ કરવાની રીત નીચે પ્રમાણે—

विधोः केन्द्रदोर्भागषष्ठोनभिन्नाः खरामाः पृथक् तत्खांशोनितैश्च । रसा-
शैर्भाप्तो लवार्धं फलं स्यात् ॥ २. २२.

ચંદ્રના કેંદ્રની ભુજના અંશને ૬ થી ભાગવા, અને ભાગતાં, અને ભાગાકાર આવે તે ૩૦ અંશમાંથી બાદ કરવો. આ ભાગાકાર અને બાદબાકીનો ગુણાકાર કરવો. આ ચંદ્રમંદફલનો અંશ થાય છે. આ અંશને ૨૦ થી ભાગતાં જે આવે તે ૫૬ અંશમાંથી બાદ કરવાથી ચંદ્રમંદફલનો છેદ થાય છે. અંશને છેદવડે ભાગવાથી ચંદ્રમંદફલ આવે છે. આને સાન્ત આકારમાં લાવીએ. ધારો કે ચંદ્રકેંદ્રની ભુજના અંશ ક છે તો

$$\text{ચંદ્રમંદફલ} = \frac{\text{ક}(30^\circ - \text{ક})}{56^\circ - \frac{\text{ક}}{20}(30^\circ - \text{ક})}$$

ચંદ્રનું મંદફલ પણ રવિમંદફલ પેઠે કેંદ્ર મેષથી કન્યાસુધીમાં હોય તો ધન છે, અને તુલાથી મીન સુધીમાં હોય તો ઋણ છે. મંદફલ ધન હોય તો ત્રિફલસંસ્કૃતચંદ્રમાં ઉમેરવાથી અને ઋણ હોય તો તેમાંથી બાદ કરવાથી સ્પષ્ટચંદ્ર થાય છે.

આ રીત પ્રમાણે ચંદ્ર સ્પષ્ટ કરીએ.

૮–૨૦–૧૮–૩૮ ચંદ્રોચ્ચ ( પૃ. ૫૪ ) તેમાંથી
૧૦–૧૦–૪૭–૩ ત્રિફલસંસ્કૃતચંદ્ર બાદ કરવાથી
―――――――
૧૦–૯–૩૧–૩૫ ચંદ્રમંદકેંદ્ર આવ્યું તેને ૧૨ રાશિમાંથી બાદ કરતાં
૧–૨૦–૨૮–૨૫ કેંદ્રની ભુજ થઇ તેના

૫૦-૨૮-૨૫ અંશ થયા. આ ક ધારી સૂત્ર લગાડી મંદફલ કરતાં
    ૩-૫૨-૧૩ મંદફલ આવે છે. મંદકેંદ્ર કુંભરાશિનું હોવાથી તુલાથી મીનની અંદર છે
            અને તેથી મંદફલ ઋણ છે. તેથી
૧૦-૧૦-૪૭-૩ ત્રિફલ સંસ્કૃતચંદ્રમાંથી
    ૩-૫૨-૧૩ મંદફલ બાદ કરવાથી
૧૦-૬-૫૪-૫૦ સ્પષ્ટચંદ્ર આવે છે.

આ પ્રમાણે સૂર્ય અને ચંદ્ર સ્પષ્ટ થયા. હવે તેમાની સ્પષ્ટ ગતિ ઇષ્ટ સમયે કેટલી હતી તે શોધીએ. ગત શોધવાની રીત નીચે પ્રમાણે—

केंद्रस्य कोटिलवखाग्निलवोननिघ्ना
रुद्रा रवेस्त्रिकुहृताः शशिनो द्विनिघ्नाः ॥
स्वांगांशकेन सहिताश्च गतौ धनर्णं
केंद्रे कुलीरमृगपट्कगते स्फुटा सा ॥ २. २४.

સૂર્ય અને ચંદ્રના મંદકેંદ્રની કોટિ કરવી. (ભુજને ત્રણ રાશિમાંથી બાદ કરવાથી કોટિ આવે છે. પૃ. ૫૦ જુઓ.) કોટિના અંશ કરવા અને તેને ૨૦ થી ભાગવા. ભાગાકારને ૧૧ અંશમાંથી બાદ કરવા, અને આ ભાગાકાર તથા બાદબાકીનો ગુણાકાર કરવો. સૂર્યની ગતિ કાઢવી હોય તો આ ગુણાકારને ૧૩ થી ભાગવા અને ચંદ્રની ગતિ કાઢવી હોય તો આ ગુણાકારને ૩ થી ગુણવા. આ પ્રમાણે કરવાથી ગતિફલ કલામાં આવે છે. કેંદ્ર કર્કથી આરંભી ૭ રાશિમાં હોય તો આ ગતિફલ મધ્યમગતિમાં ઉમેરવું, અને કેંદ્ર મકરથી આરંભી ૭ રાશિમાં હોય તો મધ્યમગતિમાંથી બાદ કરવું. આ પ્રમાણે કરવાથી સ્પષ્ટગતિ થાય છે. આને સૂત્રના આકારમાં ગોઠવીએ. ધારો કે કેંદ્રની કોટિના અંશ क છે. તો

$$\text{રવિગતિફલ} = \frac{\text{क}}{૨૬૦} \left(૧૧^\circ - \frac{\text{क}}{૨૦}\right)$$

$$\text{ચંદ્રગતિફલ} = \frac{\text{क}}{૭} \left(૧૧^\circ - \frac{\text{क}}{૨૦}\right)$$

$$\text{મધ્યમગતિ} \pm \text{ગતિફલ} = \text{સ્પષ્ટગતિ.}$$

સૂર્ય સ્પષ્ટ કરતાં સૂર્યનું મંદકેંદ્ર ૨-૧૭-૫૮-૨૯ છે તે આપણે જોયું. કેંદ્રની ભુજ પણ તેજ છે તેથી તેને ૩ રાશિમાંથી બાદ કરતાં ૦-૧૨-૧-૩૧ કેંદ્રની કોટિ આવી. તેના અંશ ૧૨-૧-૩૧ થયા. તેને क ગણી રવિગતિફલનું સૂત્ર લગાડતાં સૂર્યગતિફલ ૦-૨૯ આવે છે. રવિકેંદ્ર મિથુનનું હોવાથી મકરથી આરંભી ૭ રાશિમાં છે તેથી ગતિફલ ઋણ હોવાથી રવિની મધ્યમ ગતિ ૫૯-૮ (જુઓ પૃ. ૫૩) માંથી બાદ કરતાં ૫૮-૩૯ રવિની સ્પષ્ટગતિ થઇ.

તેજ પ્રમાણે ચંદ્રસ્પષ્ટ કરતાં ચંદ્રનું કેંદ્ર ૧૦-૯-૩૧-૩૫ આવેલ છે. તેની ભુજ ૧-૨૦-૨૮-૨૫ આવેલ છે. તેથી ત્રણ રાશિમાંથી બાદ કરતાં ૧-૯-૩૧-૩૫ કોટિ આવી. તેના અંશ ૩૯-૩૧-૩૫ થયા તેને ચંદ્રગતિફલનું સૂત્ર લગાડતાં. ચંદ્રગતિફલ ૪૧-૩૯ આવ્યું. કેંદ્ર મકરથી આરંભી ૭ રાશિની અંદર હોવાથી ગતિફલ ઋણ છે. તે ચંદ્રની મધ્યમગતિ ૭૯૦-૩૫ (જુઓ પૃ. ૫૩) માંથી બાદ કરતાં ૭૪૮-૫૮ ચંદ્રની સ્પષ્ટગતિ થઇ.

આ પ્રમાણે સ્પષ્ટ સૂર્ય અને ચંદ્ર શોધી તેમની સ્પષ્ટ ગતિ શોધી—હવે અન્ય ગ્રહો સ્પષ્ટ કરીએ.

## પંચતારાસ્પષ્ટીકરણાધિકાર.

મંગળ, બુધ, ગુરુ, શુક્ર, અને શનિ, એ પાંચ ગ્રહો સ્પષ્ટ કરવાની રીત ગ્રહલાઘવના બીજા અધિકારમાં કહેલી છે. આ પાંચ ગ્રહોના શીઘ્રાંક નીચે પ્રમાણે છે.

| અનુક્રમ નંબર. | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મંગળ. | ૦ | ૫૮ | ૧૧૭ | ૧૭૪ | ૨૨૮ | ૨૭૪ | ૩૨૫ | ૩૬૫ | ૩૯૩ | ૪૦૦ | ૩૬૮ | ૨૪૫ | ૦ |
| બુધ. | ૦ | ૪૧ | ૮૧ | ૧૧૭ | ૧૫૦ | ૧૭૮ | ૧૯૯ | ૨૧૨ | ૨૧૨ | ૧૯૫ | ૧૫૫ | ૮૯ | ૦ |
| ગુરુ. | ૦ | ૨૫ | ૪૭ | ૬૮ | ૮૫ | ૯૮ | ૧૦૬ | ૧૦૮ | ૧૦૨ | ૮૯ | ૬૬ | ૩૬ | ૦ |
| શુક્ર. | ૦ | ૬૩ | ૧૨૬ | ૧૮૬ | ૨૪૬ | ૩૦૨ | ૩૫૪ | ૪૦૨ | ૪૪૦ | ૪૬૧ | ૪૪૩ | ૩૨૬ | ૦ |
| શનિ. | ૦ | ૧૫ | ૨૮ | ૩૯ | ૪૮ | ૫૪ | ૫૭ | ૫૭ | ૫૩ | ૪૫ | ૩૩ | ૧૮ | ૦ |

શ્લોક ૧–૫.

આ ગ્રહોના મંદાંક નીચે પ્રમાણે છે.

| અનુક્રમ નંબર. | ૦ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
|---|---|---|---|---|---|---|---|
| મંગળ. | ૦ | ૨૯ | ૫૭ | ૮૫ | ૧૦૯ | ૧૨૪ | ૧૩૦ |
| બુધ. | ૦ | ૧૨ | ૨૧ | ૨૮ | ૩૩ | ૩૫ | ૩૬ |
| ગુરુ. | ૦ | ૧૪ | ૨૭ | ૩૯ | ૪૮ | ૫૫ | ૫૭ |
| શુક્ર. | ૦ | ૬ | ૧૧ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૫ |
| શનિ. | ૦ | ૧૯ | ૪૦ | ૬૦ | ૭૭ | ૮૯ | ૯૩ |

શ્લોક ૭–૮.

આ શીઘ્રાંક શીઘ્રફલ કરવામાં, અને મંદાંકનો મંદફલ કરવામાં ઉપયોગી થાય છે તે આગળ જોઈશું.

( અપૂર્ણ ).

# ग्रन्थावलोकन.

**श्रीसुबोधिनी, प्रथमस्कन्ध, प्रकटकर्ता, भट्ट बलभद्रशर्मा, शु. मु. इत्यादि.**
**मूल्य. २–०–० शुद्धाद्वैतकार्यालय-मुंबई.**

ઉક્ત પુસ્તક તત્પ્રકાશક તરફથી અવલોકનાર્થ મળ્યું છે. આ ગ્રન્થ કંઇ જીવકૃતિ નથી કે જેથી એના ગુણદોષની તુલના કરવાનું આપણામાં સામર્થ્ય હોય. ઉક્ત ગ્રન્થ શ્રીમદ્ વલ્લભાચાર્યજી મહાપ્રભુજીની, ભગવન્મુખારવિન્દની કૃતિ હોવાથી લોકોત્તરતા પ્રતિપદ પ્રસરી છે એ તો નિ:સંશય છે. શ્રીમદાચાર્યજીએ ઘણા ગ્રન્થો પ્રકટ કર્યા છે. શ્રીસુબોધિની તે સર્વમાં શ્રેષ્ઠ છે. શ્રેષ્ઠ કહેવાનું પ્રયોજન એ છે કે એનાથી જીવમાત્રનું કલ્યાણ સિદ્ધ થઇ શકે એમ છે. શ્રીમદણુભાષ્યાદિમાં માત્ર ત્રૈવર્ણિક જ અધિકૃત હોવાથી સર્વનું કલ્યાણ થઇ શકે એમ નથી. આથી ઉક્ત પ્રકાશકે જે દિશામાં પરિશ્રમ આરંભ્યો છે તે સર્વથા યોગ્ય દિશામાં છે એમ કોણ ના કહેશે.

પાંચ સાત વર્ષ ઉપર પ્રથમ શ્રીમદ્વૈષ્ણવ પરિષદ્ ભરાઇ ત્યારથી પ્રાચીન ગ્રંથના શુદ્ધ મુદ્રણ વિષે પંચનાદ રા. મગનલાલ શાસ્ત્રી કર્યા કરે છે. પુષ્ટિભક્તિસુધા પણ તદ્વિષયક શંખનાદ કર્યાજ કરે છે. અને શ્રીસુબોધિનીનું પુસ્તકનું દર્શન કરતાં એમ અનુમાન થાય છે કે ઉક્ત ધ્વનિ શ્રીમાન્ ગોસ્વામિ બાલકોના કર્ણમાં પ્રવેશ કરે છે. અમને તો શ્રીસુબોધિનીના પ્રથમ સ્કંધનું પ્રાકટ્ય એ ધ્વનિનુંજ પરિણામ લાગે છે. એ નાદધ્વનિ માત્ર મુંબાપુરીસ્થ ગોસ્વામીઓના કર્ણમાં પ્રવેશ્યો છે એટલું જ નહિ, પરન્તુ જ્યાં એ ધ્વનિનો પ્રવેશ અશક્યપ્રાય હતો ત્યાં પ્રવેશ્યો લાગે છે, અને તેના પરિણામરૂપે આપણે ગોસ્વામિતિલક શ્રી ૬ ગોવર્ધનલાલજીને ઉત્સવપ્રતાન પ્રકટ કરતા દેખીએ છીએ. યદ્યપિ કહેવું જોઇએ કે આ ઉત્સવપ્રતાનનું મુદ્રણ આ શ્રીસુબોધિનીના મુદ્રણ સાથે સરખાવતા આસ્માનને જમીન જેટલું તારતમ્ય લાગે છે. કહેવાનું એ છે કે હજુ કરવાનું ઘણું છે. બાલકોએ, શ્રીમાન્ અને વિદ્વાન્ વૈષ્ણવોએ હજુ ઘણું ઋણ બાકી રાખ્યું છે. શંકરાચાર્યના સર્વ ગ્રન્થો તેના આચાર્ય તરફથી ઉત્તમરૂપે પ્રકટ થયા છે, રામાનુજના પણ તેમ પ્રકટ થયા છે, મધ્વના પણ તેમ થયા છે, નિંબાર્કના પણ થયા છે. છતાં કોણ જાણે શા કારણથી આપણા શ્રીમાન્ ગોસ્વામીઓનું અને શ્રીમાન્ વૈષ્ણવોનું આ વિષય પ્રતિ ધ્યાન નથી ખેંચાતું. મુંબઇના શ્રીમાન્ ગોકુલનાથજી આ વિષયમાં પ્રયત્ન કરે છે, પરન્તુ એ પ્રયત્નમાં વિલંબ એટલો બધો થાય છે કે સાધારણ રીતે ધૈર્યનો તેટલા દીર્ઘ સમયમાં ક્ષય થઇ જાય છે. મહારાજશ્રીએ શ્રીસુબોધિનીનું મુદ્રણ ચારેક વર્ષ ઉપર સ્વીકાર્યું હતું; અને આટલા દીર્ઘ સમય પછી આપણે માત્ર એક વાર મુદ્રિત થયેલો પ્રથમ સ્કંધ પુન: મુદ્રિત થયેલો જોતું સહજ ખેદ થાય છે.

તેના આ વિલંબ થવાનું કારણ કાર્યપદ્ધતિની ખામી છે. મહારાજશ્રીને ત્યાં આ કાર્ય મુખ્ય રીતે કરનાર માત્ર બલભદ્ર શર્મા છે, અને તેઓ અનેક વ્યાવૃતિઓથી સંવેષ્ટિત હોવાથી સાધારણ રીતે ત્વરિત કાર્ય એમનાથી થઇ ન જ શકે. મહારાજશ્રીએ કર્યાં તો બલભદ્ર શર્મા સાથે કામ કરી શકે એવા વિદ્વાનો એમની સહાયમાં આપવા જોઇએ

અથવા જો તેવા વિદ્વાન્ ન પ્રાપ્ત થાય તો માત્ર જયભદ્ર શર્માને શિરે સર્વ ભાર નહિ મૂકતા, સંપ્રદાયના પ્રાજ્ઞ વિદ્વાનોને એકેક ગ્રન્થનું મુદ્રણ સોંપવું જોઈએ. દૃષ્ટાન્ત તરીકે પ્રથમ સ્કંધ જયભદ્ર શર્માને, દ્વિતીય સ્કંધ રમાનાથને, તૃતીય સ્કંધ શાસ્ત્રી વસન્તરામને, દશમ પૂર્વાર્ધ મગનલાલ શાસ્ત્રીને, દશમ ઉત્તરાર્ધ ગોવર્ધનલાલને. આ પ્રકારે કાર્યની વહેંચણી કરવામાં આવે તો શ્રીસુબોધિનીજીનું મુદ્રણ થોડા સમયમાં થઈ જાય. ઉક્ત ગોસ્વામીઓ સંપ્રદાયની ઉન્નતિ ઇચ્છે છે એમ અમે સાંભળીએ છીએ. તેથી અમારી આ વિનતિનો સ્વીકાર એઓમાંથી જો કરશે તો સંપ્રદાયનું શ્રેય વિશેષ જળવાશે. અમે આશા રાખીએ છીએ શ્રીજીવનલાલજી, શ્રીરણછોડલાલજી, શ્રીવ્રજરત્નલાલજી ઇત્યાદિ શ્રીમાન્ ગોસ્વામીઓ શ્રીગોકુલનાથજીનું અનુકરણ કરશે. જો આમ થાય તો બહુ સુંદર જ પરિણામ આવે. શ્રીસુબોધિનીવત્ જો પ્રત્યેક વિદ્વાનને અણુભાષ્ય એક ટીકા સાથે મુદ્રણ કરવાનું સોંપાય તો સ્વલ્પ સમયમાં શ્રીમદણુભાષ્ય સર્વ ટીકાસમેત દર્શન કરવાનું સૌભાગ્ય આપણને પ્રાપ્ત થાય. શ્રીમાન્ ભાટીઆ વૈષ્ણવો જેઓ અનેક પ્રકારે ઐહિક શ્રેય કરવા તત્પર થયા છે શું તેઓ પારલૌકિક કાર્યમાં સહજ સહાનુભૂતિ નહિ દર્શાવે ? અમારો તો નિશ્ચય છે કે જો અમારા ગોસ્વામિ બાલકો શ્રીમાન્ ભાટીઆઓને સહજ સમજાવે તો શ્રીમદ્ભાગવત અને ભગવદ્ગીતાના માયાવાદીય ભાષાન્તરોને સ્થાને શુદ્ધ સાંપ્રદાયિક શ્રીભાગવત ભાષાન્તર અને ગીતાભાષાન્તર આપણા વૈષ્ણવોને વાંચવાને પ્રાપ્ત થાય. અપેક્ષિત સાંપ્રદાયિક ગ્રન્થોના અભાવમાં કોઈ પણ શ્રેય થવું એ અશક્ય છે. અમે આશા રાખીએ છીએ આ વિષયમાં સર્વ સાંપ્રદાયિક સ્ફૂર્તિ રાખશે.

હવે પ્રસ્તુત ગ્રન્થની વાત કરીએ. શ્રીસુબોધિનીજીનો પ્રથમસ્કંધ જમનશાસ્ત્રીએ શ્રીનૃસિંહલાલજીની આજ્ઞાથી પ્રસિદ્ધ આજથી કેટલાક વર્ષ પર કર્યો હતો. અમને આશ્ચર્ય થાય છે કે ઉક્ત પ્રતિનો ઉપયોગ કરવાનું જયભદ્ર શર્માએ કેમ ઉચિત ન ધાર્યું ? જો એ પ્રતિનો ઉપયોગ આ મુદ્રણમાં થયો હોત તો કેટલાક સુયોગ્ય પાઠો અને સ્થાને ટિપ્પણ જે આપણે જોઈએ છીએ તે ન જુવત, અને ગ્રન્થશોધનમાં પણ જયભદ્ર શર્માનો પરિશ્રમ ઘણો જ બચી જાત, બહુ સ્વલ્પ જ પરિશ્રમ લેવો પડત. આ ગ્રન્થની પ્રતિમાં મુદ્રિત અમુદ્રિત પાંચેક ગ્રન્થનો ઉપન્યાસ જયભદ્ર શર્મા કરે છે, પરંતુ શ્રીનૃસિંહલાલજીના પ્રથમ સ્કંધ શ્રીસુબોધિનીજીનો ઉપન્યાસ માત્ર પણ નથી કરતા એનું કારણ અમને સમજાતું નથી. વસ્તુતઃ શ્રીનૃસિંહલાલજીની પ્રતિ પણ બહુ સુંદર જ છે. ક્વચિત્ શ્રીનૃસિંહલાલજી વિષ્ણુસ્વામીની પરંપરાથી વિરુદ્ધ હોવાથી, તેઓશ્રીના પરિશ્રમનો પરિચય એમને પોતાને ઇષ્ટ ન હોય, ને તેથી ઉક્ત ગ્રન્થનો ઉપન્યાસ ન કર્યો હોય તો પ્રભુ જાણે ! પરન્તુ તેમ કરવામાં બુદ્ધિ સત્ત્વોદ્ભવતા હતી એમ તો ન જ કહેવાય.

ગ્રન્થનું મુદ્રણ સ્વચ્છ છે. પાઠાન્તરો ટિપ્પણમાં પરિશ્રમ લઈ યોજ્યાં છે. પુસ્તકનું મૂલ્ય પણ ભક્તિહંસવત્ અસાધારણ નહિ, સાધારણ રાખ્યું છે. આ વિષયમાં અમારી સૂચનાનો સ્વીકાર થશે પણ જો વિશેષ થાય તો પરિણામ સુંદર આવશે. વળી પણ ભક્તિહંસવત્ સંક્ષિપ્ત સ્થલે પ્રશ્નાર્થ ચિહ્ન મૂક્યાં છે. કેટલીક જગાએ એ આર્ષ વાક્યોમાં જ્યાં વ્યાકરણના અપવાદ મળે પાઠોમાં છે ત્યાં પણ આવા ચિહ્નો જોતાં આ ચિહ્નોની અનુચિતતા સૂઝ્યા વિના રહેતી નથી. અમે આશા રાખીએ છીએ જયભદ્રશર્મા આ ચિહ્નના સંબંધમાં સ્વાગ્રહનો ત્યાગ કરશે. ગ્રન્થમાં ઉપન્યસ્ત વાક્યો ક્યાંનાં છે તે શોધવાનો પ્રયત્ન થયો હોત તો ઘણા પ્રશ્નાર્થ ચિહ્નને સ્થાન ન મળતાં પુસ્તક સુંદર વધારે બનત. આ

ગ્રન્થને અન્તે પ્રથમ સ્કંધના સર્વ શ્લોકોનું અનુક્રમપત્ર આપ્યું છે. આ વાસ્તે એમને ખાસ ધન્યવાદ ઘટે છે. યદ્યપિ કહેવું જોઈએ - શ્લોકના પાનું સૂચન કર્યું છે તેના કરતાં જો અધ્યાય અને શ્લોકસંખ્યા સૂચવી હોત તો એની ઉપયોગિતા વિશેષ થાત. એકંદરે ગ્રંથ આદરણીય છે. અમને આશા છે કે સર્વ વૈષ્ણવ ભાઈઓ આ ગ્રન્થનો આદર કરશે.

હવે દ્વિતીયસ્કંધનું અને તૃતીયસ્કંધનું મુદ્રણ કરવાનું છે, ઉક્ત સ્કંધોના શ્રી સુબોધિનીજી અવશ્ય મનનીય છે, અને અમને આશા છે કે શ્રીમાન્ ગોકુલનાથજી આ બે સ્કંધોનું મુદ્રણ સત્વર કરાવી દશમ સ્કંધનો આરંભ કરાવશે, દશમસ્કંધ સંપ્રદાયમાં બહુ પ્રચલિત હોવાથી પ્રાપ્ય સ્થિતિમાં છે, જ્યારે દ્વિતીય અને તૃતીય લગભગ અપ્રાપ્ય જ છે. અમે સાંભળ્યું છે કે શ્રીગોકુલનાથજીને શ્રીસુબોધિનીની દ્વિતીયસ્કંધની એક શુદ્ધ પ્રતિ મળી છે. ઉક્ત સ્કંધોનું શોધન પણ થઈ ગયું છે, જો એમ જ હોય તો ઉક્ત સ્કંધોનું મુદ્રણ જેમ બને તેમ જલદી કરવું એજ ઇષ્ટ છે. કદાચિત્ મલભદ્રશમાં દ્વિતીય, તૃતીય અને દશમનું કાર્ય યુગપત્ કરી શકે નહિ, અને એ ઘણું જ સ્વાભાવિક છે, તો દ્વિતીય સ્કંધ એક વિદ્વાનને, તૃતીયસ્કંધ અન્યને, એમ કાર્યકૃતના વિભાગ થશે તો કાર્ય સુંદર થશે, સરલ થશે, અને સ્વલ્પ કાલમાં થશે. મલભદ્ર શમાં એકલા કેટલું કરશે ?

પ્રકાશકે જે પરિશ્રમ લીધો છે તે સ્તુત્ય છે. પ્રભુ એમને સાંપ્રદાયિક આવી સેવા કરવાને વાસ્તે અપેક્ષિત સામગ્રીનું દાન કરો એજ અન્તમાં ઇચ્છીશું.

મૂલચન્દ્ર તેલીવાલા.

---

## श्रीसर्वोत्तमजी विषे गोविंदस्वामीकृत पदो.

( અનુસંધાન અંક પૃ ૧૩૪ )

રાગ વસંત.

देवोद्धारमयत्नात्माको न आध[1] निमिष[2] विसराउं ।
चित्तमां चिंतन करों अहर्निश उर आनंद उपजाउं ॥ १ ॥
और द्वंद्व जिय जानि छांडि दे श्रीवल्लभगुण गाउं ।
मेरो सर्वस्व सुभग मूर्ति विनु (विना) कहूं न शीश नमाउं ॥ २ ॥
वचनामृत सुबोधिनी सुनिकें श्रीवल्लभ उर लाउं ।
गोद पसारि मांगत गोविंदननचरणकमलरज पाउं ॥ ३ ॥

### સૂચના.

કોઈ પણ બુકસેલર, બુકએજન્ટ કે અન્ય કોઈ પણ વૈષ્ણવને પુષ્ટિમાર્ગના અણુભાષ્ય સુબોધિની વિદ્વન્મંડન, કે બીજા કોઈપણ ગ્રંથ વાંચવા હોય તેમણે ભાયખાલાની સામે, હરિકીશનદાસજીની વંડાવાડીની પાસે અખ્ખર બીલ્ડીંગમાં ત્રીજે માળે રા. રા. મૂલચંદ તેલીવાળાને અથવા ચોથે માળે રા. રા. ધીરજલાલ સોકજીઆને મળવાથી વિના દ્રવ્યે મેળવણુ તરત કરી આપવામાં આવશે.

---

૧ અર્ધો. ૨ ક્ષણ, નેત્રના પલકારા જેટલો સમય.

# कविवर दयारामभाईनां अप्रसिद्ध पदो.

राग, परजीयो.

## दीनतास्वरूप.

સુણો વિનતિ શ્રીવિઠ્ઠલેશ, કહું કર જોડીરે;
મને પતિત જાણીને પ્રાણેશ, વો રખે છોડીરે. ૧
જેવો તેવો તમારે શરણ, પડ્યો છું સ્વામી રે;
મારો કર ગ્રહો શ્રીગિરિધરણ, કહું શિરનામી રે. ૨
હું છું સહુ સાધનથી હીન, ધર્મ ના એક રે;
મારું મન માયાજલ મીન, રહિત વિવેક રે. ૩
નંદલાલ નિજ ગુણકોશ અગણિત કહાવે રે;
પણ તેટલા મારા દોષ, ગણનામાં ન આવે રે. ૪
તમે શરણાગત વત્સલ છો, દીન દયાળુ રે;
પ્રભુ મહાગંભીર અતુલ બળ, પરમકૃપાળુ રે. ૫
હરિ ઈશ્વર અધમોદ્ધરણ, અનાથના બંધુ રે;
સ્મૃતિમાત્ર મહાદુઃખ હરણ, કૃપાના સિંધુ રે. ૬
ક્ષમાદિક બિરદ તમારાની, સન્મુખ થાજો રે;
મહાકુત્સિત મારી કરણી, વિસરી જાજો રે. ૭
પ્રભુ સર્વોત્તમ સહિષ્ણુ, અતિ ઉદાર રે;
પૂર્ણ પુરુષોત્તમ મહાવિષ્ણુ, નંદકુમાર રે. ૮
નથી માગતો યોગની સિદ્ધિ, ન મુક્તિ ચાર રે;
નહિ પરમેષ્ઠી પદ આદિ, કશો અધિકાર રે. ૯
શુદ્ધ પુષ્ટિભક્તિની આશા, ક્ષુધા મને લાગી રે;
નિજ પ્રેમરસ પીવા પિપાસા, અતિશય જાગી રે. ૧૦
પ્રભુ તમને પડ્યો એવો સાચો, કરો મને સંત રે;
મારા પ્રાણજીવન બનો છો, માગું ભવભવાંતરે. ૧૧
પૂરો સહુ અંતર અભિલાષ, અંતર્યામી રે;
શ્રીજી શ્રીમુખ કહો દયો દાસ મારો હું સ્વામીરે. ૧૨

---

નોટઃ—૧ કવિશ્રીના શિષ્ય પુત્ર સમાન ધર્મપરાયણ [illegible] નાથજીભાઈએ કવિવર્યનાં આ અંકમાં પ્રકટ કરવામાં આવેલાં અપ્રસિદ્ધ પદો આપવાની કૃપા કરી છે, તે માટે તેમનો ઉપકાર માનવાની આ તક હું ચુકતો નથી.

## द्विदलात्मक स्वरूपनो गरबो.

( " મોરો આવની સહુના પ્રભુ શામળા જો " એ રાગ. )

શ્રીમદ્રાધિકા શ્રીકૃષ્ણ વસ્તુ એક છે જો,
દેવા ભક્તને સુખ યુગલ વપુ વિવેક છે જો. શ્રીમદ્. ૧
આપે એકરૂપ[1]થકી યુગલ વપુ શ્રુતિ ગાય છે જો,
તે પણ બે મળીને એક કહેવાય છે જો. શ્રીમદ્. ૨
એમાં અનુભવીને તો સુધી સમજણ પડે જો;
કે પણ અજાણ્યાને મન આંબયે અડે જો. શ્રીમદ્. ૩
તે માટે કહું દૃષ્ટાંત યુક્તિ જોડીને જો,
સાંભળતામાં સઘ સંશય નાખે તોડીને જો. શ્રીમદ્. ૪
[2]ત્યાસઠ ચણો જેમ એક [3]ભાષ્યમાન છે જો,
અંતરમાં સમાન દ્વિદલ[4] વિદ્યમાન છે જો. શ્રીમદ્. ૫
જેવાં કહું પૃથક્ પ્રકટ થવા તણી વિધિ જો,
ઘનશ્યામ થકી શ્યામા આનંદના નિધિ જો. શ્રીમદ્. ૬
શ્રીજી સાગર ને લહેરી [5]ભાનુનંદિની જો,
[6]ઇંદુ અવનેલો અવનેતી ચારુ ચંદિની જો. શ્રીમદ્. ૭
વિદ્યુત વર્તુનિને કીર્તિકન્યા વ્યાસિકા જો,
સૂરજ શ્રીવ્રજેશ કાન્તિ રાધા બાલિકા જો. શ્રીમદ્. ૮
રૂપ રસિકવર છબીલી છાયા તે તણી જો,
પુરૂષ પુરુષોત્તમ રામા રાધિકા ભણી જો. શ્રીમદ્. ૯
કૃષ્ણ આત્મા રાધા, રાધા કૃષ્ણનો સહી જો,
એમાં અધિક ન્યૂન કોઇ કહેવાયે નહી જો. શ્રીમદ્. ૧૦
પરસ્પરે શોભા એક એકની ભણું જો,
પાક્યાં ન શોભે કહું દૃષ્ટાંત તે તણું જો. શ્રીમદ્. ૧૧
કેશરી[1] અરણ્ય જેમ ચંદ્ર જામિની જો,
શીપ કેશ, દેહી દેહ, મેઘ દામિની જો. શ્રીમદ્. ૧૨
પરસ્પર ઉભય એકમાં વ્યાપી રહ્યાં જો,
પ્રીતમ પ્રિયા, પ્રિયા પ્રીતમ સંભવે કહ્યાં જો. શ્રીમદ્. ૧૩

---

૧. एकमेवाद्वितीयं ब्रह्म । શ્રુતિ એમ કહે છે કે બ્રહ્મ એક અને અદ્વિતીય છે. એક અને અદ્વિતીય એમ બન્ને વિશેષણની મતલબ એ છે કે, તે છે તો બે સ્વરૂપ, પરંતુ તે બન્નેમાં ભેદ નથી, એ પ્રકારે એક છે. ૨. હોવાં સારૂ. ૩ કહેવાય છે, સમજાય છે. ૪ બે ભાગ-બે ફાડા. ૫. વૃષભાનની પુત્રી શ્રીરાધિકાજી. ૬ ચંદ્ર. શાસ્ત્રોક્ત—यथा च चन्द्रिका चन्द्रे प्रभा मार्ते हुताशने । गन्धः पृथिव्यामपि राधिकेयं तथा हरौ । ઇત્યાદિ પુરાણ વાક્ય સારૂ.

૧. સિંહ વનથી, ચંદ્ર રાત્રિથી શોભે છે. મસ્તક કેશથી, આત્મા દેહથી, મેઘ વીજળીથી. ૨. અગ્નિમાં બાળવાની શક્તિ.

અનહદે ધ્વનતા જેમ ઘંટા વિષે નાદ છે જો;
સલિલ શીતલતા સુધા વિષે જેમ સ્વાદ છે જો. શ્રીમદ્. ૧૪
એ વિધિ સ્વરૂપ લાલ લાડિલી તણું જો;
એ બે થકી લીલા સર્વ અપર નહિ અણુ જો. શ્રીમદ્. ૧૫
સદા રસમય સંભોગી રસ શ્રવના જો;
યુગલરૂપ એ સર્વસ્વ દયા દાસના જો. શ્રીમદ્. ૧૬

ગરબી.

ચાખ્યો પ્રેમરસ પ્રાણ જીવન રે, દીન થઈ જાચું રે,
મુક્તિમાનિની આપજો દાન રે, હું તો નવ રાચું રે. ૧
રીઝે રાણી મારી ગરીબ લોક રે, ભોગીને ન ભાવે રે;
જેમ શું રાજના ખાસા ખવાસ, ! એ મુક્તિ મન ન આવે રે. ૨
નિત નિરખીએ શ્રીનટવરરૂપ રે, ઉલસ હૈયામાંથી રે;
મન માન્યું મળે સહુ સુખ રે, તે એકતામાં ક્યાંથી રે. ૩
દિવ્યરૂપ છે સદા સાકાર રે, આનંદના રાશિ રે;
બોલે અનુચિત માયિક મુગ્ધ રે, તે નરકનિવાસી રે. ૪
કુઈ જીવને કહે છે બ્રહ્મ રે, બ્રહ્મ જીવ લેખે રે:
તે જાણે સ્વામી સેવ્યસેવકનું સુખ, એ સ્વપ્ને ન દેખે રે. ૫
આપ સ્વામી સદા હું દાસ રે, એ નાતો નિભાવો રે;
રૂચે આપને કરો તેવી સેવ રે, જન્મ ગમે ભાવો રે. ૬
વિના લાલજીનું વ્હાલ મને વ્યસન રે, અચલિત આપો રે;
વિષય વાસના પ્રપંચની પ્રીત રે, શ્રીકૃષ્ણ મારી કાપો રે. ૭
અનન્ય સેવા અખંડ સત્સંગ રે, મનોહર માગું રે;
દયાપ્રીતમજી આપો મુને એક રે, પાયે લળી લાગું રે. ૮

રાગ ધનાશ્રી

('શીદ કરે શોચના રે' એ રાગ.)

શીદ સંતાપ કરે છે રે, ગમતું ગોપાળજીનું થાશે;
બીજ લાખ કાળજું કલપાવે, હરિનું ભાવ્યું થાશે. ૧
થાય કર્યું તુજ તો કરને સુખ દુઃખ આવા શીદ દે છે?
નથી થાતું તો મૂરખ મિથ્યા, 'મેં કીધું' શીદ કહે છે? ૨
કહીશ પ્રબોધ કરે કેમ સહુ એ, જીવ નથી જે કરતા;
તે એક જ ભજન આપ બીજું સહુ, આપી કરતા હરતા. ૩

૧. આ એક અત્યંત આવશ્યક વસ્તી છે. આની વસ્તી કવિવરના પ્રભુપ્રેમાવિષ્ટ હૃદયનો સાક્ષાત્કાર કરાવે છે. કવિશ્રીના ગ્રન્થોમાં પણ આની જોડાજોડી, એવાં આવશ્યક પદ ભાગ્યે જ નિકળશે.

હરિ કર્તા સહુ બોધ જીવશો ? પૂર્વ પક્ષ એ સાચો;
કેવલ હરિ કર્તા કહેતાં જીવ, ભમી જાય સહજ કાચો. ૪
સેવા સ્મરણ આગ્રહથી કર, અનુચિત કૃતિથી નાથી;
તદ ઉપરાંત બને હરિ-ઇચ્છા, ત્યાં તારી સત્તા શી ? ૫
બહુ વિચારે ખરી વાત એ, ધાર્યું ધણીનું થાશે;
શીખ્યું સાંભળ્યું હૃદયે ન બેસે, અનુભવથી સમજાશે. ૬
દુરાગ્રહી મહાગ્રહ મન બહુ, સમાધાનને સારે;
કોઇ પ્રકારે સમજે તો બસ, આવે સુખી વારે. ૭
શ્વાન શકટ તળે જ્યું માને, હું કર્તા તેમ લહેવો;
અધ ગહ્યો ને ખડીશો ખાંધે, તે બોજ સમજવણ સહેવો. ૮
બહુ શ્રુતિ મત એક વાત ન સમજે, સુખી મન ઠરે ન ઠામે;
ટૂંકે સાર શાસ્ત્રો એ ભાખ્યો, તસ્યું શરણે હરિ નામે. ૯

## રાગ પરજ.

શ્રીગોવર્ધન ધરણ શ્રીવલ્લભ લાડીલાજી,
શરણ ગ્રહે છું સહુ વાતે નિશ્ચિંત જો;
બળીઆ બિરદ ભરોસે ભવ સહુ ભાગિયા જો,
નિઃસાધન યદપિ નથી લક્ષણ સંત જો. શ્રી૦ ૧
[1]જ્ઞાને વા અજ્ઞાને આત્મ નિવેદીયો જો,
વ્રજવલ્લભ તમને શ્રીવલ્લભદ્વારા જો;
મહાપ્રભુવાક્ય તેને નહિ કશી વેદના જો,
ચાંડાળી તદપિ નિર્ભય નૃપદારા જો. શ્રી૦ ૨
કેટલો જીવ ઉચિત કૃતિ તેની દેખી જો,
તે શું રીઝવશે ? નિજ નંદકિશોર જો;
બલિષ્ઠ દોષ ઘણા પણ જોતાં જીવના જો,
આપ ક્ષમા આગળ તેનું શું જોર જો ? શ્રી૦ ૩
નિજ ઉદ્યમ બળ તમને કોઇ પામ્યું નથી જો,
પામ્યા શરણ સંબંધ સહજ પ્રતાપ જો;
હે શ્રીવલ્લભસુત ગુરુ પ્રબલ સંબંધ છે જો,
જીવ મંદમતિ માટે મિથ્યા તાપ જો. શ્રી૦ ૪
નિષ્કંટક જે આત્મસાત્ આપે કર્યો જો,
કૃપા પૂર્ણ કરી નહિ નિયામક કોય જો;
સત્યસંકલ્પ સત્યગિરા શ્રીનાથજી જો,
નિજનો કરી કર ગ્રહ્યો કયો ફિર રોય જો. શ્રી૦ ૫

---

१ अज्ञानादथवा ज्ञानात् कृतमात्मनिवेदनम् । यैः कृष्णसात्कृतप्राणैस्तेषां का परिदेवना ? नवरत्नस्तोत्रे.

શાસ્ત્રાધાર તમો કર્યું નાથ, સર્જન થા કર કૃતિ સારી;
તદપિ ભમરી મેં ભરત સુધાર્યું, સ્વામી સ્વાર્થ વિચારી. ૪
નિઃસાધન ઉદ્ધાર નામ, સત્ય કરવા સાધન ત્યજ્યાં;
દુષ્ટ દયાલ નામ સત્ય કરવા, દુષ્ટ કર્મ મેં ભજ્યાં. ૫
શરણાગતનું પ્રતિપાલ જ કરવા, બિરુદ નામ ધર્યું છે;
શરણાગત તે મારે થયો હું, રૂચતું રાજ કર્યું છે. ૬
વિમુખ અધમ પામે જ અધોગતિ, ધરે ન સન્મુખ જનને;
સન્મુખ અધમ અધોગતિ જાતાં, બટ્ટો શ્રીમુખવચનને, ૭
દુષ્ટ કરી પ્રભુ અમનું કર્યું મેં, શબ્દો મારો ધર્મ;
દયો જડતાં ધર્મ જડશે, સમજી લેજો મર્મ. ૮

રાગ ભૈરવ.

રટને કૃષ્ણનામ બહુ સુખકારી રે.
પરમ આનંદરૂપ અઘ દુઃખહારી રે.
મોટા મોટા સુરમુનિ, શોધી રહ્યા જેમાં રે;
તે તે સહુ સાધન, આવી ગયાં એમાં રે. ૧
સકલ ધર્મ હરિનામ કેરો અંશ રે;
એથી ના પ્રવર કોઈ વેદમાં પ્રશંસ રે. ૨
અવળું લઈ તે પણ, સવળું થઈ જાશે રે;
પળમાં પ્રસન્ન એથી ઘોડામાં થાશે રે. ૩
આળસ મા કર ધર દૃઢ વિશ્વાસ રે;
કાયર મા થા તારી પૂરશે એ આશ રે. ૪
કોટિ ચિંતામણિ વારું, એવું એ છે નામ રે;
દયા જેણે જપ્યું તે તે થયા પૂરણ કામ રે. ૫

## मारवाडी भाषा.

રાગ સોરઠી.

થેં કોણ મંત્ર સાધ્યો રાધા પ્યારીજી.
દેવાદેવ રૂપે તું સેવા કરાવત, ઇસો કોણ દેવ થે આરાધ્યો ?
સિંધુ સુતાકો મિલત નહિ મંત્રબિ, કોણ ગુરુએ થાને આપ્યો ?
દયારો પ્રીતમ પ્યારો અજીત થેં જીત્યો, રંગ છે જીવણ થેં જાપ્યો. ૨

રાગ સોરઠી.

થારો નેણારો બાણીડો મનિ લાગ્યો રે.
કંઈ કરે ? ઓખધ કેઈ બ્યારો, થારા જિગરકો લાગ્યો માંને કામરો રે. ૧
કાલ ન પડત પલ છીન આંખ તમસે, ઇસો પીડ થારો અનુરાગો રે;
દયારા પ્રીતમ થેં જીવાવો તો જીવાં, કે થાંકે હાથમાંકા લાગ્યો રે. ૨

## ॥ *बहिर्मुखत्वनिरूपणम् ॥

धने गृहे यदासक्ताः सेवकाः सम्भवन्ति हि ।
लाभपूजार्थयत्नाश्च तदा स्यात् कुपितो हरिः ॥ १ ॥
भक्तिमार्गं परित्यज्य शिश्नोदरकृतोद्यमाः ।
आसुरावेशिनो दासास्तदौदास्यं भवेद्धरेः ॥ २ ॥
अहङ्कारेण कुर्वन्ति यथा महदतिक्रमम् ।
निजा अपि तदा कृष्णः कुप्यति स्वजनप्रियः ॥ ३ ॥
यदा महत्कुलोद्भूतास्त्यजन्ति कुलजां गतिम् ।
तदा तु तत्कुलस्वामी कोपमेति न संशयः ॥ ४ ॥
अन्विष्यतां हि सर्वत्र न क्वापि सुपथस्थितिः ॥
न वा निजाचार्यनिष्ठा न वा दैन्यं हरेः परम् ॥ ५ ॥

### भावार्थ.

ધનમાં અને ઘરમાં જ જ્યારે સેવક આસક્ત થઈ જાય, લાભ અને પૂજાવવા માટેના પ્રયત્નો કરે, ત્યારે શ્રીહરિ કોપે છે. સેવકની મુખ્ય ફરજ એ છે કે, પોતાના સ્વામીને રીઝવવા દરેક પ્રયત્ન કરવો. તેની આજ્ઞામાં જ તત્પર રહેવું. તેની ઇચ્છાને સદા અનુકૂલ બનવું. એવી જ રીતે જીવો પણ પ્રભુના સેવકો છે. તેઓનું મુખ્ય કર્તવ્ય પ્રભુની સેવા છે. સેવામાં લેશ પણ ન્યૂનતા ન આવે, તેમ જ જે પ્રભુની સેવાનો અધિકાર પોતાને પ્રાપ્ત થએલો છે, તે પ્રભુ અખિલબ્રહ્માંડનાયક, પરાત્પર, પુરુષોત્તમ શ્રીકૃષ્ણ છે, તેનો ખ્યાલ નિરંતર મનમાં રહેવો જોઈએ. જ્યારે સર્વદુઃખહર્તા પ્રભુને પોતાનું જે કંઈ કહેવાતું તે સર્વ સમર્પી દીધું, અને દાસ્યધર્મનો સ્વીકાર કર્યો, ત્યારે તેનો પોતાના સ્વામીને દરેક રીતે પ્રસન્ન કર્યા સિવાય બીજો ધર્મ શું હોઈ શકે? વાસ્તવિક સ્થિતિ તેવી જ છે, છતાં જો સેવક ધનમાં–ધન ભેગું કરવામાં, કે ઘરબાર, પુત્રપરિવારમાં આસક્તિવાળા બની જાય, પોતાના દાસ્યધર્મને તિલાંજલિ આપી દે, પ્રભુની મહત્તા વિસરી જાય, સ્વાર્થ અને સ્વાર્થવૃત્તિ ઉપર ઢોળી દે તો પ્રભુ તેના ઉપર કોપે તેમાં આશ્ચર્ય શું? જીવ–સેવક સ્વતઃ અનેક દોષોથી દુષ્ટ છે, પ્રભુએ તેના દોષોનો વિચાર ન કરતાં તેને પોતાનો–સેવક બનાવ્યો, તેને ઉચ્ચ અધિકાર આપ્યો, પરંતુ પ્રભુની તે દયાળુતા અને પોતાની પહેલાંની સ્થિતિ વગેરે ભૂલી જઈને પોતાના લાભનો અને પોતે પૂજાવવાનો પ્રયાસ કરે તો પ્રભુ એના ઉપર કોપ કરે તો તે કાંઈ આશ્ચર્યકારક જણાય નહિ. શ્રીહરિરાયપ્રભુ આજ્ઞા કરે છે કે, જીવ જ્યારે પ્રભુ તરફ એવી રીતે બેવફા નિમકહરામ બને છે ત્યારે પ્રભુ તેના ઉપર કોપાયમાન થાય છે. ૧.

---

*પ્રભુસેવામાં પરધર્મથી વિનિમુક્ત થવા વિરહનાશક અને આચાર વગેરે આલસેમ્બ આ ક્રિયા અવશ્ય મનન કરવા યોગ્ય છે.

ભક્તિમાર્ગનો પરિત્યાગ કરીને માત્ર જનનેન્દ્રિય અને ઉદરની તૃપ્તિ માટેના જ ઉદ્યમને આદસ્નાસ, આસુરાવેશથી દાસો બને છે, ત્યારે શ્રીહરિ ઉદાસીન થાય છે. જ્યારે દાસો-સેવકો પ્રથમ શ્લોકમાં વર્ણવેલી કક્ષાથી પણ હીન કક્ષામાં જાય છે, ત્યારે તો પ્રભુ તે તરફ જોતા જ નથી. જ્યારે ભક્તિમાર્ગમાં પણ રહે નહિ, તેનો સર્વાંશે ત્યાગ કરે, માત્ર આહારનિદ્રાભય-મૈથુનં ચ એ ઉક્તિ પ્રમાણે માત્ર પશુવૃત્તિને જ પોષે ત્યારે તો પ્રભુ તેના ઉપર ક્રોધ કરીને તેને ઠેકાણે લાવવાનું પણ કાર્ય કરતા નથી, તેનાથી તદ્દન બેદરકાર રહે છે, તે સેવક જેવી રીતે વર્તવા ઇચ્છતો હોય તો તે પ્રમાણે તેને વર્તવા દે છે, કેમકે, તેણે માર્ગની મર્યાદા સુધ્ધે જાણવી નહિ, બલ્કે તેનો ત્યાગ કર્યો અને આસુરના સંગમાં અભિરુચિ થવાથી તેને આસુરાવેશ થયો. તેવા વદન વંઠી ગયલા નોકરની તરફ ઉદાસીનવૃત્તિ વિના બીજું પ્રભુ શું કરે ? ૨.

જ્યારે અહંકારથી મહાન પુરુષોનો અપરાધ કરે છે, તે પણ પોતાના થઇને, ત્યારે સ્વજનવત્સલ પ્રભુ કોપે છે. પ્રભુનાં દાસ્ય જેવો ઉત્તમ પદાર્થ યોગ્યતાના અભાવે મળી ગયો અને પાછીથી થયો અહંકાર, અને તેમાં આંધળા બનીને મહાન્ ભગવદીયોને પણ ગણ્યા નહિ, તો શું પ્રભુ તેના ઉપર રાજી રહેશે ? કદાપિ નહિ. પ્રભુનો અપરાધ તો કોઇ પણ ઉપાયે નિવૃત્ત થઇ શકે છે, પરંતુ મહાનુભાવી ભગવદીયોનો અપરાધ કદાપિ નિવૃત્ત થતો નથી. મર્યાદા માર્ગમાં પણ નહુષરાજાદિ સ્વાધિકારના ગર્વથી નારદાદિકનું કરેલું અપમાન અને તેનું પરિણામ પુરાણોમાં પ્રસિદ્ધ છે. તેની જ રીતે ભક્તિમાર્ગમાં પણ ભગવદીયોનો અપરાધ મહાભયંકર ગણવામાં આવ્યો છે, તે અપરાધ કરનારા ઉપર પ્રભુ કોપે છે. પોતાના જ દાસ થઇને પોતે જ જેમને અનુગ્રહમાર્ગમાં ઉચ્ચ અવસ્થામાં સ્થાપિત કર્યાં છે, એવા મહાન્ ભક્તોનું અપમાન કરે તો પોતાના જન જેને અત્યંત પ્રિય છે એવા પ્રભુ ગુસ્સે થયા વિના રહેતા નથી. એક તો એ દાસ પણ પોતાનો છે, અને માટે જ તે પ્રિય હોવો જ જોઇએ, અને મહાનુભાવી ભગવદીયો પણ સ્વદાસ હોવાથી પ્રિય છે, તેથી બન્નેની મૈત્રી ક્ષતિ ન થાય માટે પ્રભુ સ્વકોપથી દાસને અપરાધની શિક્ષા દે છે. ૩.

જ્યારે મોટા કુલમાં પ્રકટ થયલા પણ પોતાના કુલને યોગ્ય અતિ લાજ દે છે. ત્યારે તે કુલના સ્વામી ક્રોધ કરે છે, એમાં કાંઇ પણ સંશય નથી. જ્યારે પ્રભુએ જે કુલનો ઉત્તમોત્તમ અધિકાર સ્થાપન કર્યો, અને તે કુલમાં પ્રકટ થઇને જે પછી તે કુલના મહાન સજ્જનોને ન છાજતી વર્તણુક ચલાવે તો તે તે કુલનું સર્વસ્વ-તેના નાથ તે કુલમાં પ્રકટ થયલા ઉપર કોપે તેમાં સંશય શો ? ૪.

બધાં ઠેકાણાં શોધી વળો. કોઇપણ સ્થળે સન્માર્ગની ઝાંખી પણ હવે થવી મુશ્કેલ છે. કલિના દોષમય વાતાવરણથી આવૃત થયલા હૃદયોથી વ્યાપી સ્થલોમાં સારા ઉત્તમ માર્ગની સ્થિતિ કેમ હોઇ શકે ? જ્યારે તેના માર્ગનાં દર્શન દુર્લભ થઇ ગયાં, તો પછી તે માર્ગના પ્રકાશક શ્રીમદાચાર્યચરણના ચરણારવિંદમાં નિષ્ઠા-ભાવ ભક્તિ ક્યાંથી ? તેના વિના પ્રભુને પ્રસન્ન કરવાનું એક જ સાધન, તે દૈન્ય, ક્યાંથી આવવાનું ? શ્રીહરિરાયપ્રભુ આજ્ઞા કરે છે કે, આ સમયમાં તો નથી સન્માર્ગની મર્યાદા, કે નથી શ્રીમદાચાર્યચરણમાં નિષ્ઠા કે નથી દીનતા. ૫.

( સંપૂર્ણ. )

ભક્તિમાર્ગનો પરિત્યાગ કરીને માત્ર જનનેન્દ્રિય અને ઉદરની તૃપ્તિ માટેના જ ઉપભોગને આસ્વાદ, આસુરાવેશથી દાસો બને છે, ત્યારે શ્રીહરિ ઉદાસીન થાય છે. જ્યારે દાસો-સેવકો પ્રથમ શ્લોકમાં વર્ણવેલી કક્ષાથી પણ હીન કક્ષામાં જાય છે, ત્યારે તો પ્રભુ તે તરફ જોતા જ નથી. જ્યારે ભક્તિમાર્ગમાં પણ રહે નહિ, તેનો સર્વાંશે ત્યાગ કરે, માત્ર આહારનિદ્રાભય-મૈથુન જ એ ઉક્તિ પ્રમાણે માત્ર પશુવૃત્તિને જ પોષે ત્યારે તો પ્રભુ તેના ઉપર કોપ કરીને તેને ઠેકાણે લાવવાનું પણ કાર્ય કરતા નથી, તેનાથી તદ્દન બેદરકાર રહે છે, તે સેવક જેવી રીતે વર્તવા ઇચ્છતો હોય તો તે પ્રમાણે તેને વર્તવા દે છે,—કેમકે, તેણે માર્ગની મર્યાદા સુદ્ધાં જાળવી નહિ, બલ્કે તેનો ત્યાગ કર્યો અને આસુરના સંગમાં અભિરુચિ થવાથી તેને આસુરાવેશ થયો. તેવા તદ્દન વંઠી ગયેલા નોકરની તરફ ઉદાસીનવૃત્તિ વિના બીજું પ્રભુ શું કરે ? ૨.

જ્યારે અહંકારથી મહાન્ પુરુષોનો અપરાધ કરે છે, તે પણ પોતાના થઈને, ત્યારે સ્વજનવત્સલ પ્રભુ કોપે છે. પ્રભુનાં દાસ્ય જેવો ઉત્તમ પદાર્થ ભોગવવાના અભાવે મળી ગયો અને પછીથી થયો અહંકાર, અને તેમાં આંધળા બનીને મહાન્ ભગવદીયોને પણ ગણ્યા નહિ, તો શું પ્રભુ તેના ઉપર રાજી રહેશે ? કદાપિ નહિ. પ્રભુનો અપરાધ તો કોઈ પણ ઉપાયે નિવૃત્ત થઈ શકે છે, પરંતુ મહાનુભાવી ભગવદીયોનો અપરાધ કદાપિ નિવૃત્ત થતો નથી. મર્યાદા માર્ગમાં પણ નહુષાદિકે સ્વાધિકારના ગર્વથી નારદાદિકનું કરેલું અપમાન અને તેનું પરિણામ પુરાણોમાં પ્રસિદ્ધ છે. તેવી જ રીતે ભક્તિમાર્ગમાં પણ ભગવદીયોનો અપરાધ મહાભયંકર ગણવામાં આવ્યો છે, તે અપરાધ કરનાર ઉપર પ્રભુ કોપે છે. પોતાના જ દાસ થઈને પોતે જ જેમને અનુગ્રહમાર્ગમાં ઉચ્ચ અવસ્થામાં સ્થાપિત કર્યા છે, એવા મહાન્ ભક્તોનું અપમાન કરે તો પોતાના જેને જેને અત્યંત પ્રિય છે એવા પ્રભુ ગુસ્સે થયા વિના રહેતા નથી. એક તો એ દાસ પણ પોતાનો છે, અને માટે જ તે પ્રિય હોવો જ જોઈએ, અને મહાનુભાવી ભગવદીયો પણ સ્વદાસ હોવાથી પ્રિય છે, તેથી બન્નેનાં હિતની ક્ષતિ ન થાય માટે પ્રભુ સ્વકોપથી દાસને અપરાધની શિક્ષા દે છે. ૩.

જ્યારે મોટા કુલમાં પ્રકટ થયેલા પણ પોતાના કુલને યોગ્ય અતિ લાજ દે છે. ત્યારે તે કુલના સ્વામી ક્રોધ કરે છે, એમાં કાંઈ પણ સંશય નથી. જ્યારે પ્રભુએ જે કુલનો ઉત્તમોત્તમ અધિકાર સ્થાપન કર્યો, અને તે કુલમાં પ્રકટ થઈને જો પછી તે કુલના મહાન્ ફલજ્ઞાનને ન જાણતી વર્તણુક ચલાવે તો તે તે કુલનું સર્વસ્વ—તેના નાથ તે કુલમાં પ્રકટ થયેલા ઉપર કોપે તેમાં સંશય શો ? ૪.

બધાં ઠેકાણું શોધી વળ્યા. કોઈપણ સ્થળે સન્માર્ગની ઝાંખી પણ હવે થવી મુશ્કેલ છે. કલિના દોષમય વાતાવરણથી આવૃત થયેલા લક્ષ્યોથી વ્યાપી સ્થળોમાં સારા ઉત્તમ માર્ગની સ્થિતિ કેમ હોઈ શકે ? જ્યારે તેવા માર્ગનાં દર્શન દુર્લભ થઈ ગયાં, તો પછી તે માર્ગના પ્રકાશક શ્રીમદાચાર્યચરણના ચરણારવિંદમાં નિષ્ઠા—ભાવ ભક્તિ ક્યાંથી ? તેના વિના પ્રભુને પ્રસન્ન કરવાનું એક જ સાધન, તે દૈન્ય, ક્યાંથી આવવાનું ? શ્રીહરિરાયપ્રભુ આજ્ઞા કરે છે કે, આ સમયમાં તો નથી સન્માર્ગની મર્યાદા, કે નથી શ્રીમદાચાર્યચરણમાં નિષ્ઠા કે નથી દીનતા. ૫.

(અપૂર્ણ.)

# पुष्टिभक्तिसुधा।

## पुष्टिमुक्तिविवृतिप्रकाशः।

ममोत्तमश्लोकजनेषु सख्यं संसारचक्रे भ्रमतः स्वकर्मभिः।
त्वन्माययात्मात्मजदारगेहेष्वासक्तचित्तस्य न नाथ भूयात् ॥१॥

श्रीकृष्णाय नमः

प्रणम्य श्रीमदाचार्यचरणांस्तत्कृपाबलात्।
तदीयां पुष्टिमार्गीयमोक्षोक्तिं विवृणोत्ययं ॥ १ ॥

अथ श्रीमदाचार्यचरणाः पुष्टिप्रवाहमर्यादायां पुष्टेर्मार्गत्वस्य विवृतत्वेन तत्र पुरुषार्थानामवश्यवक्तव्यत्वात् पुष्टेः षष्ठस्कंधार्थत्वात् चास्य षष्ठत्वात् तन्निरूपणं प्रतिजानतोऽर्थत्वेन तत्र सपरिकरायास्तस्या निरूपितत्वात् तत्रत्यैर्वाक्यैरेव तान्निवारयितुः पूर्ववाक्येषु धर्मार्थकामानां स्पष्टत्वाच्चतुर्थीयस्य चास्पष्टत्वात् तन्निरूपणं प्रतिजानन्तो पुष्टिमार्गे मोक्षो निरूप्यत इति, "पोषणं तदनुग्रह" इति लक्षणवाक्यात्पुष्टिरनुग्रहः, स च धर्मोत्तरमिति भक्तिहेतुनिर्णये स्थितं, स एव फलसाधनत्वात् मार्गः, तत्र मोक्षो "मुक्तिर्हित्वान्यथारूपं स्वरूपेण व्यवस्थितिरि"तिवाक्योक्तलक्षणकः अन्यथारूपत्यागपूर्वकं स्वरूपेणावस्थानं, निरूप्यते तरवैलक्षण्येन ज्ञाप्यत इत्यर्थः,.

ननु "प्रसंगमजरं पाशमात्मनः कवयो विदुरि"ति "स्नेहपाशैर्निबध्नाति भवान्सर्वमिदं जगदि" त्यादिवाक्यैर्बंधस्य स्पष्टत्वेन तदभावरूपमोक्षस्यापि तथात्वात्तस्य च मार्गमात्रतुल्यत्वादपार्थोऽयं प्रयास इति चेत्तत्राहुः, ममेत्यादि, मोक्षस्येतरवैलक्षण्येन ज्ञाप्यतया वैलक्षण्यप्रतियोगिनो बंधस्य वक्तव्यत्वे, स्थितौ उपादेयतया प्रतियोगिभूतायां बंधः संसारकारणभूत उक्तविधस्तस्य सहेतुकस्य तत्र "सत्त्वं निर्मलत्वादि"त्यादिगीतावाक्यात्पञ्चेतरो गुणास्तत्त्वतस्तस्य बंधस्याभावो ध्वंसादिर्मोक्षः, पुष्टिः पुष्टिसरणीस्थविपरीत विरुद्धलक्षणा, तथाच तत्र संसारास्पदेषु प्रसंगासक्ती मोक्षस्तदभावश्च बंध इत्यर्थः, तत्र मोक्षस्तु अथ स्फुटिष्यति, बंधस्तु तृतीयस्कंधनवमाध्याये प्रसक्तुतो "अन्तकापृतार्थकरणा" इत्यस्य सुबोधिन्यां व्युत्पादितः, ये पूर्वजन्मनि प्रभात्मपादार्चनपराः तेभ्यः स्वोक्तनिद्रविभागकरणाद्भगवान्प्रसन्नो भूत्वा सत्यादि-

लोकेष्विह वा किंचित्प्रसादं प्रयच्छति तदा नेदमस्माकमपेक्षितमिति ततो विमुखाः प्रकारप्रभावचिंतनेनैव प्राप्तदेहावसानाप्तेतिश्लोकोक्तरीत्या इहैव संचरंतीति स्वमुक्तस्वाभिमानेन भगवद्दत्तप्रसादाग्रहाणां ऋषीणामप्येवं भाव इति।

ननु मार्गैक्ये साधनस्य समानतया वैजात्याभावात् फले कथं भेद इत्यत आहुः, तत्रेत्यादि, तथाच मार्गे अवांतरभेदान्मोक्षभेद इत्यर्थः।

ननु किंनिबंधनो भेदः, कथं च मोक्षभेद इत्यत आहुः, मोक्षे हीत्यादि, वेदोक्ताः कर्मज्ञानभक्तयो मर्यादेति पुष्टिप्रवाहमर्यादायां स्थितं, तेष्वत्र प्रकरणवशाद्विहितज्ञानभक्ती ग्राह्ये, योगोपासनादिग्रहणे त्रयो वा, तथाच तया ताभ्यां तैर्वा मिश्रितोऽनुग्रहः पुष्टिमर्यादा तयैकः, अनुग्रहांतरेण मिश्रितोऽनुग्रहः पुष्टिपुष्टिस्तयेतरः, इतिभेदनिबंधकमुक्तं, स्वरूपभेदकमाहुः, भगवदित्यादि, तथाचाद्यया भगवतः परोक्षानुभवः, इतरया च प्रत्यक्षानुभवः, इति ताभ्यां कृत्वा भक्तरूपावस्थितिरूपमोक्षस्यापि स्वरूपभेद इत्यर्थः।

एवं श्लोकार्थं संगृह्य पूर्वस्य गुणभावं स्पष्टयितुं पूर्वार्द्धस्यपदानि विवृण्वंतः पूर्वश्लोकेषु हरेरमंजसारविंदाक्षपदैः संबोधनेन भगवत्प्रत्यक्षतायाः स्पष्टत्वादत्रापि संबुद्धिः संभाव्यते, तथासति हे उत्तमश्लोक उक्तविधस्य मम जनेषु सख्यं न भूयादिति जननादिधर्मवत्सख्याभावप्रार्थनं श्लोकार्थो भवति, स चाऽपुनर्भवपर्यंतमनाकांक्षतो मनसा भगवंतं दिदृक्षतश्च प्रतिबंधकनिरासस्य प्रागेव जातत्वात्तादृशी सख्याभावे स्यादेव निरस्त इति न युज्यतेऽतःसमासमादृत्यान्य एवार्थो वक्तुमुचित इत्याशयेनाहुः, प्रत्यक्षेपीत्यादि, अप्रत्यक्षमादिनापि संबोधनानुरोधेन बोद्धसन्निधानस्य " अहं समाधाय मनो यथाह संकर्षणस्तच्चरणारविंद " इतिवाक्यात् पूर्वसर्वस्मरणस्य चावश्यवाच्यत्वात्तस्यैकांतभक्तत्वमवश्यं वाच्यं, तथा तादृशस्याद्युत्यागावसरे भीष्ममुक्ताविव भगवदनुकंपा, तथा दर्शनदानं चावश्यं मंतव्यं, तथा सति कानुपपत्तिः प्रत्यक्षे? तस्मादुक्तं प्रत्यक्ष इति, एवं यद्यपि भगवान् प्रत्यक्ष इति मम स्वर्दीयेषु जनेष्विति वक्तव्यं, तथापि यदेवमुक्तं, तेन उत्तमैर्यथार्थशास्त्रार्थवेद्भिः श्लोक्यते कीर्त्यत इत्युत्तमश्लोकः, उत्तमा परापरविद्यागोचरा वा श्लोका कीर्तिर्यस्य स, तथा तस्य ये जनाः, " न कर्मबंधनं जन्म वैष्णवानां च विद्यते विष्णोरनुचरत्वं हि मोक्षमाहुर्मनीषिण" इति वाक्याद्दृढजन्मयुक्तास्तेष्विति, यः समासः स शास्त्रार्थस्तस्य भगवतः शास्त्रार्थरूपत्वं ज्ञापयितुमित्यर्थः,

मम क्रियार्थोपपदस्य च कर्मणि स्थानिन इत्यनेन तुमुनो प्रयोगे चतुर्थी, फलेभ्यो यातीतिवत्।

ननु शास्त्रार्थस्त्वमुत्तमश्लोकपदीयसमासेनैव प्राप्यते, न तु पदत्रयसमासेन, तथा च तादृशत्वेन संबोध्य प्रतिबंधकाभावमार्थनं सत्संगादौ पर्यवसास्यतीति कथं संपूर्णस्य तथार्थ इत्यत आहुः, भक्तेत्यादि, तथाच "वैयासकिः स भगवानथ विष्णुरातमि"त्यत्रैव तादृशसत्संगे तेष्वाविष्टो भगवान् तद्द्वारा फलतीति पदत्रयसमासमहिम्ना लभ्यते; तदभावे तु केवलेन संबोधनेनोदासीनतया सत्संगासेपारमार्थनमसंगतं स्यादतः पदत्रयसमास एवादरणीय इत्यर्थः।

ननु तादृशसत्संगेपि शास्त्रार्थरूपस्य परोक्षेण प्रकाशात्तत्र चानुपपत्तिरिति मस्यया मावारकथं फलतीत्युच्यत इत्यत आहुः, पौरुषेत्यादि, "नैकात्मतां मे स्पृहयंति केचिन्मत्पादसेवाभिरता मदीहाः येन्योन्यतो भागवताः प्रसज्य सभाजयंते मम पौरुषाणी" त्यत्र श्रीकपिलदेवैर्भगवदीयानां परस्परासक्तिपूर्वकं भगवत्पौरुषसंमाननरूपं जीवतां साधनमुक्तं, चोप्यर्थे, "तस्मायेण मुनयो रामभिन्नया विधिषेधतः नैर्गुण्यस्था रमंते स्म गुणानुकथने हरेः" "परिनिष्ठितोपि नैर्गुण्य उत्तमश्लोकलीलया गृहीतचेता राजर्षे आख्यानं यदधीतवान् तदहं तेभिधास्यामि निवर्तर्षैरुपगीयमानाद्भवौषधाच्छ्रोत्रमनोभिरि"त्यादिषु गुणातीतानां स्वरूपावस्थितानां रतिविषयत्वेन च कथमात्फलं तथा च तद्दानेन फलतीत्यर्थ., यद्वा चः समुच्चये, तथा च यथा काव्यश्रवणे वर्णनीयस्य परोक्षज्ञानेपि विगलितवेद्यांतरानंदो लौकिकानां तथात्र स्वानंदवद्गुणाश्च समामयन्त तथेत्यर्थः।

नन्वेवमयं फलं श्रवणेपि भवति यथा परीक्षितः तस्यापि "नानुतृप्ये जुषन्युष्मद्वचो हरिकथामृतं येन येनावतारेणे"त्यादीनां गुणभाजनवाक्यानां दर्शनात्, तत्र च वक्तुरपेक्षया हीनभावस्य स्फुटत्वात् संगममात्रमेव तदर्थं प्राप्यं सख्ये को विशेष, इत्यत आहुः, भक्तेष्वित्यादि, इमानि वाक्यानि सभाजनप्रयोजकानि न तु सभाजनरूपाणि, स्वरूपादिज्ञानपूर्वकवदनुवादस्य सभाजनत्वात्, "कच्चि सभाजयंत्यार्या गुणज्ञाः सारभागिन" इत्यादौ तथा दर्शनात्, परीक्षिद्वाक्यानां गुणादिज्ञानार्थत्वात्, अतस्तादृशभावस्य चक्षुर्मोरसकत्वेन साधनत्वं, तच्च दास्यपर्यंतानां तुल्यं, सख्यस्य तु तदीयस्वरूपमानसजनकत्वमिति विशेषाचस्थार्थनमित्यर्थः।

नन्वभयं विशोकत्वमपारतंत्र्यं च मोक्षलक्षणं "अभयं वै जनकमाप्तोसि" "स्वतंत्र्यमेच्छताभयं," "तरतिशोकमात्मवित्" "तदस्य संसृतिर्बंधः पारतंत्र्यं च तत्कृतमि" त्यादिवाक्यात्, प्रकृते तु "नित्यदा विधिपेयत" इत्यनेन एप ह वाव तपतीति श्रुत्यर्थस्फुरणात्तेषां भयाभावशोकाभावयोः सत्त्वेपि सख्यस्य संबंधिकत्वेन पारतंत्र्याच्च मोक्षत्वमित्यत आहुः, सर्वथेत्यादि, तथा च दयामभयादिवत्तत्संबंधकत्वेपि स्वधर्मत्वेन तेषु विद्यमानः सख्यरूपो धर्मो यत्संबंधोप्यस्त्वित्याशयेनात्र स्वनिष्ठस्य भक्तविषयस्य सख्यस्य कीर्तनं भृत्यद्रवत्वप्रेमैमित्तिकत्वेपि तस्य विद्यमानतया सर्वथा स्वातंत्र्यं ज्ञापयितुं, तेन न मोक्षत्वहानिरित्यर्थः।

ननु सख्यस्य स्वतंत्रत्वेपि स्वस्य सख्येन श्रोतृत्वे वक्तृपारतंत्र्यान्मुक्तत्वहानिस्तेषां च जनत्वेनोपोत्यादिभावविकारदशापत्तौ प्रतियोग्यभावेन सख्यस्याप्यभावे देशकालपरिच्छेदात् सख्यस्य मुक्तत्वहानिरित्यत आहुः गुणेत्यादि, तथा च बहूनां युगपद्वक्तृत्वासंभवाद्बहुत्वेन तेषां श्रोतृत्वस्फोरणात् स्वस्य वक्तृत्वे स्वातंत्र्यसिद्ध्या प्रतियोगिबाहुल्येनैकप्रतियोगितिरोधानेपि वैशेषिकप्रतिपन्नसमवायवत् सख्यस्यात्मपरिच्छेदसिद्ध्या च न स्वस्य मुक्तत्वहानिर्न वा सख्यस्य मुक्तित्वहानिरित्यर्थः।

ननु स्वल्पवक्तृत्वेन स्वातंत्र्ये भक्तावज्ञादोषः संबध्येतेत्यत आहुः, जनत्वादित्यादि, तेषां शास्त्रार्थज्ञातृभक्तत्वेपि जननादिधर्मयोगेनास्वतंत्रत्वबोधनात्तत्र स्वातंत्र्येण दोषो न संबध्यते यथा ज्ञानिषु सनंदनस्य तथेत्यर्थः।

ननु मोक्षे दुःखासंभेदस्य सुखावच्छेदकत्वात् प्रकृतमोक्षसुखस्य श्रोतृसापेक्षत्वात् तादृशश्रोतृप्राप्तेर्विचयनसापेक्षत्वात् पौरुषस्य ज्ञानविषयत्वे सभामनसिद्धेर्ज्ञानस्य च श्रवणेन जायमानस्य वक्त्रधीनत्वाद् वक्तृप्राप्तेरपि विचयनसापेक्षत्वाच्च प्रयासापत्त्या दुःखसंभेदेन तादृशस्य कथं मोक्षत्वमित्यत आहुः, संसारस्येत्यादि, चक्रे भ्राम्यन् हि तं तं देशं शीघ्रमुपयाति सदृशविसदृशौ संयुनक्ति वियुनक्ति चेति न तत्र तत्संपादनप्रयासः, तथा च परिश्रमेण च विषयोपार्जनं च ताभ्यां यः क्लेशस्तदभावोत्र संसारस्य चक्रत्वकथनेन सूचित इति दुःखसंभेदाभावाच्च तत्सख्यस्य मोक्षत्वहानिरित्यर्थः।

ननु तथापि संसारपदेन क्लेशसाधनतापि स्फुटतीति कथं दुःखासंभेद इत्यत्रस्तत्तात्पर्यमाहुः क्लेशसाधनेत्यादि, तथा च तेन पदेन *भगवंतं प्राप्य तया सा मुषितेति* तदर्थं तत्पदप्रयोगो न क्लेशबोधनायेति न दुःखसंभेद इत्यर्थः।

नन्विदं सूचनं प्रार्थनाफलकं तथा सति कथं क्लेशाभाव इत्यत आहुः, योग्ये-त्यादि तथा चेत्यपरं भगवद्हृदयया अन्तिमदेहमवतादितः प्रागेव क्लेशो नास्तेवपु-परमप्रीति न दुःखसंभेद इत्यर्थः ।

ननु कार्यमात्रे मति भगवदिच्छायाः कारणत्वेन क्लेशेपि तस्या एव तयात्वा-दीदृशभक्तस्य तत्स्फूर्तेरेवोचितत्वात् कथं तदनुक्तिरित्यत आहुः, क्लेश इत्यादि-बहुवचनमित्यंतं । आवश्यकत्वायेति तत्फलभोगावश्यकताय, तथा च तमोचितं किंतु कर्मपदमेवोचितं तयेदृशक्लेशे प्रार्थनाप्युचितेत्यर्थः ।

ननु "अतो वै लोक एतस्मिन्नविपाकामकर्मभिः तथावचाद्य गतिषु न वेद स्वां गतिं भ्रमन्नि"त्यत्र भयाणां भ्रमणकारणत्वसिद्धेः कथं कर्ममात्रस्यैव करण-त्वेन कथनमित्यत आहुः चक्रेत्यादि कर्माभावे ताभ्यां तथा भ्रमणाभावस्यानु-भवसाक्षिकत्वाद्भ्रमणे मुख्योपयोगः कर्मणामेवातस्तेषामेव तथात्वं बोचितमित्यर्थः।

ननु भवत्वेवं तथापि सत्यं प्रार्थयत इति यदुक्तं तदसंगतं, प्रार्थनावाचकपद-स्याश्रानुपलंभादसौ व्याख्यानं सर्वमेव संदिग्धमित्यत आहुः, अस्यात्यादि, तथा च तद्प्रयोगमात्रेणोक्तेर्थे न संदेहमित्यर्थः, सिद्धमाहुः प्रवाचेत्यादि, पुष्टिप्रवाह-मर्यादायां "तस्माज्जीवाः पुष्टिमार्गे भिन्ना एव न संशय" इति जीवभेदं पूर्वोक्त-हेतुभिर्निगमयित्वा भगवद्रूपसेवार्थं तत्सृष्टिः तेषां स्वरूपादिभिर्भगवत्तुल्यत्वं सेवा-सिद्ध्यर्थमीषच्चारतम्यं चोक्त्वा तेषां शुद्धामिश्रभेदेन द्वैविध्यं मतिज्ञाय मर्यादामिधाणां गुणभूतत्वं लक्षणमुक्तं, तत्र भगवद्रूपसेवार्थं सृष्टत्वे सति स्वरूपादिभिर्भगवत्तुल्यत्वे सति सेवार्थमीषच्चारतम्यवत्त्वे सति भगवद्गुणभूतत्वं मर्यादामिश्रपुष्टजीवत्वमिति फलति, तथा "वैदिकत्वं लौकिकत्वं कापट्याचेषु नान्यथा वैष्णवत्वं हि सहजं ततोन्यत्र विपर्यय" इत्यन्यथारूपज्ञापनपूर्वकं सामान्यलक्षणं भयाणां तयोक्तं, तन्मूलेनैकात्मतं । ये मायेण मुनयः परिनिष्ठितोपीत्येवेषु तथामवन् व्यासपुत्रः प्रद्युम्नाद्यवर्ये द्वैपायनाच्छुको भवे भगवानेव शंकरः अंशांशेनावतीर्णोस्यां स्वं भार्य परमं पदं तं स्कंद इत्याचक्षते, सुदर्शनदीक्षितमंगे गोविंदसुमनसुतायां द्वारवत्यां कृष्ण भवास्सी नारदोमीश्वं कृष्णोपासनलालस इत्यादिभिः शुकसनत्कुमार-नारदेषु स्फुटं, तथा "कामेन तु फलं पुष्टानिति" पुष्टिफलस्य स्वरूपसाध्यत्वं तयोक्तं, तदप्मेयासक्तिः सभगवानित्यनेनोक्तं, तेन लौकिकत्ववैदिकत्वरूपा इत्यर्थः, अत्रापि पूर्वकक्षा परीक्षितिति उत्तरकक्षा सनत्कुमारादिषु ज्ञेया, छांदोग्ये सनत्कुमार-

नारदसंवादे सर्वास्मभावविवरकतया तस्मिंस्त्वयास्वस्य पश्यवचनत्वात्, श्रुतिगीतार्थनिर्णयस्वाभअनार्थवायाः सुबोधिन्यां निर्णीतत्त्वाच्चेति, अयं च मोक्षः भायस्तुरीयाश्रमाणां हंसपरमहंसानामेवेति भाति, उदाहरणस्य तेष्वेवोपलंभादितिदिक्।

अतःपरं पुष्टिपुष्टिमोक्षं विवरितुमाहुः द्वितीयादित्यादि, ननु प्रसंगमजरं पाशमात्मनः कवयो विदुः स एव साधुषु कृतो मोक्षद्वारमपावृतं, यच्चोक्ते साधवः साध्वी सत्संगेन हि दैतेया इत्यादिवाक्यैः सत्संगस्य मोक्षद्वारत्वात् पूर्वोक्तवाक्येषु गुणगानस्य फलत्वसाधनाच पुष्टिमर्यादामोक्षरूपत्वं तत्स्वरूपस्योचितं, तच्च पूर्वार्धे भूयादित्यदूरान्वयांगीकारेण सिद्धं, अतः परमभुत्तरार्द्धे देहाद्यासक्तिबोधकं स्वविशेषणमवशिष्यते, निषेधो नायपदं च, तथा सति देहाद्यासक्तिनिषेधः प्रार्थनीयत्वेन फलिष्यतीत्यासक्तिरूपो मोक्षः कथमत्र कथं वा देहाद्यासक्तेर्मोक्षत्वमित्याकांक्षायां भगवदपरोक्षज्ञानेन पुष्टिपुष्टिमोक्षस्य पूर्वं व्यवस्थापितत्वादत्र तादृशत्वेन तस्या मोक्षत्वं वक्तुं देहाद्यासक्तिजनकमोहन विशेषमाहुः समासावित्यादि, मायाशक्तिर्हि मोहने अधिकृता तत्र यदि माया चाविद्या च स्वयमेव भवतीति श्रुत्वा मायाविद्ययोरभेद आद्रियते तदापि ससर्जाग्रेंऽधतामिस्रमथतामिस्रमादिकृत् महामोहं च मोहं च तमश्चाज्ञानवृत्तय इति तामिस्रमंधतामिस्रं तमो मोहो महातम इति द्वादशविंशाध्यायस्य वाक्ययोः पर्वक्रमभेदेनाविद्याभेदस्य तृतीयस्कंधसुबोधिन्यां विंशाध्याये भगवत्कर्तृकत्वकथनपूर्वकं व्युत्पादनात् पूर्वापेक्षया उत्तमत्वस्य च ततोपि देहाहंकारः भगवत्सेवौपयिकत्वादुत्कृष्ट इति पंचमपर्वव्याख्यानेन सूचनात् भगवदैक्षुकयात् महाभोगेच्छारूपस्य तत्प्रथमपर्वणइंद्रे वर्तमानस्य मखभंगप्रवर्तकरणलीलोपयोगितायाः भोगेच्छारूपस्य द्वितीयस्योग्रसेनादौ अज्ञानस्य तृतीयस्य सद्यो नष्टस्मृतिरित्यादौ मोहस्य चतुर्थस्य कालियदमनादौ महामोहस्य पंचमस्य सर्वोपयिकतायाः सर्वत्र स्फुटत्वाच तदुत्तमतायाः स्फुटत्वेन प्रकारभेदो मोहने, यदि च " विद्याविद्ये मम तनू विद्ध्युद्धव शरीरिणां मोक्षबंधकरी आद्ये मायया मे विनिर्मिते " इति वाक्ये कार्यकारणभावेऽप्या भेद आद्रियते तदाप्यविद्याकृतं मोहनं संसाराय मायाकृतं तु भगवल्लीलार्थं तदपि वैष्णवीं व्यतनोन्मायां प्रमामोहमयीं प्रभु ते तदाप्याविद्याकृतं मोहनं" रित्यादौ स्फुटं, प्रकृते च तदाभिमततो तव माया त्वन्मायेति साक्षात्संबंधबोधकात्वदधिनाप्नुवा माया त्वन्मायेति वा तथाभूतात्समासादेव भिन्नतया भगवत्संबंधराहित्येन केवलं संसारार्थत्वेति याव तथा न मायामोहनमित्यर्थः ।

ननु भक्तेः मुक्तिमदविनाभावस्य सासास्संबंधस्य च सर्वमननीनत्वात् सर्वतन्त्र-सिद्धत्वाच सर्वदैव तयात्वेन प्रागपि वेष्णव इति पूर्वजन्मीनस्यापि देहपुत्राद्या-सक्तिरूपमोहस्य तथात्वेन तस्य च बंधकताया पुत्रे पुत्रशोकशापादिकथया स्फुर-त्वेन प्रकृते ततः को विशेषो येन मोक्षत्वमित्यत आहुः पूर्वेत्यादि, अविनाभा-वत्वानुक्तसिद्धत्वेन तद्बोधकपदोक्तिप्रयोजनाभावेपि या तदुक्तिः सेदानीं प्रार्थ्य-मानस्य मोहस्य तथिकीर्षितलीलार्थत्वं बोधयतीत्येव पूर्वस्माज्जन्मनो विशेष इत्यर्थः।

ननु भवतु लीलार्थत्वं तथापि मायामोहो भगवदज्ञानस्य ये संवसंतो न विदुर्हरिमीनाद्भवोहुपमित्यादिषु सिद्धत्वात् परोक्षज्ञानमपि चेद्दूरे कुतस्त्वाँ मत्यक्षसंभावना इति पूर्वोक्तम्पदस्या तु भव्यत्वेवेत्यत आहुः आभिमुख्यं चेति, तदि भगवतो नाभिमुख्ये प्रकृते मत्यक्षं भगवंतं प्रति युष्मत्पदोक्त्या आभिमुख्यं सूच्यते, तेन यथा वैष्णवीं व्यवनोविस्तारो मोहनं तथाभिमतं तत्र मत्यक्ष इति न व्यवस्थाभंगलेशोपीत्यर्थः, उक्तं विशेषं निगमयितुं पूर्वं जातयोः सख्यासख्योः स्वरूपं परिच्छिदंतः पथमं सख्यपरिच्छिदन्ति चक्रएवेत्यादि, पूर्वं नारदांगिरसो-र्मर्यादापुष्टमकयोर्यत्सख्यं तत्स्वकर्मभिः संसारचक्रे भ्रमत एव, अत एव शास्त्रा-भिनिवेशं ते पुत्रमेव ददामीत्यंगिरोवाक्यानि अभ्रेषिकाशापो इत्यादि न भगवदिच्छया परांसित इव न कर्मबंधस्यानिकथा तमेवपिपोषेत्रिकसख्यस्वरूपं परिच्छिन्नं, तेन एतादृग्भगवत्सक्तसख्यं पुष्टिमर्यादार्या मोक्ष इत्यत्रापि कर्मबंधस्या जिकया भगवदिच्छयेति विशेषणीयमिति शोभितं, अतः परमासक्तेः परिच्छिदंति हिरण्येत्यादि अत्र सख्यपदरहितां पूर्वफक्किकामनुषज्यासक्तिपदं चाध्याहृत्य योजनीयं, तथा च तत्सखीत्विव स्वस्यापीतःपूर्वं तद्भेदे विभक्तेद्रेहे च शाप-प्रयोजकमिथोपहासादिना तथात्वादासक्तिरपीतःभक्तना चक्रे परिभ्रमत एव न तु कर्मस्याजकपूर्वोक्तिपोहसंपादकभगवदिच्छयेत्यर्थः । तेनैवमाकनोभयस्वरूप-निष्कर्षेण प्रार्थ्यमानयोर्विशेषो निर्गंतव्य इति भावः ।

नन्वस्त्वेवं तथाप्यग्रे मार्थितं सेत्स्यतीत्यत्र किं गमकमत आहुः कृतार्थेत्यादि, पूर्वसंदर्भे भक्तत्वस्य स्फुटत्वादत्र च नायपदप्रयोगेण देन्यार्थिभावबोधनात्रकानां दैन्यमेवकं हरितोपणसाधनमिति सर्वत्र दर्शनेन भगवतोपादिति तस्यपोगादत्र तत्सिद्धिः सूचितेत्यर्थः ।

मन्मभासक्तिरूपैव कृतार्थतेत्यत्र किं गमकमत आहुः वदंतइत्यादि, इदंवाक्यं

पंचमस्कंधीयपष्ठे ऋपभचरितसमासावस्ति, तत्र तस्मिन् च पूर्वगद्ये परिश्रमवण-श्रावणयोः फलं भक्तिरिति भगवति तस्मिन् वासुदेव एकांततो भक्तिरनयोरपि समनुवर्तत इत्यनेनोक्ता, तदग्रिमं यस्यामेव कवय आत्मानमविरतं विविधवृजिन-संसारतापोपतप्यमानमनुसवनं स्नापयंतस्तयैव परया निर्वृत्या ह्यपवर्गमात्यंतिकं परमपुरुषार्थमपि स्वयमासादितं नो एवाद्रियंते भगवदीयत्वेनैवपरिसमाप्तसर्वार्था इति वर्तते, तत्र संसारावस्थावस्थितानां कवित्वेन भगवद्गुणगातॄणां भक्तिजन्य-सुखेन भगवत्सुदत्तपरमोक्षा सर्वार्था इति नादरपूर्वकं भगवदीयत्वधर्मेणः सर्वतः सम्यक्समाप्तसर्वपुरुषार्थत्वमुक्तम्, तावता सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत दीयमानं न गृह्णंति विना मत्सेवनं जनाः स एव भक्तियोगाख्य आत्यंतिक उदाहृत इति च स्मारितं, तेन तादृशपरमभक्तियुतां संसारस्य मुक्त्यादिकं तत्र स्फुटति यद्यपि स्वविशेषणनाथपदप्रयोगाभ्यां स्फुटतीति तदंते तादृशसिद्धौ हृदिकृत्वा माथनैव तादृशासक्तिरूपकृतार्थत्वगमिकेत्यर्थः, सिद्धाविति ल्यब्-लोपे पंचमी।

ननु भवत्वेवं तथापि त्रिवर्गस्य गृहाश्रमे संसिद्धमोक्षस्यैतरेषु संसिद्धेः प्रकृते च दारात्मजपदाभ्यां गृहाश्रमबोधनात् तस्मिन्नितरेतरविरुद्धचतुर्वर्गानुपपत्तिसिद्धिर्न बुद्धिमधिरोहतीत्याकांक्षायां तदनुभवप्रकारमाहुः धर्मेत्यादि माप्नोति, पूर्वोक्ता करोतीति पुष्टिपुष्टिभक्तानां करोति, तत्रेति तेष्वध्यासेषु प्रसिद्धेति ब्राह्मण-त्वाद्यभिमानाभावे तामंतिकाधानाधिकरणायोगात्तदुपदेशश्रावणावरतत्करणाभ्यां प्रसिद्धा धुमेत्यादिषुत्रे प्राणाधिकप्रियत्वप्रमानात् तत्र ममतारूपस्तत्साकल्यवैकल्य स्वसाकल्यवैकल्यमानाभावे देहप्राणवियोगाच्च तदर्थेऽहंतारूपो वा प्राणाध्यास-स्तस्मिन् सति तदुपार्जनप्रयत्नात् प्राणाध्यासेर्थसिद्धिः प्रसिद्धेत्यध्याहारेण योज्यं, तेष्वेव ममतारूपोऽध्यासो वा मूले पुत्रपदमर्थमात्रोपलक्षकमित्याशयेनैव मुक्तं, स्त्रियेत्यादि अत्र इंद्रियाध्यास स्त्रियामेव ममतादि वा तेन कामसिद्धिस्तये त्यर्थः, भक्तानामित्यादि " ब्रह्मानंदे प्रविष्टानामात्मनैव सुखप्रमा संघातस्य विलीनत्वाद्भक्तानां तु विशेषतः सर्वेंद्रियैस्तथा चांतःकरणैरात्मनापि हि ब्रह्म-भावात्तु भक्तानां गृह एव विशिष्यते " इति निबंधे कारिकाभ्यां, " पश्यंति ते मे रुचिरावतंसस्मृतावलोकारुणलोचनानि रूपाणि दिव्यानि वरप्रदानि साकं वाचं स्पृहणीयां वदेति तैर्दर्शनीयावयवैरुदारविलासहासेक्षितवामसूक्तैः हृतात्मनो

इतमाणांश भक्तिरनिच्छवो मे गतिमण्वीं मयुंक्त" इति श्रीकपिलदेववाक्यपद्यार्थः संगृहीतः। तदुक्तन्यायान्मोक्षानिच्छापूर्वकमगवदेकतानतारूपान्मोक्षत्वाविशेषेऽपि स्त्रीकोपयुक्तगृहासक्तिपूर्वकमगवद्दानंदानुभवरूपो मोक्षो गोपिकादितुल्यानां प्रसिद्ध इति योजना, तथा च एतस्मात् परस्परविरोधो प्रमभक्तादीनामितिरपयं प्रकार इत्यर्थः, मत्ततो वादृशोऽनुभवप्रकारो विवक्षितोंतःकरणाध्याससाध्यश्चेरपत्र किं गमकमत आहुः चित्तस्येत्यादि, "यत्तत् सत्वगुणं स्वच्छं शांतं भगवतः पदं यदाहुर्वासुदेवाख्यं चित्तं तन्महदात्मकं" मिति कपिलवाक्येन सर्वेष्वंतःकरणेषु चित्तस्य वासुदेवात्मकत्वात् सृष्टिस्थितिमध्यमेतत्कर्तृषु प्रद्युम्नादिषु चतुर्षु वासुदेवस्य मोक्षदातृत्वादत्र मोक्षप्रकरणादत्र चित्तपदप्रयोगः। तथा च स एवोक्तप्रकारानुभवस्य तस्यांतःकरणाध्याससाध्यत्वायाम विवक्षितत्वगमक इत्यर्थः। अनेन तादृशासक्तेर्मोक्षत्वे युक्तिरपि स्मारिता, तथाहि, यथेदं चित्तस्य वासुदेवात्मकत्वबोधकं वाक्यं तथैव मनसो निरुद्धस्यबोधकमहंकारस्य संकर्षणत्वबोधकं च वाक्यमस्ति तेन तत्तदंतःकरणाभिर्देवित्वं तेषां व्यूहानां तत्र सिद्धं। मत्तांतः-करणरूपाश्च त एव। किंच यो योऽध्यासः स सर्वोऽप्यहंकाराध्यासमूलकः, अहंकारश्च संकर्षणात्मकः, तत्रात्पाहमित्यध्यासस्तदहंग्रहोपासनातुल्यकक्षो मनसि, अहंग्रहोपासना च सर्वतापनीयसिद्धा। तथा च सा यथा मोक्षफलकत्वात् मोक्षरूपा तथायमध्यासोऽपि मोक्षफलकत्वान्मोक्षरूप इति तन्मूला देहाद्यासक्तिरपि तथेति।

ननु सर्वमिदं तदोपपद्येव यदांतरा नमयोगो न स्यात्, दृश्यते च स इति नायमर्थः साधीयान्, किंतु स्वकर्मभिः संसारचक्रे भ्रमतो मम तत्रमश्लोकजनसख्यं भूयात् तस्य प्रार्थनीयत्वे हेतुः त्वन्मायपात्मात्मजदारगेहेष्वासक्तचित्तस्य नेति भवापवर्गो भ्रमतो यतोऽपि वाक्याद्देहाद्यासक्तो तत्र भवतीति तद्भावपूर्वकतत्सख्य-प्राप्त्यप्रार्थनेत्यर्थं युक्त इत्यत आहुः क्रीडेत्यादि, उत्तमश्लोकस्येति शेषः, अयमर्थः, त्वया श्रोतस्यासाधुत्वेन अनुपपत्तिमात्रमविवक्षितत्वगमकतयोच्यते, सा तु नास्ति, तथाहि अत्र संदर्भे अहं समापायेत्यादि वाक्यैर्ब्रह्मस्य स्वपूर्वजन्मीनसर्वहृषांतस्मरणं निश्चीयते, प्रैवर्गिकाया सेति वाक्यात्, स्वस्मिन्प्रसादानुमित इति च, एवं सति पूर्वजन्मीनान्याभिनिवेशांगिरःसंगपुत्रदानतच्छोकनारदोपदेशमगवत्प्रसादविधायरापिप-त्याभिवोपहासांबिकाज्ञापा अपि तस्य स्मृतिगोचरा इति पूर्वप्रसादस्य परमफला-सापकत्वं स्पष्टा सांप्रतप्रसादे किं भगवता विधेयमिति तदाशये संदिहानः इदानीं

च मरणकाल इतीदानीं गोचरो मोचयिष्यतेत्येवेति निश्चिन्वानः अनुगृहीतत्वात् पौष्टिकमेव दास्यतीति निश्चित्य पूर्वजन्मीननारदांगिरासख्यस्य भ्रमत्सख्यत्वं च निश्चित्य यदि पुष्टिमर्यादया दित्साति तदा पूर्ववन्माभूदिति सख्ये सविक्षेपणे हीति प्रकारानिषेधस्य पूर्वार्द्धेन प्रार्थना सख्यं भूयात्परं तया न भूयादिति, यदि पुष्टिपुष्ट्या दित्साति तदा तयाऽसक्तचित्तस्य पूर्वार्द्धप्रार्थितं सख्यं न भूयादिति विक्षेप्यनिषेधस्योत्तरार्द्धेन प्रार्थनेति प्रकरणवशेनात्र वाक्यद्वयांगीकारस्योपपन्नत्वात् तत्र नानुपपत्तिरिति न सोर्थः किन्त्वयमेव साधीयानिति । सिद्धमाहुः तथा चेत्यादि, वैष्णवत्वं हि सहजमिति पुष्टिप्रवाहमर्यादायां पौष्टिकानां सामान्यलक्षणाचादृशः । न कर्मबंधनं जन्मेत्यपि पाद्माच्चद्व्यतिरेकेण केवला अविद्याकामकर्मभिरिति वाक्योक्तभ्रमणसाधककामकर्मा संसृष्टा या क्रीडासाधिका भगवन्माया तया गृहे गृहाश्रम एव पश्यंति ते म इत्यत्रोक्तरीत्या तदनुभवन् पुष्ट्या विमिश्राः सर्वज्ञा इति तेषां विक्षेपलक्षणात् सर्वं भगवदाशयपर्यंतं जानन् भगवदीयः यावन्न मयि ते नार्येति विज्ञप्तिश्लोकोक्तरीत्या भगवता स्वीयत्वेन निश्चित इति द्वितीया पुष्टिपुष्टिकृता मुक्तिः, तथा च गृह एव तयानुभवत्वेन मर्यादापुष्टमुक्तन्यावृत्तत्वे सति " निर्गुणो मदपाश्रय " इत्येकादशे गुणातीतकर्तृलक्षणाद्भगवदीयत्वेन त्रिविधलौकिककर्तृव्यावृत्तत्वं पुष्टिमिश्रपुष्टजीवत्वं तेषां स्वरूपं तेन रूपेण यावज्जीवं स्थितिः सेत्यर्थः । अत्रापि पूर्वकक्षा यादवादौ, उत्तमा श्रीमदुद्धवादौ ज्ञेया " नोद्धवोऽण्वपि मन्न्यूनो यद्गुणैर्नार्दित " इति कर्मबंधव्यतिरेकस्य त्वन्नणश्च मे मोहमहांधकार इत्यत्र प्रसारितः सृष्टिविवृद्धये तयेति भगवन्मायया देहाद्यासक्तेः । अद्यापि तदभिप्रेतं जानामिति तादृशत्वस्य स्फुटत्वादिति, एवं पुष्टिमार्गे द्विविधं मोक्षं निश्चित्य " शुद्धाः प्रेम्णातिदुर्लभा " इत्यत्रविचारितानां शुद्धपुष्टानां फलस्य स्वरूपस्य चतोप्यधिकत्वं हृदि कृत्वा भक्तानामेतदंततां ज्ञापयितुमाहुः इयमित्यादि, इयमेव, नेतोधिकेत्यर्थः ।

नन्वत्रायमेवाशय इत्यत्र किं मानमिति चेत्, उच्यते, अत्र भक्तानां गृह एव विशिष्यत इति न्यायोपक्षेपात् तद्व्याख्याने साधनं भक्तिः फलं मोक्षस्तथापि फलदशातः साधनदशैवोत्तमेति कथनेन अनिच्छतो गतिमण्वीं प्रयुंक्त मुक्तिदित्साप्रसूचनात् शुद्धपुष्टानां तु मुक्तिरिच्छायामपि सदनुक्तेरिति जानीहि । न च भक्तानामित्यस्य स्वतंत्रभक्तानां गोपिकादितुल्यानामिति व्याख्यानान्नैवमिति संशयं, तस्य साधनदशामात्रोत्कर्षज्ञापनपरत्वात् । अन्यथाफलदशाकथनविरोधापातात् । प्रनस्येषु वेणुगीते स्वाश्रयमापणं च प्रत्यापाचीरिति प्रत्यापचेरेवांगीकारात् ।

नन्वस्त्वेवं, तथापि परमभक्तिस्वरूपे साधने तारतम्याभावात् फलभेदः किं प्रयुक्तो यः स्वरूपं भिनत्तीतिचेत्, उच्यते, उत्तरत्तरप्रतातीर्यात्तृतीयपादीयाक्षरधियां त्वविरोध इति सूत्रोक्तोपसदन्यायेन भगवदिच्छाभेदादेवेत्यवेहि। ततस्तेष्वपि तारतम्यं भ्रमरगीतोक्तसंदेशस्वरूपाद् ग्रावल्यं,एकादशीयद्वादशाध्यायस्थ'न रोधयति मां योग' इत्यारभ्य "यास्यसे ह्यकुतोभयमि"त्यंतात् सर्वात्मभावपूर्वकशरणोपदेशसंदर्भाच्च तेन पार्थो हि पुष्टिमर्यादायामंगीकृतो न तु पुष्टिपुष्टाविति न्यासादेशेष्वित्यत्र प्रभुचरणोक्तेः, सात्विकप्रकरणोक्तानां तत्सजातीयभावमत्ता चायः, राजसप्रकरणोक्तानां तादृशी चेतरः, तामसप्रकरणोक्तानां तु मत्स्यापचितिरेवेतिलीलापरिकरस्य यथास्थितस्य नित्यत्वमस्यामेव लीलायां सिद्ध्यतीति। किं च पूर्वोक्तोपदेशश्रवणोत्तरमपि संशयः शृण्वतो पार्थ तत्र योगेश्वरेश्वर न निवर्तेत आत्मस्थो येन मे भ्राम्यते मन इति श्रीमदुद्धवोक्तेरयंभावोऽतिदुर्लभो भगवत्परमप्रसादादेव लभ्य इति च। तथाग्रे "त्वद्भक्तियोगं च महदिमृग्यं आख्याही"ति प्रश्ने 'भक्तियोगः पुरैवोक्त'इतिद्वादशाध्यायोक्तं तत्स्वरूपं स्मारयित्वा पुनश्च कथयिष्यामि मद्भक्तेः कारणमित्यादिना तदुपायकथनाच्चया तदुपायत्वज्ञानपूर्वकतत्करणेन प्रसभाद्भगवत एव तादृशप्रसादसिद्धिर्नेतरथेत्यादिकमालोचनीयमिति तदेतत्सर्वं हृदि कृत्वोक्तमियमेवेत्यादि, इतिदिक्।

रससिंधुचंद्रमुखमारिरुद्योत्रयपुष्टिपुष्टिमकरंदरसः।

इतिकृष्णचंद्रकृपया विदितः पुरुषोत्तमेन वचसा विवृतः॥

इतिश्रीमद्वल्लभनंदनचरणैकतानश्रीपीतांबरतनुजपुरुषोत्तमकृतः पुष्टिमार्गीयमुक्तिविवृत्तिप्रकाशः संपूर्णतामगात्॥

# श्रीसुबोधिनी.

## फलप्रकरण.

આમ ત્રિવિધ ગોપીજનોનું ભગવાનની સમીપ ગમન થયું તે કહીને જેમને કાલ[1] પ્રતિબંધક થયો, જેઓ પૂર્વે જ[2] ભક્તિયુક્ત હતા, તેઓ ભજનાનન્દ અનુભવ્યા જ વિના પતિગૃહ થકાં જ ભગવત્સાયુજ્ય પ્રાપ્ત થયાં તે કહે છે 'અન્તર્ગૃહગતા:' એમ ત્રણ શ્લોકોથી.

अन्तर्गृहगताः काश्चिद् गोप्योऽलब्धविनिर्गमाः ।
कृष्णं तद्भावनायुक्ता दध्युर्मीलितलोचनाः ॥ ९ ॥

શ્લોકાર્થ:—અન્તર્ગૃહગત કેટલાક ગોપીજનોએ ગૃહ બહાર નીકળવાનો માર્ગ નહિ પ્રાપ્ત કરવાથી નેત્રનિમીલન કરીને તે ભાવથી યુક્ત થઈને કૃષ્ણનું ધ્યાન ધર્યું. ૯

દૈવગતિથી કેટલાક ગૃહમાં જ રહ્યાં. માતૃપિતૃરક્ષિત, અપ્રૌઢ, પતિસહિત પતિઓથી જ સંરક્ષિત તે ગોપવધૂઓને ગૃહ બહાર જવાનો માર્ગ પ્રાપ્ત થયો નહિ. તેથી પ્રતિબંધની નિવૃત્તિને માટે કૃષ્ણનું જ તેમણે ધ્યાન ધર્યું, પરન્તુ ભગવાન્ જાર અને પોતે અભિસારિકા એમ તદ્ભાવનાથી યુક્ત થઈને, અન્યથા પ્રતિબંધ ન થાત. આવાં હોવા છતાં પણ નેત્રનિમીલન કરીને તેમણે ભગવાનનું ધ્યાન ધર્યું, તેથી તેઓ મુક્ત થઈ ગયાં. ૯.

ત્યાં જ્ઞાન ન હતું, વિહિત ભક્તિ ન હતી, તેમ ભગવાનનું પણ સાન્નિધ્ય[3] ન હતું છતાં કેમ મુક્ત થયાં એ શંકા થાય તેનો પરિહાર કરવાને કર્મક્ષયથી મુક્ત થયાં તે કહેવાને કર્મક્ષયનો[4] પ્રકાર કહે છે:

---

૧. જેમને કાલપ્રતિબંધક થયો; આ ગોપીજનો ભક્ત હોવાથી કાલ પ્રતિબંધ કરી શકે નહિ એમ શંકા થાય પરન્તુ અહિ તાત્પર્ય આ છે. 'तर्कं पुरस्तात्' એ શ્લોકના દ્વિતીય વ્યાખ્યાન પછી 'જેમને સાક્ષાત્' ઇત્યાદિથી ઉક્ત પ્રયોજનાર્થ પ્રતિબંધ અવશ્ય કહેલો છે. ભગવાન્ તો ભક્તોને સ્વપ્રાપ્તિમાં પ્રતિબંધ સાક્ષાત્ નથી કરતા એ વસ્તુસ્થિતિ છે, તેથી અધિકારી કાલ આ પ્રભુનું કાર્ય કરે છે, એટલે કોઈપણ અનુપપત્તિ નથી. અહિ ગોપીજનોને પ્રતિબંધ સ્વપતિઓ તરફથી થયો છે, અને તૃતીય સ્કંધના દશમ અધ્યાયમાં ભગવદ્રૂપીને કાલાત્મત્વ નિરૂપણ કરેલું છે, તેવી રીતે આ પતિઓ ભગવાનના ભજનમાં પ્રતિબંધક હોવાથી કાલાત્મારૂપ છે. અર્થાત્ પ્રભુ સગુણ ભાવ ઉત્પન્ન કરી, તેમાં અન્યદ્વારા પ્રતિબંધ કરાવી, તે સર્વની નિવૃત્તિ સ્વયં કરે છે એટલે અનુચિત કાંઇ નથી.

૨. પૂર્વે જ ભક્તિ યુક્ત હતાં; આ ગોપીજનોને સાધનદશામાં જ ભક્તિ હતી, ફલદશામાં તો જાસ્ત વૃદ્ધિ હતી.

૩. સાન્નિધ્ય ન હતું, પ્રભુનું બહિઃપ્રાકટ્ય ન હતું.

૪. કર્મક્ષય; કામાદિ ભગવત્પ્રાપ્તિમાં હેતુ છે એમ આગળના શ્લોકમાં વક્તવ્ય છે, છતાં અહિ કર્મક્ષયના પ્રકારનું નિરૂપણ કર્યું તે કર્મક્ષય એ અવાન્તર વ્યાપાર છે તે સમજાવાને સમજવું.

વિક્ષણાવસ્થાપિ હોવાથી તે પ્રતિબંધક ન હતા. પ્રતિબંધક ન થવા કારણ કે વિયોગજ પાપ ન હતું, તેમ શરીરાન્તરનું ઉત્પાદક કર્મ પણ ન હતું. પરન્તુ અવિદ્યા રહી છે, તે ભગવાનની શક્તિ છે, ભગવત્સંગતને તે વ્યામોહ કરતી નથી. તેથી તે પણ નિવૃત્ત થઇ. અર્થાત્ તેથી તેઓ મુક્ત[8] થયાં. ૧૧.

અત્ર રાજા શ્રુતિવિરોધની શંકા કરે છેઃ—

कृष्णं विदुः परं कान्तं न तु ब्रह्मतया मुने ।
गुणप्रवाहोपरमस्तासां गुणधियां कथम् ॥ १२ ॥

શ્લોકાર્થઃ—હે મુનિ તેઓએ કૃષ્ણને પરકાન્ત જાણ્યા, નહિ કે બ્રહ્મતાથી, તો આવા ગુણબુદ્ધિવાળીઓનો ગુણપ્રવાહનો ઉપરમ—નાશ—કેમ થયો ? ૧૨.

'તેજ પરમાત્માને જાણીને અતિમૃત્યુ જવાય છે, મોક્ષ પ્રાપ્ત થાય છે, ત્યાં ગમન કરવાને અન્ય પન્થ નથી' એ શ્રુતિમાં જ્ઞાનને જ (તત્પ્રાપ્તિના) સાધન તરીકે કહ્યું છે. ત્યાંજ[9] પુનઃ 'ભક્તિથી જ વિષ્ણુ સંતુષ્ટ થાય છે, કોઇ અન્યથી નહિ, એ જ મુક્તિપ્રદતા છે, અને કારણ તેમાં ભક્તિ છે,' અને ઉભયનો નિર્ણય નીચે પ્રકારે છે. 'અનિષ્ઠ ધર્મનિષ્ઠ, પરધર્મનિષ્ઠ નહિ, જ્ઞાનયોગ, અને ભક્તિલક્ષણ નૈર્ગુણ્ય નિર્દિષ્ટ ભક્તિમાર્ગ એ બન્નેનો પણ એક જ ભગવત્પ્રાપ્તિલક્ષણ અર્થ છે' 'ભક્તિથી મને સર્વતઃ જાણે છે' એ પણ ભગવાને કહ્યું છે. તેથી, મર્યાદામાર્ગમાં જ્ઞાનથી જ મુક્તિ થાય છે. અને પુષ્ટિમાર્ગમાં ભક્તિ વા જ્ઞાનથી, પરન્તુ આમને તો બન્ને નથી, ભક્તિ પણ સગુણ[10] છે, જ્ઞાન પણ સગુણ છે, અથવા ઉભય[11] તામસ છે. આમ

---

અન્યથાજ્ઞાન તે પ્રભુમાં જારબુદ્ધિ ઇ. ઉભય આ ગોપીજનોને મુક્તિમાં પ્રતિબંધક નથી, કારણ કે ભગવત્સંગમાં તે સમયે ઉભય જ્ઞાન અને અન્યથા જ્ઞાન વિક્ષણાવસ્થાપિ છે. આ ગોપીજનો ભગવાનમાં પ્રતિષ્ઠ હોવા છતાં પણ, અને સ્વાપ્નવત્, આદ નિદ્રાવત્ અજ્ઞાનાદિ વાસનાયુક્ત હોવા છતાં, એમને મુક્તિમાં પ્રતિબંધ થતો નથી. અજ્ઞાન અને અન્યથાજ્ઞાન વિક્ષણાવસ્થાપિ છે, પ્રતિક્ષણ વિલક્ષણ નાશ પામતી અવસ્થામાં છે તેથી સ્વરૂપથી તે પ્રતિબંધક નથી. આ ગોપીજનોમાં સાંસારિકી વિરુદ્ધ વાસના ન હતી, તેમ કર્મ પણ ક્ષીણ થયેલું હોવાથી તત્સ્થાપક શરીર નહિ હતું તેથી ત્રણપ્રકારે મુક્તિમાં પ્રતિબંધ થતો નથી.

૮. મુક્ત, ગુણાતીત અને તત્પ્રાપ્તિના અભિપ્રાયથી મુક્ત થયા એમ કહ્યું. આ ગોપીજનોના દેહાદિ સંઘાતમાં અભંગસતાની નિવૃત્તિને માટે અક્રૂરજીની માફક વ્યવહારસિદ્ધયર્થ અન્ય જીવ ભગવાને સ્થાપ્યા એમ સમજવું. આ ગોપીજનોને પ્રતિબંધ થવાથી ભગવત્સ્મરણ કર્યું, અને તત્સ્મરણથી ગુણમય દેહનો ત્યાગ કરી, ભગવત્સમીપ ગયા, ત્યારે પ્રભુએ એમના ગુણમય દેહોમાં અન્ય જીવ વ્યવહારની સિદ્ધિના માટે સ્થાપ્યા. આથી અભંગતા વા રસાભાસ પણ થતો નથી.

૯. ત્યાંજ પુનઃ, મુક્તિ સાધન વિચારથી.

૧૦. સગુણ, ગુણ શબ્દથી આદિ ઉપાધિ સમજવો. ભક્તિ સગુણ છે એટલે ભક્તિ નિર્ગુણ નથી પણ તદુપાધિસહિત છે.

૧૧. ઉભય તામસ છે, જ્ઞાન અથવા ભક્તિ ઉભય તામસ છે, કારણ કે અત્ર ભક્તિ વા જ્ઞાનમાં જારત્વ જ ઉપાધિ છે, નહિ કે મર્યાદાદિક અથવા ધર્મરક્ષકત્વાદિ

હોવાથી મુક્તિ કેમ થાય? (અર્થાત્ ન જ થાય) તે કહે છે. તેમાએ કૃષ્ણને પરમ કાન્ત જાણ્યા, કાન્ત, પતિ, અથવા જાર તરીકે, બ્રહ્મ તરીકે તો જાણ્યા નથી, 'હે મુનિ' એ સંબોધન અત્ર નિર્ગુણના પરિજ્ઞાનાર્થ કરે છે. વિશેષ તો સ્પષ્ટ છે. તેમને ભગવાનમાં તથા પોતાનામાં ગુણબુદ્ધિ જ હતી. અને ગુણબુદ્ધિ એ જ ગુણપ્રવાહનું મૂલ છે. અન્યથા ગુણબુદ્ધિના નિવારણ કરનારા શાસ્ત્રો વ્યર્થ થઇ જાય, વૈદિક[12] પક્ષ તો અસંભવિત જ છે, માટે ગુણબુદ્ધિવાળીઓનો ગુણપ્રવાહનો[13]ઉપરમ કેમ ઘટે?

અહિ શ્રી શુકદેવજી ઉત્તર ચાર શ્લોકથી આપે છેઃ—

उक्तं पुरस्तादेतत्ते चैद्यः सिद्धिं यथागतः ।
द्विषन्नपि हृषीकेशं किमुताधोक्षजप्रियाः ॥ १३ ॥

શ્લોકાર્થઃ—પૂર્વ તને કહ્યું છે કે હૃષીકેશનો દ્વેષ કરનાર પણ ચૈદ્ય, શિશુપાલ, જેમ સિદ્ધિ પામ્યો તો પછી અધોક્ષજપ્રિયાઓ, ભગવત્પ્રિયાઓ સિદ્ધિ પામે તેમાં શું આશ્ચર્ય? ૧૩.

સપ્તમ સ્કન્ધમાં શિશુપાલના મુક્તિના પ્રસંગમાં આ જ કહ્યું છે, જેમ[14] ભક્તિ અને જ્ઞાનના પ્રતિપાદક શાસ્ત્રદ્વય સાધન છે તેમ ભગવત્સ્વરૂપ પણ છે. ભગવાને મુક્તિનું દાન કરવાને જ અવતાર ધર્યો છે, સચ્ચિદાનંદ રૂપથી પ્રકટ છે, આમ હોવાથી, ભલે તે ક્રોધ, ભલે તે ઉપાયથી, ભગવાનમાં સંબંધ પ્રાપ્ત કરે છે તે જ મુક્ત થાય છે.

---

૧૨. વૈદિકપક્ષ, બ્રહ્મવિદ્ બ્રહ્મને પર પુરુષોત્તમની પ્રાપ્તિ થવી તે પક્ષ.

૧૩. ગુણપ્રવાહનો ઉપરમ ઇત્યાદિ; કૃષ્ણને બ્રહ્મ તરીકે આ ગોપીજનોએ જાણ્યા નહિ તેમાં બાધક નથી, કારણ કે બહુ જણ શ્રીકૃષ્ણને બ્રહ્મ તરીકે જાણતા નથી, તથાપિ જેમને વેદાન્ત બ્રહ્મબુદ્ધિથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થાય છે તેઓ મુક્ત જ થાય છે, તેમ આ ગોપીજનો પણ મુક્તિ પ્રાપ્ત કરશે એમ આશંકા થાય તેનો પરિહાર કરવાને કહે છે કે વૈદિક પક્ષ તો અહિ અસંભાવિતજ છે. બ્રહ્મને જાણે છે તે બ્રહ્મ થાય છે ઇત્યાદિ ઉપનિષદોમાં નિરૂપિત બ્રહ્મભાવ અત્ર અસંભાવિત જ છે, કારણ કે આ ગોપીજનોને વેદાન્તનું શ્રવણ મનનાદિ નથી.

૧૪. 'જેમ ભક્તિ અને જ્ઞાનના પ્રતિપાદક શાસ્ત્રદ્વય' ઇત્યાદિથી આચાર્યશ્રી નિરૂપિત અર્થ નિરૂપણ કરે છે. ભક્તિ અને જ્ઞાનનું પ્રતિપાદન કરવાવાળા બે શાસ્ત્ર જેમ સાધન છે તેમ ભગવત્સ્વરૂપ પણ સાધન છે એમ કહીને ૧૩ માં શ્લોકનો અર્થ કર્યો. 'ભગવાન્ મુક્તિનું દાન કરવાને જ સચ્ચિદાનંદરૂપથી પ્રકટ થયા છે' એમ કહીને ૧૪ માં શ્લોકનો અર્થ કર્યો. 'માટે ભલે તે ક્રોધ ભલે તે ઉપાયથી ભગવાનમાં સંબંધ પ્રાપ્ત કરે છે તે મુક્ત થાય છે' એમ કહીને ૧૫ માં શ્લોકનો અર્થ કર્યો. ભગવત્સંબંધ એ જ સાધન છે. પ્રભુના આવિર્ભાવને માટે જ્ઞાન અને ભક્તિનો ઉપયોગ છે, પ્રભુનો આવિર્ભાવ જો જ્ઞાન-ભક્તિ વિના સિદ્ધ થતો હોય તો એ જ્ઞાન ભક્તિનો ઉપયોગ નથી. જેમ વર્ષાઋતુમાં જલ સર્વત્ર સુલભ હોવાથી નદી કુવાનો ઉપયોગ નથી તેમ પ્રભુનો આવિર્ભાવ જો સ્વતઃ હોય તો પછી જ્ઞાનભક્તિનો ઉપયોગ નથી. અહિ તો પ્રભુ સર્વને સ્વરૂપબલથી જ મુક્તિનું દાન કરવાને અવતીર્ણ છે. ઇત્યાદિમાં ૧૬ માં શ્લોકનો અર્થ કર્યો. અનવતારદશામાં ભક્તિ અને જ્ઞાન એ બે જ ભગવત્પ્રાકટ્યના હેતુ છે, પરન્તુ અવતારકાલીન દશામાં ભગવત્સ્વરૂપ જ સાધન હતું છે.

જ્ઞાન અને ભક્તિનો ઉપયોગ પ્રભુના આવિર્ભાવને માટે છે; પ્રભુનો આવિર્ભાવ જો અન્યથા સિદ્ધ થાય તો જ્ઞાન અને ભક્તિનો ઉપયોગ નથી. અહિં તો ભગવાન્ સ્વતઃ જ પ્રકટ થયા છે, સર્વને સમાનતાથી મુક્તિનું દાન કરવાને, કારણ કે ઈશ્વરેચ્છાનું નિયમન થઇ શકે જ નહિ. આમ હોવાથી પ્રભુપ્રાકટ્ય સ્વેચ્છાથી, ભક્તિથી અથવા જ્ઞાનથી થાય છે. ભગવદવતારથી અતિરિક્ત કાલમાં, અનવતાર દશામાં, જ્ઞાન અને ભક્તિ એ બે જ પ્રભુ-પ્રાકટ્યના હેતુ છે, અવતાર દશામાં તો તેમનું, જ્ઞાનભક્તિનું, પ્રયોજન નથી, વર્ષાકાલમાં જલ સર્વત્ર સુલભ હોવાથી કૂપ નદી આદિના ઉપયોગની શંકા ઉઠતી નથી; (તેમ અવતાર દશામાં જ્ઞાનભક્તિના ઉપયોગની શંકા કરવી નહિ)

તે શ્રીશુક કહે છે, પુરસ્તાત્, પહેલાં સપ્તમ સ્કન્ધમાં જેમ ચૈદ્ય શિશુપાલ, સિદ્ધિ ભગવત્સાયુજ્ય, પ્રાપ્ત થયો; દ્વેષ કરતાં કરતાં પણ. યદ્યપિ દ્વેષકૃત દોષ પ્રતિબન્ધક થાય છે તોપણ ભગવાનના સ્મરણથી તેનું દ્વેષનું પાપ હરીને ત્યાં સાયુજ્ય પ્રાપ્ત થયો. વળી તેનો પણ કાંઇ દોષ નથી, દ્વેષાદિ પણ ભગવાને જ ઉત્પન્ન કર્યા છે, તે કહે છે, ભગવાન્ હષીકેશ છે, એ ઇન્દ્રિયોના પ્રેરક છે, યથાસુખ, સ્વરસથી, ભાવો ઉપાદન કરે છે. જ્યાં દ્વેષ પણ મોક્ષસાધક છે, ત્યાં અધોક્ષજપ્રિયાઓને, હરિપ્રિયાઓને મુક્તિ પ્રાપ્ત થાય એમાં તો શું કહેવું ! ૧૩.

અત્ર મુખ્ય ઉપપત્તિ કહે છેઃ—

नृणां निःश्रेयसार्थाय व्यक्तिर्भगवतो नृप ।
अव्ययस्याप्रमेयस्य निर्गुणस्य गुणात्मनः ॥ १४ ॥

શ્લોકાર્થઃ—હે નૃપ, અવ્યય, અપ્રમેય, નિર્ગુણ, ગુણાત્મા ભગવાનનું પ્રાકટ્ય નરોના આત્યન્તિક ક્ષેમને માટે છે. ૧૪.

પ્રાણિમાત્રને મોક્ષનું દાન કરવાને ભગવાન્ પ્રકટ થયા છે. આમ હોવાથી આ પ્રાકટ્ય આત્યન્તિક કલ્યાણને માટે જ છે. આ પ્રાકટ્ય અન્યથા[15] થતું નથી, કારણ કે આ પ્રાકટ્યનું અન્ય અસાધારણ પ્રયોજન નથી. ભૂભાર હરણાદિક તો અન્યથા[16] પણ થાય છે. માટે નિઃશ્રેયસાર્થ જ, પરમ કલ્યાણાર્થ જ, ભગવાનની અભિવ્યક્તિ,

૧૫. અન્યથા, આ પ્રાકટ્ય મુક્તિનું દાન કરવાને છે, અન્ય પ્રયોજનને માટે નહિ. મુક્તિ જ એનું અસાધારણ પ્રયોજન હોવાથી, આ પ્રાકટ્યમાં તે તદર્થ જ છે. સ્વરૂપ જ મુક્તિદાતા છે એ મુખ્ય ઉપપત્તિ છે. શ્રીસુબોધિનીજીમાં મોક્ષદાને એ વાસુદેવનું કાર્ય છે, પરન્તુ અત્ર વાસુદેવનું પ્રાકટ્ય નથી; અત્ર તો પૂર્ણનું પ્રાકટ્ય છે. આ પૂર્ણનું પ્રાકટ્ય તો પ્રાણિમાત્રને, સાધનરહિતોને, પણ પરમ કલ્યાણનું દાન કરવાવાળું છે.

૧૬. અન્યથા, અંશ, કલા, આવેશાદિથી.

૧૭. પ્રસિદ્ધ છે કે રાજા અન્યદ્વારા સર્વ કાર્ય કરાવે છે, પોતે તો કદાચિદ્ જ કોઇ વિશેષાર્થ જાય છે, તેમ ભગવાન્ પણ ભૂભારહરણ વગેરે કાર્ય વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ એ વ્યૂહોદ્વારા કરાવે છે, ક્વચિત્ અંશાવતારથી પણ કરાવે છે, કોઇવાર કલાથી અને કોઇ વાર આવેશદ્વારા પણ કરાવે છે; પરન્તુ નિઃશ્રેયસશબ્દવાચ્ય ઉદ્ધારરૂપ કાર્ય તો સ્વયં જ કરે છે. પરમ ફલરૂપ આત્યન્તિક કલ્યાણ તો પ્રભુ સ્વતઃ જ કરે છે.

પ્રાકટ્ય છે. ' હે નૃપ ' એ સંબોધન કદાચિત્ રાજા જેમ તેમ ગમન કરે છે તેની માફક આ પ્રાકટ્ય છે એમ જણાવવાને માટે છે. અન્ય પ્રકારથી આવા પ્રકારનું પ્રાકટ્ય સંભવતું નથી તે કહેવાને ભગવાનને વિશેષણોથી વર્ણવે છે. પ્રથમ[18] સર્વ ઐશ્વર્યથી સંપન્ન, અપરાધીન, સ્વતંત્ર, કાલ કર્મ સ્વભાવોના નિયામક, સર્વનિરપેક્ષ, એવા ભગવાન્ શા વાસ્તે અવતાર ધારણ કરે ? વળી પોતાને વાસ્તે ગમન ન થાય તો પણ પરાર્થ[19] તે થાય, તે પણ નથી તે કહે છે:—અવ્યયાદિ ચાર પદોથી. કૃતિસાધ્ય[20] અથવા ધ્યાનસાધ્ય જે થાય છે તે બીજાઓને ઉપયોગમાં આવે છે. ભગવાન્ તો અવ્યય હોવાથી, અવિકૃત હોવાથી, કૃતિસાધ્ય, કૃતિનો વિષય, નથી. અપ્રમેય હોવાથી ધ્યાનસાધ્ય, ધ્યાનનો વિષય, પણ નથી. સેવાદિના ભજનદ્વારા ભજનીય થશે તો તેમ પણ નથી, કારણ કે નિર્ગુણ છે, નિર્ગત છે ગુણો જેમના. ગુણો વિદ્યમાન હોય ત્યારે અન્યની પ્રતિપત્તિ ત્યાં થાય; જેમ ક્ષુધા લાગી હોય ત્યારે અન્નદાન, કામ હોય ત્યારે સ્ત્રીનો ઉપયોગ, ઇન્દ્રિયો હોય ત્યારે તેમના વિષયોનો. આથી સેવકથી પૂરણીય એવો અંશ ભગવાનનો કોઈ પણ નથી, તેથી એ ભજનીય પણ નથી થતા. વળી લીલાર્થ જો અપેક્ષા કરે તો પણ તેમ નથી, કારણ કે સર્વ તેનું જ છે, સર્વ ગુણોના એ જ આત્મા છે. આ સાધન પ્રકારથી ભગવાનને અન્ય નો ઉપયોગ નથી. આમ હોવાથી સ્વ અથવા પરના પ્રયોજનનો અભાવ હોવાથી જો સાધનનિરપેક્ષ જીવોની મુક્તિનું દાન ન કરે તો, આ પ્રાકટ્ય પ્રયોજનરહિત જ થાય. ૧૪.

---

૧૮. અત્ર ઉપયોગી એવું ભગ શબ્દનું વિવરણ આચાર્યશ્રી આગળ કરે છે.

૧૯. પરાર્થ, પરના, અન્યના સાધન સંપાદન કરવાને. સ્વદેશ મુક્તિ તો સાધન નિરપેક્ષ જ છે તે આગળ કહેશે.

૨૦. કૃતિસાધ્ય, કૃતિ વિષય, ધ્યાનસાધ્ય, ધ્યાન વિષય. આ પ્રભુપ્રાકટ્ય નિઃસાધન જીવોના સમુદ્ધારાર્થ જ છે એમ આચાર્યશ્રી બોધે છે. કર્મ, ધ્યાન અને ભક્તિ એવા કોઈ પણ સાધનથી પ્રભુ પ્રાપ્ય નથી તે સ્પષ્ટ કરીને ઉપદેશે છે કે આ પ્રાકટ્ય તો સાધનરહિત જીવોના આત્યન્તિક કલ્યાણને માટે જ છે. ' નાયમાત્મા ' શ્રુતિ સાધનમાત્રનો નિષેધ કરીને કરીને પ્રભુવરણને જ સાધન બોધે છે તેનો પણ આજ આશય છે. આ કારણથી નિઃસાધનોને ઉદ્ધાર કરવાનું કાર્ય સંપૂર્ણ પ્રાકટ્ય વિના થવું અશક્ય છે, તેથી તદર્થ જ પ્રભુ પ્રકટ થયા હોવાથી અને નિઃસાધન જીવોના પરમ કલ્યાણ જેવું અન્ય અસાધારણ પ્રયોજન સ્વ પ્રાકટ્યમાં નહિ હોવાથી આ પૂર્ણ પ્રાકટ્ય અન્યથા થતું નથી. પૃથ્વી વગેરેનો ભાર ઉતારવાનું કાર્ય પ્રભુ એક અંશ, કલાદ્વારા પણ કરે, પરન્તુ નિઃસાધનોનું પરમ કલ્યાણ તો સ્વતઃ જ કરે છે, અને તેવા નિઃસાધન જીવોનું કલ્યાણ કરવાને સ્વપ્રાકટ્ય હોવાથી, આ પ્રાકટ્યમાં નિઃસાધનોના કલ્યાણ સિવાય અન્ય પ્રયોજન નથી; તેથી તે અન્યથા થતું નથી એમ આચાર્યશ્રી કહે છે. ભગવાન નિર્ગુણ છે તેથી સેવાદિદ્વારા ભજનીય પણ નથી. આમ જ્યારે સેવકનો અનુપયોગ થાય છે તો પછી વસ્તુત સેવાદિથી પ્રસાદ પ્રાપ્ત થવો એ પણ દુરાપેત છે, દુર્લભ છે. અર્થાત્ સાધનપ્રકારથી પ્રભુ સાધ્ય નથી. નિઃસાધન જીવોને ઉદ્ધાર કરવાને માટે જ આ પ્રાકટ્ય છે એમ નિશ્ચય થાય છે.

જ્ઞાન અને ભક્તિનો ઉપયોગ પ્રભુના આવિર્ભાવને માટે છે; પ્રભુનો આવિર્ભાવ જો અન્યથા સિદ્ધ થાય તો જ્ઞાન અને ભક્તિનો ઉપયોગ નથી. અહિં તો ભગવાન સ્વતઃ જ પ્રકટ થયા છે, સર્વને સમાનતાથી મુક્તિનું દાન કરવાને, કારણ કે ઈશ્વરેચ્છાનું નિયમન થઇ શકે જ નહિ. આમ હોવાથી પ્રભુપ્રાકટ્ય સ્વેચ્છાથી, ભક્તિથી અથવા જ્ઞાનથી થાય છે. ભગવદવતારથી અતિરિક્ત કાલમાં, અનવતાર દશામાં, જ્ઞાન અને ભક્તિ એ બે જ પ્રભુ-પ્રાકટ્યના હેતુ છે, અવતાર દશામાં તો તેમનું, જ્ઞાનભક્તિનું, પ્રયોજન નથી, વર્ષાકાલમાં જલ સર્વત્ર સુલભ હોવાથી કૂપ નદી આદિના ઉપયોગની શંકા ઉઠતી નથી; (તેમ અવતાર દશામાં જ્ઞાનભક્તિના ઉપયોગની શંકા કરવી નહિ)

તે શ્રીશુક કહે છે, પુરસ્તાત્, પહેલાં સાતમ સ્કન્ધમાં જેમ ચૈદ્ય શિશુપાલ, સિદ્ધિ ભગવત્સાયુજ્ય, પ્રાપ્ત થયો; દ્વેષ કરતા કરતા પણ. યદ્યપિ દ્વેષકૃત દોષ પ્રતિબન્ધક થાય છે તોપણ ભગવાનના સ્મરણથી તેનું દ્વેષનું પાપ હરીને ત્યાં સાયુજ્ય પ્રાપ્ત થયો. વળી તેનો પણ કાંઇ દોષ નથી, દ્વેષાદિ પણ ભગવાને જ ઉત્પન્ન કર્યા છે, તે કહે છે, ભગવાન હૃષીકેશ છે, એ ઇન્દ્રિયોના પ્રેરક છે, યથાસુખ, સ્વરમણાર્થે, ભાવો ઉત્પાદન કરે છે. જ્યાં દ્વેષ પણ મોક્ષસાધક છે, ત્યાં અધોક્ષજપ્રિયાઓને, હરિપ્રિયાઓને મુક્તિ પ્રાપ્ત થાય એમાં તો શું કહેવું! ૧૩.

અત્ર મુખ્ય ઉપપત્તિ કહે છે—

नृणां निःश्रेयसार्थाय व्यक्तिर्भगवतो नृप ।
अव्ययस्याप्रमेयस्य निर्गुणस्य गुणात्मनः ॥ १४ ॥

શ્લોકાર્થઃ—હે નૃપ, અવ્યય, અપ્રમેય, નિર્ગુણ, ગુણાત્મા ભગવાનનું પ્રાકટ્ય નરોના આત્યન્તિક શ્રેયને માટે છે. ૧૪.

પ્રાણિમાત્રને મોક્ષનું દાન કરવાને ભગવાન પ્રકટ થયા છે. આમ હોવાથી આ પ્રાકટ્ય આત્યન્તિક કલ્યાણને માટે જ છે. આ પ્રાકટ્ય અન્યથા[15] થતું નથી, કારણ કે આ પ્રાકટ્યનું અન્ય અસાધારણ પ્રયોજન નથી. ભૂભાર હરણાદિક તો અન્યથા[16] પણ થાય છે. માટે નિઃશ્રેયસાર્થ જ, પરમ કલ્યાણાર્થે જ, ભગવાનની અભિવ્યક્તિ,

---

૧૫. અન્યથા, આ પ્રાકટ્ય મુક્તિનું દાન કરવાને છે, અન્ય પ્રયોજનને માટે નહિ. મુક્તિ જ એનું અસાધારણ પ્રયોજન હોવાથી, આ પ્રાકટ્યમાં તાત્પર્ય જ છે. સ્વરૂપ જ મુક્તિદાતૃ છે એ મુખ્ય ઉપપત્તિ છે. શ્રીસુબોધિનીજીમાં મોક્ષદાન એ વાસુદેવનું કાર્ય છે, પરન્તુ અત્ર વાસુદેવનું પ્રાકટ્ય નથી; અત્ર તો પૂર્ણનું પ્રાકટ્ય છે. આ પૂર્ણનું પ્રાકટ્ય તો પ્રાણિમાત્રને, સાધનરહિતોને, પણ પરમ કલ્યાણનું દાન કરવાવાળું છે.

૧૬. અન્યથા, અંશ, કલા, આવેશાદિથી.

૧૭. પ્રસિદ્ધ છે કે રાજા અન્યદ્વારા સર્વ કાર્ય કરાવે છે, પોતે તો કદાચિત્ જ કોઇ વિશેષકાર્ય જાય છે, તેમ ભગવાન પણ ભૂભારહરણ વગેરે કાર્ય વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ એ વ્યૂહોદ્વારા કરાવે છે, ક્વચિત્ અંશાવતારથી પણ કરાવે છે, કોઇવાર કલાથી અને કોઇ વાર આવેશદ્વારા પણ કરાવે છે; પરન્તુ નિઃશ્રેયસશબ્દવાચ્ય ઉદ્ધારરૂપ કાર્ય તો સ્વયં જ કરે છે. પરમ ફલરૂપ આત્યન્તિક કલ્યાણ તો પ્રભુ સ્વતઃ જ કરે છે.

તું જ સાધન છે, સખ્ય તેમના વિષે જ સિદ્ધ થાય છે. પૂર્વસિદ્ધ જ્ઞાન અને ભક્તિનો અત્ર ઉપયોગ નથી. સ્વતંત્રાવિર્ભાવ તેમની મર્યાદાથી નિયત છે, એક જ[૨૪] આવિર્ભાવ ઉભયરૂપ થાય તો સંયોગપૃથક્ત્વરૂપ ન્યાયના આધારે નિર્ણય સમજવો. 'વા' એ અનાસ્થાના અર્થમાં છે, અથવા અન્ય કોઇ ઉપાય પણ હોય શકે, પરન્તુ તે સર્વદા કરવો જોઇએ, અન્યથા[૨૫]

---

૨૪. અત્ર આ આશય છે. પ્રભુનું પ્રાકટ્ય સ્નેહઅથી થાય અથવા તો ભક્તિ જ્ઞાનથી થાય. અવતાર ક્યારેમાં પણ મર્યાદમાર્ગીય જ્ઞાનિઓ વા ભક્તો તો અસ્તિત્વમાં છે જ, તો પછી અવતાર સમયે પૂર્વોક્ત ભક્તનિમિત્ત પ્રભુનું સ્વતંત્ર પ્રાકટ્ય અપેક્ષિત છે, કે તેજ પ્રાકટ્યથી પ્રભુ તેના ફલ સાધન થાય છે એમ સંદેહ થાય તેનો નિર્ણય આચાર્યશ્રી ન્યાયથી દર્શાવે છે. સંયોગપૃથક્ત્વન્યાય પ્રમાણે એકજ આવિર્ભાવ ઉભય કાર્ય સંપાદન કરે છે. એકત્ર વિનિયુક્તનો અન્યત્ર ઉપયોગ થાય નહિ એ સામાન્ય નિયમ અહિં લાગુ પડતો નથી; કારણ કે પ્રભુ અત્ર એકજ પ્રાકટ્યથી ઉભય કાર્ય સંયોગપૃથક્ત્વન્યાયને અનુસરીને કરે છે. શ્રીમત્પ્રભુચરણ યાજ્ઞીય દૃષ્ટાન્તથી આ સ્પષ્ટ કરે છે. યજ્ઞમાં પર્ણમયી જુહૂ ઉપયોગમાં આવે છે. આ પર્ણની જુહૂ યદ્યપિ યજ્ઞનેજ વાસ્તે નિર્મિત છે, છતાં તે પર્ણમયીત્વના ગુણયોગથી પાપશ્લોકનો શ્રવણાભાવ સંપાદન કરે છે, પાપ દૂર કરવાને પર્ણની ભિન્ન જુહૂ કરવી પડતી નથી તેમ અત્ર પણ ભૂમિ વગેરેના ક્લેશ દૂર કરવાને નિમિત્તે થયેલું પ્રાકટ્ય તે તે ભક્તયોગમાં તે તે ફલસાધક થાય છે તેથી પૃથક્ આવિર્ભાવની અપેક્ષા નથી. અહિં આ ધ્યાનમાં લેવું. પુષ્ટિ અને મર્યાદાના ભેદથી દ્વિવિધ ભક્તોનું ફલસાધન સર્વ શક્તિપૂર્વક અવતીર્ણ પૂર્ણ એક જ સ્વરૂપથી થઇ શકે એમ છે, તો પણ ત્યાં કેવલ મર્યાદા માર્ગનું સ્થાપન કરવાને આવિર્ભૂત થયેલું સ્વરૂપ પુષ્ટિમાર્ગીય ભક્તનું કાર્ય પૂરણ કરતું નથી, તેમ કેવલ પુષ્ટિમાર્ગીય પ્રાકટ્ય મર્યાદા ભક્તનું કરતું નથી. માટે જ દંડકારણ્યમાં નિવાસ કરતા ઋષિઓના મનોરથનું પૂરણ મર્યાદાપુરુષોત્તમ શ્રીરામચન્દ્રે ન કર્યું, શ્રીમદ્ગોકુલચન્દ્રે તેજ પ્રકારે યજ્ઞપત્નીના મનોરથ સફલ ન કર્યા, કારણ કે તેઓનો પુષ્ટિલીલામાં અધિકાર ન હતો. આગાડી આજ પ્રકારે મથુરાદિ સ્થલોમાં પ્રદ્યુમ્નાદિ રૂપથી લીલા કરીને તે ભક્તને તે સ્વરૂપાનુરૂપ ફલદાન કર્યું છે. આ પ્રકારે યદ્યપિ એક જ પ્રાકટ્યથી દ્વિવિધ પ્રકારનું ફલ ન્યાયસિદ્ધ છે તથાપિ શ્રીમદાચાર્યજીને એ અભિપ્રેત નથી. ન્યાયનું ઉદાહરણ તો પ્રભુ સ્વતંત્ર હોવાથી ક્વચિત્ અન્યથા પણ કરે તેનું જ્ઞાપન કરવાને સમજવું. અર્થાત્ પૂર્ણ પ્રાકટ્ય સર્વ કાર્ય કરવાને સમર્થ છે, મર્યાદા, પુષ્ટિકાર્ય કરવાને સમર્થ છે, છતાં પુષ્ટિપ્રાકટ્યથી પુષ્ટિલીલા કરે છે, ને મર્યાદાપ્રાકટ્યથી મર્યાદા લીલા કરે છે. મર્યાદાભક્તોના મનોરથ પૂર્ણ કરવાને રામસ્વરૂપે પ્રકટ થાય છે, પુષ્ટિભક્તોના મનોરથ પૂર્ણ કરવાને રસાત્મક કૃષ્ણ સ્વરૂપે પ્રકટ થાય છે. આ સામાન્ય નિયમ છે, પરન્તુ કૃષ્ણાવતારમાં પણ વિહિત જ્ઞાનભક્તિવાળા જનોને વાસ્તે અન્ય સ્વતંત્ર પ્રાકટ્યની અપેક્ષા નથી, કારણ કે આજ સ્વરૂપથી પણ તે કાર્ય કરવાને પ્રભુ સર્વ સમર્થ છે. આ સર્વ સૂચન કરવાને આચાર્યશ્રી સંયોગપૃથક્ત્વન્યાય યોજે છે.

૨૫. ઉપાસ્ય સ્વરૂપ જો સાર્વદિક ન હોય તો તેની ભાવના પણ તદુપાધિરૂપ હોવાથી, એ ભાવના સર્વદા ન રહે ત્યારે અન્તે દેહાન્તસ્યા સ્મરણથી, તે પુરુષને તત્ક્ષેય સાયુજ્ય થાય; અર્થાત્ ભગવત્સંબંધ ભલે તે પ્રકારનો હોય પરન્તુ તે નિરન્તર જ જોઇએ.

અન્તે જે મતિ તે ગતિ. એ રીતે અન્ય રૂપતા પ્રાપ્ત થાય, કર્માધીનતાને લીધે અન્તે ભગવાનનું સ્મરણ ન થાય, કારણ કે અન્યની માફક ભગવાન્ પ્રપંચના વિરોધી છે. માટે જે નિત્ય જેઓ ધારણ કરે છે તેઓજ તન્મયતા જ પ્રાપ્ત કરે છે. કામાદિ કરવામાં દુઃખાન્તરથી અભિભવ થતા નિત્ય કરણ કેમ સંભવે ત્યાં કહે છે; ભગવાન્ સર્વ દુઃખના હર્તા[26] છે, તેની ભાવના નિત્ય[27] થતા જગત્ જ તદાત્મક સ્ફુરે છે. દષ્ટિ જ ક્રમથી અનુરક્ત તો પછી આત્મા કેણ? માટે સર્વત્ર ભગવાનના આવેશથી તેઓ તદાત્મક જ થાય છે. 'જીવમાં અન્તઃકરણમાં, પ્રાણમાં, ઇન્દ્રિય અને દેહમાં, વિષયોમાં, ગૃહમાં, અર્થમાં, પુત્રાદિમાં હરિ આવિષ્ટ છે તેથી તેવી[28] ભાવના કરવી, જેથી જેમ જ્ઞાનમાં પૂર્વ પ્રપંચનો લય થાય છે. તેમ કામ ક્રોધાદિથી પણ થાય. ૧૫.

વળી પ્રથમ જ ગોપીઓ મુક્ત[29] થયાં એમાં શું આશ્ચર્ય, બહુ જ અગાડી મુક્ત થશે, તે કહે છેઃ—

न चैवं विस्मयः कार्यो भवता भगवत्यजे ।
योगेश्वरेश्वरे कृष्णे यत एतद्विमुच्यते ॥ १६ ॥

શ્લોકાર્થઃ—જેનાથી આ મુક્ત થાય છે તે અજ, યોગેશ્વરના ઈશ્વર કૃષ્ણમાં આપે વિસ્મય આમ ન કરવો. ૧૬.

આમ અસંભાવનારૂપ વિસ્મય ન કરવો. અસંભાવિત બુદ્ધિવાળાઓને અન્યથા સ્ફુરે એ નિયમ છે. કારણ કે ભગવાનને જે કોઇ જ્ઞાનાદિ મોક્ષનાં ઉપયોગી૦ છે

---

૨૬. ભાવનાવિષયના સ્વભાવથી દુઃખનું ભાન થતું નથી.

૨૭. પ્રભુની નિત્ય ભાવનાથી જગત્ પણ તદાત્મક સ્ફુરે છે, ભક્ત જ તન્મય થઇ જાય છે, કારણ કે ભગવાનનો આવેશ સર્વત્ર થયો છે. અતિવિગાઢ ભગવદ્ભાવનામાં દેહ ઇન્દ્રિય પ્રાણ અન્તઃકરણ અને જીવમાં સર્વત્ર ભગવાનનો આવેશ થતાં, એ સર્વમાં ભગવત્સ્ફૂર્તિ થતાં, તત્સંબંધીઓમાં પણ ભગવદ્ભાન થાય છે. કામાદિ બ વડે જ્યાં ભગવત્પ્રાપ્તિ થાય ત્યાં ગોપવધૂઓની દષ્ટિ ક્રમથી અનુરક્ત છે. એ હેતુથી જગત્ તે સમયે તદાત્મક સ્ફુરે છે, તો પછી સ્વ આત્મા તદાત્મક થાય તેમાં શું આશ્ચર્ય? જે આત્મા સ્વમાં ભગવાનમાં પ્રવિષ્ટ છે તે ભગવત્ત્વની સ્ફૂર્તિથી તદાત્મક થાય છે. કંસનાં દષ્ટાન્તમાં આ સિદ્ધ છે. 'तिष्ठन् भुञ्जानः पर्यटन् महीम्' શ્લોક જુઓ.

૨૮. તેવી, આવો બોધ થવાને કામ ક્રોધાદિથી પણ નિત્ય ભાવના કરવાથી, જીવમાં અન્તઃકરણમાં, પ્રાણમાં, ઇન્દ્રિયદેહમાં, વિષયોમાં, ગૃહમાં, અર્થમાં, પુત્રાદિમાં સર્વત્ર હરિ આવિષ્ટ હોવાથી સર્વમાં તદ્બુદ્ધિ થતાં અખિલ જગત્ તદાત્મક સ્ફુરે છે, અને પરિણામ એ આવે છે કે જેમ બ્રહ્મજ્ઞાન થવાથી પ્રપંચલય થાય છે, તેમ કામક્રોધાદિથી પણ પ્રપંચ લય થાય છે.

૨૯. ગોપીઓ જેમ કૃષ્ણાવતારમાં સાક્ષાત્ ભગવત્સંબંધથી મુક્ત થયાં, તેમ શ્રીવલ્લભાવતારમાં તદ્દ્વારા ભગવત્સંબંધ સિદ્ધ થવાથી જીવ મુક્ત થાય છે એ નિઃસંશય છે કારણ કે ઉભય પ્રાકટ્ય નિજજનોના પરમ કલ્યાણના અર્થેજ છે. ભગવત્સંબંધ જ પ્રધાનસાધન છે, અન્યસંબંધ નહિ એ તાત્પર્ય વિસ્મરવું ન જોઇએ.

તે સર્વ ભગવાનમાં છે. એ જ્ઞાન વિના મોક્ષ નહિ થાય એમ જાણશે તે જ્ઞાન સિદ્ધ હોવાથી તે પણ દાન કરશે. વળી, અન્ય સહિત પણ કરે કારણ કે તેણે ભગવાનના માહાત્મ્યનું વર્ણન કર્યું નથી, પરન્તુ આપે તો ન કરવો, કારણકે ગર્ભમાં જ ભગવન્માહાત્મ્યનું વર્ણન કર્યું છે. વળી, નિર્દુષ્ટમાં સર્વ સંભવે છે. તેમાં દોષોનું મૂળ જન્મ છે, તેના જન્મના અભાવમાં દોષનો પણ અભાવ છે. આથી ભગવાન્ અજન્મા હોવાથી નિર્દુષ્ટ છે. અન્ય સર્વ જન્મે છે, તેમનાથી તેમની મુક્તિ સંભવતી નથી, કારણ કે ઉભય દોષમાં તુલ્ય છે. વળી જે સાધનપર છે તે મુક્ત થાય છે; ત્યાં સાધન મન છે, તે સર્વ પ્રકારે નિરુદ્ધ, હોય ત્યારે, આવું મન યોગથી થાય છે. તે યોગના નિયામક ભગવાન્ જ છે. યદ્યપિ અન્યનો પણ મોક્ષ થાય તે ભગવદ્‌ભક્તિથી જ થાય; કારણ કે યોગાદિ સાધનો ભગવદ્‌ભક્તિને આધીન છે. વળી, સદાનન્દ ભગવાન્ કૃતાત્મા છે. જે કોઇ મુક્ત થાય છે તે એને જ પ્રાપ્ત કરશે. આમ હોવાથી સાધનોથી પણ આ જ પ્રાપ્ય છે. તે જ ભગવાન્ અત્ર સ્વયં સંબન્ધાય છે, માટે કંઇપણ અનુપપન્ન નથી. વળી, આ પરિદૃશ્યમાન સર્વ જગત્ જેનાથી વિશેષ મુક્તિ પ્રાપ્ત કરશે. શ્રીશુક ભાવનાથી ગોકુળમાં સ્થિત થઇને કહે છે, અથવા જ્ઞાનદૃષ્ટિથી. સાક્ષાત્ અથવા પરંપરાથી સર્વને જ મોક્ષનું દાન કરશે એમ જણાવી, એકાદશ સ્કન્ધના પ્રથમ અધ્યાયના ૬, ૭, '¹⁰स्वमूर्त्या' એમ બે શ્લોકથી.

આ પ્રશ્ન-ગ્રહો સ્પષ્ટ કરવામાં તેમાંના શીઘ્રફલ તથા મંદફલ શોધવાની આવશ્યકતા છે. શીઘ્રફલ અને મંદફલ શોધવા માટે શીઘ્રાંક અને મંદાંકની જરૂર હોવાથી ઉપર શીઘ્રાંક અને મંદાંક આપેલા છે.

## आचार्यश्रीनी जन्मकुण्डली.

भौमार्कीज्याविहीनमध्यमरविः स्यात्स्वार्थकेन्द्रं तु तत् । विज्ञ्मोत्कम् ॥६॥

મધ્યમ રવિમાંથી મધ્યમ મંગળ—શનિ અને ગુરુને બાદ કરવાથી તેમાંના પ્રત્યેક અનુક્રમે મંગળ, શનિ અને ગુરુના પ્રથમ શીઘ્રકેંદ્ર આવે છે. બુધ અને શુક્રના પ્રથમ શીઘ્રકેંદ્ર પહેલાં ( મધ્યમક શોધતી વખતે જ ) શોધેલાં છે. આ પ્રમાણે પાંચે ગ્રહના પ્રથમ શીઘ્રકેંદ્ર મળી આવશે. અત્રે પ્રથમ એક જ મંગળનો દાખલો લઇએ. પછી બીજા બધા ગ્રહો એક સાથે લઇશું.

૦—૦—૧—૩૧ મધ્યમ રવિ. ( પૃ. ૫૪ ) તેમાંથી
૬—૧૩—૩૯—૪૬ મધ્યમ મંગળ ( પૃ. ૫૪ ) બાદ કરતાં

—૫—૧૬—૨૧—૪૫ મંગળનું પ્રથમ શીઘ્રકેંદ્ર.

---

१०. स्वमूर्त्या लोकलावण्यनिर्मुक्त्या लोचनं नृणाम् ।
गीर्भिस्ताः स्मरतां चित्तं पदैस्तानीक्षतां क्रियाः ॥ ११—१—६. भा.
आच्छिद्य कीर्तिं सुश्लोकां वितत्य ह्यञ्जसा नु कौ ।
तमोऽनया तरिष्यन्तीत्यगात् स्वं पदमीश्वरम् ॥ ११—१—७. भा.

श्रीकृष्णार्पणमस्तु ॥

૧૪–૯–૪૨ થી ગુણતાં ૩૫૨૬–૧૫–૧૮ આવે છે. તેને પંદરથી ભાગતાં ૨૩૫–૫–૧ આવ્યા પછીનો શીઘ્રાંક ૦ પ્રથમના શીઘ્રાંક ૨૪૯ થી ન્યૂન હોવાથી ૨૪૯ માંથી ૨૩૫–૫–૧ બાદ કર્યા, તો ૧૩–૫૪–૫૯ આવ્યા. તેને ૬ થી ભાગતાં ૧–૨૩–૩૦ અંશાદિ શીઘ્રફલ આવ્યું. દ્વિતીય શીઘ્રકેંદ્ર ૫–૨૯–૯–૪૨ કન્યારાશિનું એટલે મેષથી આરંભી ૭ રાશિની અંદરનું હોવાથી આ શીઘ્રફલ ધન થયું. તેથી મંદસ્પષ્ટ મંગલમાં આ શીઘ્રફલ ઉમેરવાથી સ્પષ્ટ મંગળ થાય છે.

૬–૦–૫૧–૪૫ મંદસ્પષ્ટ મંગલ
૧–૨૩–૩૦ દ્વિતીય શીઘ્રફલ

૬–૨–૧૫–૧૫ સ્પષ્ટ મંગલ

આ પ્રમાણે મંગલ, બુધ, ગુરુ, શુક્ર અને શનિ એ પાંચે ગ્રહ સ્પષ્ટ થાય છે; પરંતુ શુક્ર અને મંગલ સ્પષ્ટ કરતાં દ્વિતીય શીઘ્રકેંદ્રના અંશને પંદરથી ભાગતાં ૧૧ પૂર્ણાંક આવી જતા હોય અને ઉપલો શીઘ્રાંક લેવાની જરૂર પડતી હોય એટલે દ્વિતીય શીઘ્રકેંદ્રના અંશ ૧૬૫ કરતાં અધિક હોય ત્યારે આવી રીતે કરેલો સ્પષ્ટ ગ્રહ બરાબર મળતો નથી અને તેમાં વિશેષ સંસ્કાર કરવાની જરૂર રહે છે. અહિં મંગલ સ્પષ્ટ કરતાં દ્વિતીય શીઘ્રકેંદ્રના ૧૬૫ અંશથી વધારે ૧૭૪ અંશ આવે છે. તેથી આપણે સ્પષ્ટ મંગલ કરી તેમાં આ વિશેષ સંસ્કાર કરવાની જરૂર છે.

शुक्रारयोश्चलभवोऽन्त्यगतो यदाङ्कः ।
शेषांशकाश्च पतिताः पृथगस्य भूम्यः ॥
येऽल्पा मृगोऽस्मि विहृता असृजोऽक्षभक्ताः ।
देयाः स्वशीघ्रफलवत्स्फुटयोः स्फुटौ तौ ॥१३॥

આવી રીતે જ્યારે શુક્ર અને મંગલ સ્પષ્ટ કરતાં દ્વિતીય શીઘ્રકેંદ્રના અંશ વધારે હોય અને ઉપલા શીઘ્રાંકની જરૂર પડે ત્યારે જે અંશ શેષ રહેલ હોય તેને ૧૫ માંથી બાદ કરવા, અને પ્રથમના શેષ અંશ, અથવા આ બાદ બાકીના અંશ એમાંથી જે ન્યૂન હોય તે લેવા શુક્ર સ્પષ્ટ કરતાં હોઈએ તો તેને ૩ થી ભાગવા અને મંગલ સ્પષ્ટ કરતાં હોઈએ તો તેને પાંચથી ભાગવા, અને ભાગાકાર આવે તેનો શીઘ્રફલ પેઠે સ્પષ્ટ કરેલા ગ્રહમાં સંસ્કાર કરવાથી ગ્રહ બરાબર સ્પષ્ટ થાય છે. ॥ ૧૩ ॥

અહિં દ્વિતીયશીઘ્રાંકના અંશ ૧૭૪–૯–૪૨ છે ને ૧૫ થી ભાગતાં શેષ ૧૪–૯–૪૨ રહે છે. તેને ૧૫ માંથી બાદ કરતાં ૦–૫૦–૧૮ રહે છે. એમાં ૦–૫૦–૧૮ ન્યૂન હોવાથી તે લીધા, અને મંગલ સ્પષ્ટ કરતાં હોવાથી તેને પાંચથી ભાગ્યા. એમ કરતાં ૦–૧૦–૪ આવે છે. શીઘ્રફલ ધન હોવાથી સ્પષ્ટ મંગલ ૬–૧–૪૭–૩૫ માં આ ફલ ઉમેરતાં ૬–૨–૨૫–૨૩ બરાબર સ્પષ્ટ મંગલ આવે છે.

આ પ્રમાણે મંગલ બુધ, ગુરુ, શુક્ર અને શનિ એ પાંચે ગ્રહો સ્પષ્ટ થાય છે. આ પાંચે ગ્રહો સાથે સાથે સ્પષ્ટ કરીએ. મધ્યમબુધ અને મધ્યમ શુક્ર મધ્યમરવિ જેટલાજ છે. આ ત્રણેની મધ્યમગતિ ૫૯–૮ સમાન હોવાથી મધ્યમગ્રહ પણ સમાન છે. મધ્યમગ્રહ શોધતાં ( પૃ. ૫૪ ) બુધકેંદ્ર અને શુક્રકેંદ્ર શોધેલ છે. તે બુધ અને શુક્રના પ્રથમ શીઘ્રકેંદ્ર છે. પત્રાકારમાં આ પાંચે ગ્રહ એક સાથે સ્પષ્ટ કરીએ.

ભૌમાદિસ્પષ્ટસાધન.

| ગ્રહોના નામ. | મંગલ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|
| મધ્યમ ગ્રહો. (પૃ. ૪૪) | ૬-૧૩-૩૯-૪૬ | ૦-૦-૧-૩૧ (રવિ પ્રમાણેજ) | ૦-૧૮-૨૫-૨ | ૦-૦-૧-૩૧ (રવિ પ્રમાણેજ) | ૪-૧૨-૪૧-૧૧ |
| મધ્યમ રવિ. | ૦-૦-૧-૩૧ | | ૦-૦-૧-૩૧ | | ૦-૦-૧-૩૧ |
| માંથી મંગલ, ગુરુ શનિ બાદ કરતાં પ્રથમ શીઘ્રકેંદ્ર; બુધકેંદ્ર, શુક્રકેંદ્ર, | ૫-૧૬-૨૧-૪૫ | ૫-૧૨-૩૨-૧૯ પૃ.૫૪ | ૧૧-૧૧-૩૬-૨૯ | ૪-૧૮-૨૫-૨૦ | ૭-૧૭-૨૦-૨૦ |
| ૭ રાશિથી અધિક હોય તો બાર રાશિમાંથી બાદ કરતાં | ૫-૧૬-૨૧-૪૫ | ૫-૧૨-૩૨-૧૯ | ૦-૧૮-૨૩-૩૧ | ૪-૧૮-૨૫-૨૦ | ૪-૧૨-૩૯-૪૦ |
| પ્રથમ શીઘ્રફલનું અર્ધ | ×૧૧-૧૯-૯ | ×૪-૫૯-૨૯ | × ૧-૨૯-૪૫ | × ૨૨-૫૦-૪૧ | ૦-૨-૧૮-૪૫ |
| મધ્યમ ગ્રહમાં સંસ્કાર કરતાં શીઘ્રફલાદિ સંસ્કૃત. | ૬-૨૪-૫૮-૫૫ | ૦-૪-૨-૦ | ૦-૧૬-૫૫-૭ | ૦-૨૨-૫૨-૧૨ | ૪-૧૦-૨૨-૨૬ |
| મંદોચ્ચ. | ૪-૦-૦-૦ | ૭-૦-૦-૦ | ૬-૦-૦-૦ | ૩-૦-૦-૦ | ૮-૦-૦-૦ |
| માંથી શીઘ્રફલાદિ સંસ્કૃત બાદ મંદકેંદ્ર | ૯-૫-૧-૫ | ૬-૨૫-૫૮-૦ | ૫-૧૩-૪-૫૩ | ૨-૭-૭-૪૮ | ૩-૧૯-૩૭-૩૪ |
| મંદકેંદ્રની ભુજ. | ૨-૨૪-૫૮-૫૫ | ૦-૨૫-૫૮-૦ | ૦-૧૬-૫૫-૭ | ૨-૭-૭-૪૮ | ૨-૧૦-૨૨-૨૬ |
| મંદફલ. | -૧૨-૪૭-૪૭ | ૩-૧-૫૫-૨૯ | × ૧-૩૩-૫૯ | × ૧-૨૬-૫૧ | ×૮-૩૧-૪૮ |
| મધ્યમ ગ્રહમાં સંસ્કાર કરતાં મંદસ્પષ્ટ | ૬-૦-૫૧-૪૯ | ૧૧-૨૮-૧૦-૨ | ૦-૧૯-૫૯-૧ | ૦-૧-૨૮-૨૨ | ૪-૨૧-૧૨-૫૯ |
| પ્રથમ શીઘ્રકેંદ્રમાં મંદફલનો વિલોમ કરતાં દ્વિતીય શીઘ્રકેંદ્ર | ૫-૨૯-૯-૪૨ | ૫-૧૪-૨૩-૪૮ | ૧૧-૧૦-૨-૩૦ | ૪-૧૬-૫૮-૨૯ | ૭-૮-૪૮-૩૨ |
| ૭ રાશિથી અધિક હોય તે બાર રાશિમાંથી બાદ કરતાં. | ૫-૨૯-૯-૪૨ | ૫-૧૪-૨૩-૪૮ | ૦-૧૯-૫૭-૩૦ | ૪-૧૬-૫૮-૨૯ | ૪-૨૧-૧૧-૨૮ |
| દ્વિતીય શીઘ્રફલ. | ×૧-૨૩-૩૦ | ×૯-૯-૫૫ | ×-૩-૧૩-૩૮ | ×૨૫-૫૧-૪૭ | ૯-૪-૦-૧૭ |
| મંદ સ્પષ્ટમાં સંસ્કાર કરતાં સ્પષ્ટગ્રહ. | ૬-૨-૧૫-૧૯ | ૦-૭-૧૯-૫૭ | ૦-૧૬-૪૫-૨૩ | ૧-૧૭-૨૦-૯ | ૪-૧૭-૧૨-૪૨ |
| મંગલનો વિશેષ સંસ્કાર. | ×૦-૧૦-૪ | | | | |
| બરાબર સ્પષ્ટ ગ્રહો... | ૬-૨-૨૫-૨૩ | ૦-૭-૧૯-૫૭ | ૦-૧૬-૪૫-૨૩ | ૧-૧૭-૨૦-૯ | ૪-૧૭-૧૨-૪૨ |

આ પ્રમાણે ઇષ્ટસમયના મંગળ, બુધ, ગુરુ, શુક્ર અને શનિ સ્પષ્ટ કરી, હવે તેઓની તે સમયે સ્પષ્ટ ગતિ કેટલી હતી તે જોઇએ.

મંદ સ્પષ્ટ ગતિ શોધવાની રીતઃ—

मान्दांकांतरमाकर्य सृग्गुरूणां मक्तं बाणनगो शरैः खरामैः ।
विदूभृग्वोर्द्विहतेषु भाजितं तद्घातमाप्याद्दितो मृदुस्फुटा सा ॥ ११ ॥

આ ગ્રહો સ્પષ્ટ કરતી વખતે મંદફલ કાઢેલું છે. તે મંદફલ કાઢવામાં મંદકેંદ્રની ભુજના અંશોને ૧૫ થી ભાગતાં ભાગાકાર આવે તે અંક નીચેના અને તેની પછીના એ બે મંદાંકનો ઉપયોગ કર્યો હતો. એ બે મંદાંકનું અંતર લેવું લેવું. શનિ મંગળ અને ગુરુના મંદાંકનાના અંતરને અનુક્રમે ૭૫, ૫ અને ૩૦ થી ભાગવાથી અને બુધ તથા શુક્રના મંદાંકના અંતરને ૬ થી ગુણવાથી ક્રમાદિ જે ફલ આવે તેનો એ ગ્રહોની મધ્યમ ગતિમાં સંસ્કાર કરવો. એટલે મંદકેંદ્ર કર્કથી આરંભી ૭ રાશિમાં હોય તો એ ફલ મધ્યમ ગતિમાં ઉમેરવું, અને મકરથી આરંભી ૭ રાશિમાં હોય તો તેમાંથી બાદ કરવું. આમ કરવાથી મંદસ્પષ્ટ ગતિ થાય છે.

| ગ્રહો. | મંગળ. | બુધ. | ગુરુ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|
| મંદકેંદ્રની ભુજના અંશ | ૮૪ | ૨૫ | ૧૬ | ૬૭ | ૭૦ |
| મંદાંકનું અંતર પૃ.૨૧૧ | ૬ | ૯ | ૧૩ | ૧ | ૧૨ |
| ગતિફલ. | ૧–૧૨ | × ૩–૩૬ | × ૦–૨૬ | ૦–૨૪ | × ૦–૧૦ |
| મધ્યમગતિ પૃ. ૫૩ | ૩૧–૨૬ | ૫૯—૮ | ૫—૦ | ૫૯—૮ | ૨—૦ |
| મંદસ્પષ્ટગતિ. | ૩૦—૧૪ | ૬૨–૪૪ | ૫–૨૬ | ૫૮–૪૪ | ૨–૧૦ |

આ પ્રમાણે મંદસ્પષ્ટગતિ શોધી હવે ગતિનું શીઘ્રફલ શોધીએ. (ગતિનું) શીઘ્રફલ શોધવાની રીતઃ—

भौमाघलांकविवरं सरहत्स्वबाणांशाप्त्यं भिद्दत्कतद्दतं द्विगुणाक्षभक्तम् ।
तद्रहीन मुक्तसपचये तु मृदुस्फुटा स्यात् स्पष्टाऽथ चेद्वहु ऋणात्पतिता तु वक्रा ॥१२॥

ઉપર જેમ મંદાંકનું અંતર લીધું તેમજ અહિં દ્વિતીય-શીઘ્રફલ શોધતી વખતે ઉપ-

નીચે પ્રમાણે આપેલી છે.

| | | |
|---|---|---|
| | ૯ ૨ | ૭ ૧૨ |
| ૧૦ ૩ | ૮ ૧ | ૬ ૧૧ |
| | શુ. ૧૧ ચં. કે. ૪ | રા. ૫ ૧૦ |
| ૧૨ બુ. ૫ | ૨ શ. ૭ | ગુ. ૪ મં. ૯ |
| | સૂ. ૧ ૬ | ૩ ૮ |

આ કુંડલિમાં મંગલ ચોથી એટલે કર્ક રાશિમાં મૂક્યો છે, જ્યારે આપણે ઉપર જોયું તેમ તે સમયે મંગળ સાતમી એટલે તુલા રાશિમાં હતો. કુંડલિમાં બુધ બારમી એટલે મીન રાશિમાં મૂકેલ છે, પણ તે સમયે બુધ મેષ રાશિમાં હતો, કુંડલિમાં ગુરૂ કર્ક રાશિમાં મૂકેલ છે, પણ ગુરૂ તે સમયે મેષ રાશિમાં હતો. ગુરૂની રોજની સામાન્ય ગતિ પાંચ કલાની છે એટલે એક અંશ કરતાં તેને ૧૨ દિવસ લાગે છે ને એક રાશિ કરતાં તેને ૧ વર્ષ થાય છે તોપણ તેને તેની ખરી સ્થિતિથી ૩ રાશિ દૂર મૂકવામાં આવેલ છે. કુંડલિમાં શુક્ર કુંભ રાશિમાં મૂકેલ છે, પરંતુ શુક્ર તે સમયે વૃષભ રાશિમાં હતો. કુંડલિમાં શનિ વૃષભ રાશિમાં મૂકેલ છે, પણ શનિ તે સમયે સિંહ રાશિમાં હતો, શનિની રોજની સામાન્ય ગતિ બે કલાની છે તેથી તેને એક અંશ કરતાં એક માસ લાગે છે ને એક રાશિ કરતાં ૩૦ માસ અથવા રા વર્ષ લાગે છે, તેને પણ તેની ખરી સ્થિતિથી ૩ રાશિ દૂર એટલે તેને ફરતાં આ વર્ષ જાય એટલે અંતરે દૂર મૂકવામાં આવેલ છે. માત્ર સૂર્ય ચંદ્ર અને રાહુ તથા કેતુ જ ગ્રહને આ કુંડલિમાં તેઓની ખરી સ્થિતિમાં મૂકેલા કહી શકાય, અને મંગલ, બુધ, ગુરૂ, શુક્ર અને શનિ એ પાંચ ગ્રહોને તેઓની ખરી સ્થિતિથી ઘણે દૂર મૂકેલા છે. તેથી આ કુંડલિ વિશ્વાસપાત્ર નથી. વખત ગણવામાં જ્યોતિઃશાસ્ત્ર વિશ્વસનીય છે. ફલની બાબતમાં તેના ઉપર વિશ્વાસ રાખવો કે નહિ એ આત્મકપૂર્વક કહી શકાય નહિ, પરંતુ ગ્રહોની સ્થિતિના સંબંધમાં અથવા ગણિતના સંબંધમાં તે સંપૂર્ણ રીતે વિશ્વાસપાત્ર છે. તેથી શ્રીમદાચાર્યચરણનું પ્રાકટ્ય સંવત્ ૧૫૩૫ માં ગુજરાતી ચૈત્ર વદ ૧૧ ના રોજ રાત્રિની ૬ ઘડી ૪૪ પળે થયું હોય એમ માનીએ તો આ જુલ્લસ્તોત્ર. સરિત્સાગરમાં આપેલી કુંડલિ ખોટી છે એમ સ્વીકાર્યા વિના અન્ય ગતિ જ નથી, અને જો આ કુંડલિ સાચી છે એમ માનીએ તો શ્રીમદાચાર્યચરણનું પ્રાકટ્ય તે સમયે થયું નથી એમ સ્વીકાર્યા વિના અન્ય ગતિ જ નથી. જ્યોતિઃશાસ્ત્ર અથવા ગ્રહગણિતશાસ્ત્રનો ભગવાન્ માર્તંડના પ્રચંડ મરીચિ સમાન જે પ્રકાશ જણાવ્યો છે તે તરફ દૃષ્ટિક્ષેપ પણ નહિ કરતાં પ્રાકટ્ય સમય અને કુંડલિ ઉભય સત્ય માનવા એ કેવલ અજ્ઞતા જ કહેવાય. (અપૂર્ણ.)

સેવા વેળાએ સેવોપયોગી પદાર્થોનાં સ્વરૂપોનો સાક્ષાત્ અનુભવ નથી થતો. માનસી સેવા સિદ્ધ થતાં દૃષ્ટિ જ બદલાઇ જાય છે, પ્રભુને પધરાવવાના સિંહાસનમાં કે ગાદીમાં લૌકિક પદાર્થો દૃષ્ટિગોચર થતા નથી, પરંતુ તે સ્થલે સાક્ષાત્ શ્રીનંદરાયજીના ઉત્સંગનાં દર્શન થાય છે. એવી રીતે સર્વત્ર સમજી લેવું. આવા અલૌકિક અનુભવથી અધિક ફલ શું હોય શકે ૪.

શ્રીમહાપ્રભુજીની આજ્ઞાનુસાર ભગવદીયોની સાથે સદા સર્વદા નિવેદનનું અનુસંધાન કરવું. એ આજ્ઞા આપે નવરત્ન ગ્રંથમાં કરી છે. એવા કોઇ વિરલ ભગવદીયોનો સુભાગ્યે કરીને સમાગમ થઇ જાય તો તેમની સાથે નિરંતર નિવેદનનું સ્મરણ કરવું. પોતાનું કહેવાતું સર્વસ્વ તુલસીદલ સહિત, શ્રીમદાચાર્યસ્વરૂપના જ કૃપાબલથી પ્રભુને અર્પણ કરેલું છે, અને તેનો વિનિયોગ પ્રભુમાં જ થવો જોઇએ, તેમ જ સ્વામી સેવકનો સંબંધ નાતો સદા નભે તેમ વર્તવું જોઇએ વગેરે અનુસંધાન નિવેદિતાત્મા ભગવદીયોના સમાગમથી જ રહે છે, માટે તેવાઓ સાથે નિરંતર નિવેદનનું સ્મરણ કરવું તેમ કરવાથી તે જ ક્ષણે, તે જ પળે સાક્ષાત્ શ્રીકૃષ્ણ હૃદયમાં બિરાજે છે. ૫.

વળી બહિર્મુખતા ટાળવા માટે એવા જ ભગવત્સેવાપરાયણ ભગવદીયોના જ મુખારવિંદથી શ્રીમદ્ભાગવતનો ભાવાર્થ શ્રવણ કરવો. રસલીલાવિશિષ્ટ પ્રભુની નિત્ય નૂતન લીલા રસનો અનુભવ તેવા ભગવદીયોના હૃદયમાં પ્રકટ થયેલી વાણીથી જ થાય છે. ભગવલ્લીલાનો સાક્ષાત્કાર કરીને આપેલાં અષ્ટસખાદિ મહાનુભાવીઓના રસમય પદોનું કીર્તન કરવું. અને શ્રવણ કરેલી શ્રીમદ્ભાગવતોક્ત ભગવલ્લીલા અને કીર્તન કરેલી પરમ ભગવદીયોની વાણીનું અહર્નિશ સ્મરણ કરવું. બહિર્મુખતાની નિવૃત્તિ એથી જ થાય છે. એ સિવાય બહિર્મુખતાથી બચવાનો બીજો ઉપાય એક નથી. ૬.

---

## आशीर्वाद.

### વ્રજ ભાષા.

ચિરં જીઓ, સુખી રહો, તુમ સકલ હરિજન;
આનંદ મંગલ અખંડ, હરિ રહો તુમ મન. ૧

ભક્તિ પ્રેમ આસક્તિ, વ્યસન શ્રીવ્રજેશ;
ગુરુ ભગવદીય ભાવ સદા, દુઃખ કદા ન લેશ. ૨

કર્મ કાલ માયા ભય, જન્મ મરણ જાઓ;
શુભ મતિ રહો સતત, મન કુપથ કબુ ન જાઓ. ૩

સદ્ગુરુ સત્સંગ, સદા રહો પૂરન કામ;
યેહી આશિષ દેત, સદા દાસ દયારામ. ૪

---

સેવા વેળાએ સેવોપયોગી પદાર્થોનાં સ્વરૂપોનો સાક્ષાત્ અનુભવ નથી થતો. માનસી સેવા સિદ્ધ થતાં દૃષ્ટિ જ અલૌકિક થઈ જાય છે, પ્રભુને પધરાવવાના સિંહાસનમાં કે ગાદીમાં લૌકિક પદાર્થો દૃષ્ટિગોચર થતા નથી, પરંતુ તે સ્થલે સાક્ષાત્ શ્રીયશોદાજીના ઉત્સંગનાં દર્શન થાય છે. એવી રીતે સર્વત્ર સમજી લેવું. આવા અલૌકિક અનુભવથી અધિક ફલ શું હોઈ શકે? ૪.

શ્રીમદાચાર્યજીની આજ્ઞાનુસાર ભગવદીયોની સાથે સદા સર્વદા નિવેદનનું અનુસંધાન કરવું. એ આજ્ઞા આપે નવરત્ન ગ્રંથમાં કરી છે. એવા કોઈ વિરલ ભગવદીયોનો સુભાગ્યે કરીને સમાગમ થઈ જાય તો તેમની સાથે નિરંતર નિવેદનનું સ્મરણ કરવું. પોતાનું કહેવાતું સર્વસ્વ તુલસીદલ સહિત, શ્રીમદગ્નિસ્વરૂપના જ કૃપાબલથી પ્રભુને અર્પણ કરેલું છે, અને તેનો વિનિયોગ પ્રભુમાં જ થવો જોઈએ, તેમ જ સ્વામી સેવકનો બંધાયલો નાતો સદા નભે તેમ વર્તવું જોઈએ વગેરે અનુસંધાન નિવેદિતાત્મા ભગવદીયોના સમાગમથીજ રહે છે, માટે તેવાઓ સાથે નિરંતર નિવેદનનું સ્મરણ કરવું તેમ કરવાથી તે જ ક્ષણે, તે જ પલે સાક્ષાત્ શ્રીકૃષ્ણ હૃદયમાં બિરાજે છે. ૫.

વળી બહિર્મુખતા ટાળવા માટે એવા જ ભગવત્સેવાપરાયણ ભગવદીયોના જ મુખારવિંદથી શ્રીમદ્ભાગવતનો ભાવાર્થ શ્રવણ કરવો. દશલીલાવિશિષ્ટ પ્રભુની નિત્ય નૂતન લીલા રસનો અનુભવ તેવા ભગવદીયોના હૃદયમાં પ્રકટ થયેલી વાણીથીજ થાય છે. ભગવલ્લીલાનો સાક્ષાત્કાર કરીને ગાયલાં અષ્ટસખાદિ મહાનુભાવીયોના રસમય પદોનું કીર્તન કરવું. અને શ્રવણ કરેલી શ્રીમદ્ભાગવતોક્ત ભગવલ્લીલા અને કીર્તન કરેલી પરમ ભગવદીયોની વાણીનું અહર્નિશ સ્મરણ કરવું. બહિર્મુખતાની નિવૃત્તિ એથી જ થાય છે. આ સિવાય બહિર્મુખતાથી બચવાનો બીજો ઉપાય એકે નથી. ૬.

---

# आशीर्वाद.

**વ્રજ ભાષા.**

ચિર જીઓ, સુખી રહો, તુમ સકલ હરિજન;  
આનંદ મંગલ અખંડ, હરખિ રહો તુમ મન. ૧

ભક્તિ પ્રેમ આસક્તિ, વ્યસન શ્રીવલ્લભેશ;  
ગુરુ ભગવદીય ભાવસદા, દુઃખ કદા ન લેશ. ૨

કર્મ કાલ માયા ભય, જન્મ મરણ જાઓ;  
શુભ મતિ રહો સતત, મન કુપથ કબુ ન સાઓ. ૩

સાધુન સતસંગ, સદા રહો પૂરન કામ;  
મેરી આશિષ હેત, સદા દાસ દયારામ. ૪

---

માટે એવા ઉત્તમ જનોનો સંગ થાય ત્યારે તેઓમાં આવેલ અથવા ભગવાન્ તેમના દ્વારા દ્રવ આપે, એમ उत्तमश्लोक અને जन એ ત્રણ પદના સમાસથી પ્રાપ્ત થાય છે. એમ સમાસ ન કરીએ, અને ઉત્તમ શ્લોક, એ કેવળ પ્રભુનું સંબોધન લઇએ તો પણ સત્સંગનો આક્ષેપ તો કરવો જ પડે, તેથી જનોની સાથે સંબંધ ન થાય, એમ કહેવામાં સ્પષ્ટ વિરોધ આવે. આ સર્વનો વિચાર કરતાં उत्तमश्लोकजनेषु એ ત્રણ પદનો સમાસ લેવો જ ઉચિત છે.

શંકા—એવો ઉત્તમ જનોનો સત્સંગ સ્વીકારીએ, તો પણ વાગ્યાર્થરૂપ ભગવાનનો પ્રભાવ તો પરોક્ષમાં જ થાય અને તેમાં " હું અનુભવ કરું છું " એવી લાગણી કોઇ થતી નથી, માટે એ ફલરૂપ કેમ કહેવાય ?

સમાધાન—પ્રભુનાં ચરિત્રનાં ગુણગાન કરવાં એ ઉત્તમ ફલરૂપ છે. ઉત્તમ જનો ભેગા થઇ પ્રભુના ગુણગાન કરે એ ફલ છે, એના પ્રમાણમાં નીચેનાં વાક્યો છેઃ—

नैकात्मतां मे स्पृहयन्ति केचिन्मत्पादसेवाभिरता मदीहाः ।

येऽन्योन्यतो भागवताः प्रसज्य सभाजयन्ते मम पौरुषाणि ॥३ । २५ ।३४॥

અર્થ—મારાં ચરણની સેવામાં પ્રીતિથી લાગેલા, અને મારે માટે જ સર્વ કર્મ કરનાર કેટલાક ભક્તો મારી સાથે ઐક્યને ઇચ્છતા નથી, પણ એ ભગવજ્જનો એક બીજાની સાથે મળી મારાં ચરિત્રનાં ગુણગાન કર્યા કરે છે.

આ શ્લોકમાં શ્રીકપિલદેવજીએ ભગવદીયોનું પરસ્પર આસક્તિપૂર્વક ભગવાનના ચરિત્રના કીર્તનરૂપ જીવતા મનુષ્યોનું સાધન કહ્યું, તે જ કીર્તનમાં ગુણાતીત અને સ્વરૂપસ્થિત જીવોની રતિ–પ્રીતિ હોય છે, માટે તેજ ફલરૂપ છે. આમ અર્થ લેતાં पौरुषसभाजनं च फलं એમાં જે च છે તેનો અર્થ अपि (પણ) કરવો.

નિર્ગુણ અને સ્વરૂપસ્થિત જીવો પણ ભગવાનના ગુણગાન કરે છે, તેના દૃષ્ટાંત નીચે પ્રમાણે છેઃ—

प्रायेण मुनयो राजन् निवृत्ता विधिषेधतः ।
नैर्गुण्यस्था रमंते स्म गुणानुकथने हरेः ॥ भा। २ । १ । ७॥
परिनिष्ठितोऽपि नैर्गुण्य उत्तमश्लोकलीलया ।
गृहीतचेता राजर्षे आख्यानं यदधीतवान् ॥
तदहं तेऽभिधास्यामि ॥ भा । २ । १ । ९ ॥
निवृत्ततर्षैरुपगीयमानाद्भवौषधाच्छ्रोत्रमनोभिरामात् ।
क [illegible] पुमान् विरज्येत विना पशुघ्नात् ॥
भा।१०।१।४॥

[illegible] પણ અહું નિવૃત્ત થયેલા, અને નિર્ગુણ [illegible] કરવામાં આનંદ માને છે.

[illegible] છતાં, જે આખ્યાનનું અધ્યયન [illegible] તને કહીશ.

સમયે ભગવાનની કૃપા હોય જ; અને એ કૃપાને લીધે જેમ ભીષ્મને મુક્તિસમયે પોતે દર્શન દીધાં, તેમ દર્શનનું દાન પણ અવશ્ય માનવું. જોઈએ, એમ હોવાથી પ્રભુ ત્યાં પ્રત્યક્ષ હતા એમ માનવામાં શું ખોટું છે ? માટે ભગવાન્ ત્યાં પ્રત્યક્ષ હતા જ.

શંકા—ઉપલા વિચારપરથી એમ તો લાગે છે કે ભગવાન્ પ્રત્યક્ષ છે; એટલે શ્લોકમાં उत्तमश्लोकजनेषु (પ્રભુના જનને વિષે) सख्यं એમ ન કહેતાં त्वदीयेषु जनेषु (તમારા જનોને વિષે) सख्यं એમ કહેવું જોઈએ. એમ ન કહેતાં उत्तमश्लोकजनेषु શા માટે કહ્યું ? પ્રભુ પ્રત્યક્ષ હોય તો તમારા જન એમ જ કહેવાય, પ્રભુના જન એમ ન કહેવાય.

સમાધાન—उत्तमश्लोकનો અર્થ એવો થાય છે કે ઉત્તમ એટલે યથાર્થ શાસ્ત્ર જાણનારા જેનું કીર્તન કરે છે તે उत्तमश्लोक પ્રભુ. અથવા ઉત્તમ એટલે પર અને અપર વિદ્યાથી અગોચર છે કીર્તિ જેની એવા પ્રભુ. એવા उत्तमश्लोक એટલે પ્રભુના જન તે उत्तमश्लोकजन. એવા જનને માટે પદ્મપુરાણમાં કહ્યું છે કે,

न कर्मबंधनं जन्म वैष्णवानां च विद्यते ।
विष्णोरनुचरत्वं हि मोक्षमाहुर्मनीषिणः ॥

અર્થ—વૈષ્ણવોને કર્મ બંધન કે જન્મ હોતાં નથી. વિચારશીલ પુરુષો તો વિષ્ણુના દાસપણાને જ મોક્ષ કહે છે.

આવા જન્મવાળા જનો उत्तमश्लोकजन કહેવાય છે.

આ સર્વ ઉપરથી એમ સમજવું કે અહીં જે उत्तमश्लोकजन શબ્દ પ્રભુ પાસે પ્રત્યક્ષ હોવા છતાં વાપર્યો છે તે પ્રભુ શાસ્ત્રાર્થરૂપ છે એમ જણાવવાને માટે જ. शास्त्रार्थत्वाय એ શબ્દમાં ચતુર્થી વિભક્તિ તુમુન્ પ્રત્યયના અર્થમાં છે. જેમ કે फलेभ्यो याति એટલે ફળને માટે જાય છે. તેમ शास्त्रार्थत्वाय એટલે શાસ્ત્રાર્થને માટે.

શંકા—પ્રભુ શાસ્ત્રરૂપ છે એ તો उत्तमश्लोक એમ જે શબ્દના સમાસથી સમજાય છે, ઉત્તમો જેનું શ્લોક એટલે કીર્તન કરે છે તે ઉત્તમશ્લોક પ્રભુ; એમાં કંઈ उत्तमश्लोक અને जन એમ બન્ને પદના સમાસની જરૂર નથી. એટલે એમ અર્થ થાય કે હે ઉત્તમશ્લોક પ્રભુ, જનો એટલે જન્મ મરણ સ્વભાવવાળાઓ સાથે સખ્ય મને ન થાઓ, પણ તમારા જન સાથે સખ્ય થાઓ. આ અર્થ પણ સ્વાભાવિક છે, માટે उत्तमश्लोक અને जन બન્ને શબ્દોના સમાસની જરૂર નથી, અને તમારો કરેલો અર્થ, ઘટતો નથી.

સમાધાન—એમ નહિ, ભક્તોથી વિંટાયલા ભગવાન્ ભક્તોદ્વારા રસ આપે [illegible], દશમસ્કંધના પ્રથમ અધ્યાયના ૧૪ મા શ્લોકમાં કહ્યું છે કે—

एवं निशम्य भृगुनंदन साधुवादं वैयासकिः स भगवानथ वि[illegible]
मत्यर्च्य कृष्णचरितं कलिकल्मषघ्नं व्याहर्तुमारभत भागवतप्रधा[illegible],

અર્થ—હે ભૃગુનંદન શૌનક, આ સાધુવાદ પ્રમાણે શ્રવણ કરીને [illegible] કરીને ભગવાનના આવેશવાળા વ્યાસપુત્ર શુકદેવજીએ વિષ્ણુરાત [illegible] કલિના પાપના નાશ કરનાર કૃષ્ણચરિત્ર કહેવાનો આરંભ કર્યો.

માટે એવા ઉત્તમ જનોનો સંગ થાય ત્યારે તેઓમાં આવેશ થયેલા ભગવાન્ તેમના દ્વારા ફલ આપે, એમ उत्तमश्लोक અને जन એ ત્રણ પદના સમાસથી પ્રાપ્ત થાય છે. એમ સમાસ ન કરીએ, અને ઉત્તમ શ્લોક, એ કેવળ પ્રભુનું સંબોધન લઇએ તો પણ સત્સંગનો આક્ષેપ તો કરવો જ પડે, તેથી જનોની સાથે સંબંધ ન થાઓ, એમ કહેવામાં સ્પષ્ટ વિરોધ આવે. આ સર્વનો વિચાર કરતાં उत्तमश्लोकजनेषु એ ત્રણ પદનો સમાસ લેવો જ ઉચિત છે.

શંકા—એવો ઉત્તમ જનોનો સત્સંગ સ્વીકારીએ, તો પણ શાસ્ત્રાર્થરૂપ ભગવાનનો પ્રકાશ તો પરોક્ષમાં જ થાય અને તેમાં "હું અનુભવ કરું છું" એવી લાગણી કાંઇ થતી નથી, માટે એ ફલરૂપ કેમ કહેવાય ?

સમાધાન—પ્રભુના ચરિત્રનાં ગુણગાન કરવાં એ ઉત્તમ ફલરૂપ છે. ઉત્તમ જનો ભેગા થઇ પ્રભુના ગુણગાન કરે એ ફલ છે, એના પ્રમાણમાં નીચેનાં વાક્યો છેઃ—

नैकात्मतां मे स्पृहयन्ति केचिन्मत्पादसेवाभिरता मदीहाः ।
येऽन्योन्यतो भागवताः प्रसज्य सभाजयन्ते मम पौरुषाणि ॥३ । २५ ।३४॥

અર્થ—મારાં ચરણની સેવામાં પ્રીતિથી લાગેલા, અને મારે માટે જ સર્વ કર્મ કરનારા કેટલાક ભક્તો મારી સાથે એકપણાને ઇચ્છતા નથી, પણ એ ભગવજ્જનો એક બીજાની સાથે મળી મારા ચરિત્રનાં ગુણગાન કર્યાં કરે છે.

આ શ્લોકમાં શ્રીકપિલદેવજીએ ભગવદીયોનું પરસ્પર આસક્તિપૂર્વક ભગવાનના ચરિત્રના કીર્તનરૂપ ઉત્તમ મનુષ્યોનું સાધન કહ્યું, તે જ કીર્તનમાં ગુણાતીત અને સ્વરૂપસ્થિત જીવોની રતિ—પ્રીતિ હોય છે, માટે તેજ ફલરૂપ છે. આમ અર્થ લેતાં पौरुषसभाजनं च फलं એમાં જે च છે તેનો અર્થ अपि (પણ) કરવો.

નિર્ગુણ અને સ્વરૂપસ્થિત જીવો પણ ભગવાનના ગુણગાન કરે છે, તેના દૃષ્ટાંત નીચે પ્રમાણે છેઃ—

प्रायेण मुनयो राजन् निवृत्ता विधिषेधतः ।
नैर्गुण्यस्था रमंते स्म गुणानुकथने हरेः ॥ भा २ । १ । ७ ॥
परिनिष्ठितोऽपि नैर्गुण्य उत्तमश्लोकलीलया ।
गृहीतचेता राजर्षे आख्यानं यदधीतवान् ॥
तदहं तेऽभिधास्यामि ॥ भा । २ । १ । ९ ॥
निवृत्ततर्षैरुपगीयमानाद्भवौषधाच्छ्रोत्रमनोभिरामात् ।
क उत्तमश्लोकगुणानुवादात् पुमान् विरज्येत विना पशुघ्नात् ॥
भा । १० । १ । ४ ॥

...ન, વિધિ અને નિષેધથી ઘણું ભાગે નિવૃત્ત થયેલા, અને નિર્ગુણ ...ભા હરિના ગુણનું કીર્તન કરવામાં આનંદ માને છે.
...પ્રભુમાં સારી રીતે નિષ્ઠાવાળો છતાં, જે આખ્યાનનું અધ્યયન મારું ચિત્ત આકર્ષાયાથી હું તને કહીશ.

પ્રભુના ગુણોનું કીર્તન તૃષ્ણા વગરના મુક્ત પુરુષો ક્યાં કરે છે, પ્રભુના ગુણોનું કીર્તન સંસારરૂપી દુઃખના ઔષધરૂપ છે માટે મુમુક્ષુઓને પણ ઉપયોગી છે. શ્રોત્ર અને મનને તે આનંદ આપનાર છે માટે વિષયી પુરુષોને સર્વોત્તમ વિષય છે, માટે પશુઘ્ન સિવાય બીજો ક્યો પુરુષ પ્રભુના ગુણગાનના કીર્તનથી વિરામ પામે ?

આ ફલ દાનથી જ પ્રાપ્ત થાય છે.

અથવા ઉપલા વાક્યમાં च ( અને ) નો સમુચ્ચયનો અર્થ કરવો. એ રીતે લેતાં એવો અર્થ થાય છે કે જેમ રોગીને ઔષધ ભક્ષણ કરવાથી તે કાવ્યમાં વર્ણવેલા પુરુષનું પરોક્ષ જ્ઞાન થાય છે તે જાતો પણ એવો કોઈક આનંદ થાય છે કે બીજું સર્વ ભૂલી જવાય છે, તેમ અહીં આનંદમય પ્રભુ અને તેના ગુણોનું કીર્તન કરતાં ફલરૂપ આનંદ થાય છે.

શંકા—આવું ફલ ભવણથી પણ થાય છે, જેમ પરીક્ષિતને થયું તેમ. જેમકે, मानुकूल्ये कुपम्युपमूपचो हरिकथामृतम् येन येमाचतारेण. આવાં આવાં ગુણ કીર્તનનાં વાક્યો એના જોવામાં આવે છે. આ વાક્યોમાં વક્તા કરતાં શ્રોતાનો હીનભાવ સ્પષ્ટ છે, માટે એવા વક્તાનો સંગ થાય એટલી જ પ્રાર્થના કરવી જોઈએ, તેના સખ્યની શી જરૂર ? દાસ્ય હોય તો ચાલે.

સમાધાન—ના, દાસ્ય પર્યંત તો સાધન છે, માટે સખ્યની જ પ્રાર્થના કરવી જોઈએ. ઉપર જે વાક્યો કહ્યાં તે કીર્તનના પ્રયોજનરૂપ છે, કીર્તનરૂપ નથી. સ્વરૂપ વિશેષના જ્ઞાનપૂર્વક તેનું વર્ણન કરવું તે જ ખરું કીર્તન. कालं समाश्रयांति मार्या गुणवाः सारमागिनः અર્થ—આર્ય લોક, ગુણજ્ઞ, સાર ગ્રહણ કરનારા, કવિઓ કીર્તન કરે છે, વગેરે વાક્યોથી એ અર્થ સ્પષ્ટ થાય છે. પરીક્ષિતનાં વાક્યો પ્રભુના ગુણાદિના જ્ઞાનને માટે છે. પ્રભુના ગુણના કીર્તનરૂપ નથી. પણ એવાં ભાવવાળાં વાક્યોથી વક્તાનો ઉત્સાહ વધે છે, માટે એ વાક્યો સાધનરૂપ છે. અને દાસ્ય પર્યંત સર્વેને એ સમાન છે. સખ્યમાં ફેર એ છે કે એથી તો સખાના જેવું જ સ્વરૂપ અને મન થઈ જાય છે, માટે જ સખ્યની પ્રાર્થના કરી તે યોગ્ય છે.

શંકા—સખ્યમાં આવ્યો સખા સાથે સંબંધ, સંબંધથી આવી પરતંત્રતા, જ્યાં પરતંત્રતા ત્યાં મોક્ષનો અભાવ. મોક્ષ તો સ્વતંત્ર છે, મોક્ષનાં લક્ષણો તપાસોઃ—

अभयं विशोकत्वमपारतंत्र्यं च मोक्षलक्षणम् ।

अभयं वै जनक प्राप्तोसि । स्मर्तव्यमेच्छतामयम् । तरति शोकमात्मवित् ।

एतस्य संसृतिर्बंधः पारतंत्र्यं च तत्कृतम् ।

અર્થ—અભય, શોકરહિતપણું, સ્વતંત્રતા એ જ મોક્ષનું લક્ષણ.

હે જનક, તને અભય પ્રાપ્ત થયું છે. અભય ઇચ્છનારે સ્મરણ કરવું. આત્મવિત્ શોકને તરી જાય છે. સંસાર એ એનો બંધ છે, પરતંત્રતા તેને લીધે જ છે.

આ વાક્યોપરથી સ્પષ્ટ થાય છે કે પરતંત્રતા એ મોક્ષ નથી, અહીં સખ્યમાં આ ભગવદીયોને વિધિનિષેધ કંઈ લાગુ પડતા નથી, એ ભગવદીયો મેં સારું કૃત્ય કર્યું કે નઠારું કૃત્ય કર્યું વગેરે વિચારવા બેસતા નથી, માટે તેમને ભય, શોક કંઈ નથી. એ ખરી વાત, પણ સખ્યમાં સખાનો સંબંધ તો ખરો જ, અને એ સંબંધ તે જ પરતંત્રતા, અને પરતંત્રતા એટલે અહીં તો મોક્ષનો જ અભાવ થઈ ગયો.

સમાધાન—ના, પ્રભુમાં નિષ્ઠાવાળા ભક્તની સાથે સખ્યનો સંબંધ કાંઇ મોક્ષના અભાવરૂપ થઇ જતો નથી, કેમકે એ સખ્યમાં સ્વતંત્રતાનો અભાવ થઇ જતો નથી. જેમકે દયા આશ્રય વગેરેમાં જેનાપર દયા કરીએ, જેને આશ્રય આપીએ, તેની તેની સાથે સંબંધ થાય, પણ તેમાં પરતંત્રતા આવતી નથી, કેમકે તે ભગવદ્ધર્મ છે, તેમ આવા ભગવદીયોમાં રહેલો સખ્યરૂપી ધર્મ મારા સંબંધમાં પણ ભલે રહો એ આશયથી જ અહીં પ્રભુમાં નિષ્ઠાવાળા ભગવદીયોના સખ્યનું કીર્તન કરેલું છે. બીમાં રહેલું દ્રવત્વ જેમ નૈમિત્તિક છે તેમ એ સખ્ય પણ નૈમિત્તિક છે, છતાં એથી સ્વતંત્રતાની હાનિ થતી નથી તેથી મોક્ષની પણ હાનિ થતી નથી.

શંકા—ભલે તમે ઉપર કહ્યું તેમ સખ્યમાં સ્વતંત્રતા હો, પણ પોતે સખ્યમાં શ્રોતા હોવાથી વક્તાને પરતંત્ર રહેવાનો જ, અને તેથી મુક્તિની હાનિ થવાની જ, વળી વક્તા પણ જનન મરણ સ્વભાવવાળા જ હોવાના, એટલે તેમની અંત દશા પ્રાપ્ત થતાં બીજા કોઇ ( પ્રતિયોગી ) વક્તા રહેવાના નહિ, એટલે સખ્યનો પણ અભાવ થઇ જશે, વળી દેશ કાલ વગેરેનો પરિચ્છેદ ( માપ, હદ ) તો છે જ, ( એટલે બીજા વક્તા મેળવવા પણ કઠિન, એટલે શ્રોતાને મુક્તિની હાનિ જ થવાની.

સમાધાન—બહુ જન એકી વખતે વક્તા થઇ શકતા નથી, તેથી તેઓ શ્રોતા થાય છે; જ્યારે પોતે વક્તા થાય એટલે સ્વતંત્રતા તો સિદ્ધ જ છે, અને એ રીતે એક વક્તાનું તિરોધાન થતાં બીજા વક્તાઓ હોય છે જ, એટલે પોતાને મુક્તિની હાનિ થતી નથી જ અને એ રીતે સખ્યમાં મુક્તિની હાનિનો પ્રસંગ આવશે નથી, આ સર્વનો વિચાર કરીને પ્રભુના ગુણ કીર્તનમાં પોતાની સ્વતંત્રતા જણાવવાને અને મુક્તિ દેશકાળથી પરિચ્છિન્ન નથી એ જણાવવાને મૂલમાં જનેષુ ( જનોને વિષે ) એમ બહુવચન મુકેલું છે.

શંકા—વક્તા જનન મરણ સ્વભાવવાળો હોવાથી વક્તાપણું બહુ થોડો વખત થવાનું અને તેથી શ્રોતાભક્તોની અવજ્ઞા થવાની.

સમાધાન—ના, એ શ્રોતાભક્તો શાસ્ત્રાર્થ જાણનાર હોવાથી, તેઓ વક્તા પણ જનન મરણને વશ છે એમ સમજે છે, માટે તેઓ વક્તાને દોષ દઇ શકતા નથી, જેમ જ્ઞાનીઓમાં સનંદનને અલ્પ વક્તૃત્વ માટે દોષ દઇ શકાતો નથી, તેમ આવા ભક્ત વક્તાને દોષ લાગતો નથી.

શંકા—મોક્ષમાં તો સર્વ સુખ જ હોય છે, એટલે કાંઇ પણ દુઃખનો સંભવ જ નથી. અહીં તો સખ્યમાં જે મોક્ષ તમે માનો છો તેમાં વક્તાને શ્રોતાની જરૂર પડે છે, અને તેવા શ્રોતા ન હોય તો શોધવા જવાની જરૂર પડે છે; તેમજ ભગવાનનાં ચરિત્રનું પણ જ્ઞાન હોય તો જ કીર્તન થઇ શકે છે, અને તે જ્ઞાન શ્રવણથી જ થાય, તેથી તે જ્ઞાન આપનાર વક્તાને પરાધીન થવું પડે, વળી તેવો વક્તા પણ ન હોય તો શોધવા જવું પડે; આ બધી શોધવાની ખટપટમાં પડે શ્રમ, અને શ્રમ એટલે દુઃખ, આ તે મોક્ષ કહેવાય?

સમાધાન—આનો વિચાર કરીને જ શ્લોકમાં संसारचक्रे એ શબ્દ મુક્યા છે. ચક્રમાં ભ્રમતા ભ્રમતા જુદા જુદા દેશોમાં એની મેળે જ જવાય છે, અને તે પણ જલદી જલદી જવાય છે, એમાં કાંઇ શ્રમ પડતો જ નથી, એ સંસારચક્ર એવું છે કે સરખા સ્વભાવવાળાનો સંબંધ મેળવી આપે છે, અને વિરોધી સ્વભાવવાળાને જુદા પાડી નાખે છે,

એટલે એમાં શોધવા જવાનો શ્રમ પડતો જ નથી. તેથી પરિભ્રમણ ચક્રમાં સ્વાભાવિક રીતે થવાથી અને જોઈતા વિષય ( ભોગ્યવસ્તુ ) સહજ મળી આવવાથી એમાં શ્રમ કે ક્લેશ થતો જ નથી, માટે તમે ધારો છો તેવું દુઃખ સંસારમાં છે જ નહિ, તેથી સંસારમાં મોક્ષનો અભાવ પ્રાપ્ત થતો નથી.

શંકા—ભલે તેમ હો, તો પણ એવા સંસારચક્રમાં સંસાર તો રહ્યો જ, અને સંસાર એટલે જ દુઃખ અને ક્લેશરૂપી સાધનથી જ વસ્તુ પ્રાપ્તિ, માટે તમે દુઃખનો અભાવ માનો છો, તે વ્યાજબી નથી.

સમાધાન—આવા ભગવદ્ભક્તો સંસારમાં રહેતા છતાં, પ્રભુનું ભજન કરવાથી પ્રભુની તેમનાપર કૃપા હોય છે; એટલે એ કૃપાથી જ સાધનની સંપત્તિ એમને સ્વાભાવિક હોય છે, એટલે ક્લેશ એમને હોતો જ નથી, એટલે સંસારચક્ર અહીં ક્લેશનું બોધન કરવાને વાપર્યું નથી.

શંકા—આ પ્રમાણે સંસારચક્રમાં ભક્તને દુઃખ નથી, એમ સમજ્યા પછી પણ શ્લોકમાં પ્રાર્થના તો કરે છે કે મારું ચિત્ત પુત્ર, સ્ત્રી, ગૃહ વગેરેમાં આસક્ત થાઓ નહિ, માટે ક્લેશનો અભાવ કેમ કહેવાય ? પ્રાર્થના કરે છે તે ઉપરથી જ સમજાતું નથી કે એને ક્લેશ છે ?

સમાધાન—યોગ્ય અયોગ્ય દેહ અનુસાર પ્રાપ્ત થવાથી ઉપજ્યા તેના અભાવની પ્રાર્થના કરે છે; હવે પછી તો ભગવત્ કૃપાથી અંતિમ દેહ થવાથી જે કાંઈ ક્લેશ થવાના તે બધા પહેલા જ થઈ ગયેલા છે, હવે પછી તો ક્લેશનો અવકાશ જ નથી.

શંકા—સર્વ કાર્યમાત્રમાં ભગવદ્ ઇચ્છા જ કારણ; આવા આરૂઢ ભક્તને તો આ વાતની સ્ફુર્તિ તરત જ થાય; એમ છતાં સ્વકર્મભિઃ " પોતાના કર્મોથી " ભમતો એમ શ્લોકમાં શા માટે કહ્યું ? " ભગવદ્ ઇચ્છાથી " એમ શા માટે ન કહ્યું ?

સમાધાન—ખરી વાત, ભક્તો આ સારી રીતે સમજે છે. સર્વનું કારણ, તેમ ક્લેશનું પણ કારણ ભગવદિચ્છા છે એમાં ભક્તોને લેશમાત્ર પણ શંકા હોતી નથી, તે છતાં ભક્તો પોતાના ક્લેશનો દોષ પોતાના સ્વામીને-પ્રભુને-દેતા નથી. જાણી જોઈને જ તેઓ મારા "કર્મ" નો દોષ એમ કહે છે, " પ્રભુએ મને ક્લેશ આપ્યો " એવું વચન તેમના મુખમાંથી નિકળી શકતાં જ નથી. એ પોતાને પ્રાપ્ત થયેલાં કર્મોનું ફળ ભોગવવું આવશ્યક છે તે જતાવવાને જ શ્લોકમાં સ્વકર્મભિઃ એમાં સ્વ એટલે " મારાં " કર્મ એવું પદ મૂક્યું છે; એથી એમ સમજ્યું કે એ કર્મનાં ફળ પોતાને જ ભોગવવાનાં છે. આ કર્મનો અંત જ નથી એમ જતાવવા કર્મભિઃ " કર્મોથી " એમ બહુ વચન કહ્યું છે. આ સર્વના વિચારથી જ શ્લોકમાં " ભગવદ્ ઇચ્છા " શબ્દ ન વાપરતાં " કર્મ " શબ્દ વાપર્યો અને આવો ક્લેશ ફરી ન થાય માટે પ્રાર્થના પણ ઉચિત જ છે.

શંકા—મનુષ્યને સંસારચક્રમાં ભમાવનાર કારણ ત્રણ છે. ૧ અવિદ્યા, ૨ કામ અને ૩ કર્મ; તે નીચેના શ્લોકપરથી સિદ્ધ થાય છે:—

जनो वै लोक एतस्मिन्नविद्याकामकर्मभिः ।
उच्चावचासु गतिषु न वेद स्वां गतिं भ्रमन् ॥

અર્થ—મનુષ્ય આ લોકમાં અવિદ્યા કામ અને કર્મવડે ઉચ્ચનીચ ગતિઓમાં ભમતો પોતાની ગતિ જાણતો નથી.

સમાધાન—ના, પ્રભુમાં નિષ્ઠાવાળા ભક્તની સાથે સખ્યનો સંબંધ કોઇ મોક્ષના અભાવરૂપ થઇ જતો નથી, કેમકે આ સખ્યમાં સ્વતંત્રતાનો અભાવ થઇ જતો નથી. જેમકે દયા આશ્રય વગેરેમાં જેનાપર દયા કરીએ, જેને આશ્રય આપીએ, તેની તેની સાથે સંબંધ થાય, પણ તેમાં પરતંત્રતા આવતી નથી, કેમકે તે ભગવદ્ધર્મ છે, તેમ આવા ભગવદીયોમાં રહેલો સખ્યરૂપી ધર્મ મારા સંબંધમાં પણ ભલે રહો એ આશયથી જ અહીં પ્રભુમાં નિષ્ઠાવાળા ભગવદીયોના સખ્યનું કીર્તન કરેલું છે. બીમાં રહેલું દ્રવત્વ જેમ નૈમિત્તિક છે તેમ આ સખ્ય પણ નૈમિત્તિક છે, છતાં એથી સ્વતંત્રતાની હાનિ થતી નથી તેથી મોક્ષની પણ હાનિ થતી નથી.

શંકા—ભલે તમે ઉપર કહ્યું તેમ સખ્યમાં સ્વતંત્રતા હો, પણ પોતે સખ્યમાં શ્રોતા હોવાથી વક્તાને પરતંત્ર રહેવાનો જ, અને તેથી મુક્તિની હાનિ થવાની જ, વળી વક્તા પણ જનન મરણ સ્વભાવવાળા જ હોવાના, એટલે તેમની અંત દશા પ્રાપ્ત થતાં બીજા કોઇ ( પ્રતિયોગી ) વક્તા રહેવાના નહિ, એટલે સખ્યનો પણ અભાવ થઇ જશે, વળી દેશ કાલ વગેરેનો પરિચ્છેદ ( ભાગ, ૬૬ ) તો છે જ, ( એટલે બીજા વક્તા મેળવવા પણ કઠિન, એટલે શ્રોતાને મુક્તિની હાનિ જ થવાની.

સમાધાન—બહુ જન એકી વખતે વક્તા થઇ શકતા નથી, તેથી તેઓ શ્રોતા થાય છે; જ્યારે પોતે વક્તા થાય એટલે સ્વતંત્રતા તો સિદ્ધ જ છે, અને એ રીતે એક વક્તાનું તિરોધાન થતાં બીજા વક્તાઓ હોય છે જ, એટલે પોતાને મુક્તિની હાનિ થતી નથી જ અને એ રીતે સખ્યમાં મુક્તિની હાનિનો પ્રસંગ આવતો નથી, આ સર્વનો વિચાર કરીને પ્રભુના ગુણ કીર્તનમાં પોતાની સ્વતંત્રતા જણાવવાને અને મુક્તિ દેશકાળથી પરિચ્છિન્ન નથી એ જણાવવાને મૂલમાં जनेषु (જનોને વિષે) એમ બહુવચન મુક્યું છે.

શંકા—વક્તા જનન મરણ સ્વભાવવાળો હોવાથી વક્તાપણું બહુ થોડો વખત થવાનું અને તેથા શ્રોતાભક્તોની અવજ્ઞા થવાની.

સમાધાન—ના, એ શ્રોતાભક્તો શાસ્ત્રાર્થ જાણનાર હોવાથી, તેઓ વક્તા પણ જનન મરણને વશ છે એમ સમજે છે, માટે તેઓ વક્તાને દોષ દઇ શકતા નથી, જેમ જ્ઞાનીઓમાં સર્વજ્ઞને અલ્પ વક્તૃત્વ માટે દોષ દઇ શકાતો નથી, તેમ આવા ભક્ત વક્તાને દોષ લાગતો નથી.

શંકા—મોક્ષમાં તો સર્વ સુખ જ હોય છે, એટલે કોઇ પણ દુઃખનો સંભવ જ નથી. અહીં તો સખ્યમાં જે મોક્ષ તમે માનો છો તેમાં વક્તાને શ્રોતાની જરૂર પડે છે, અને તેવા શ્રોતા ન હોય તો શોધવા જવાની જરૂર પડે છે; તેમજ ભગવાનનાં ચરિત્રનું પણ જ્ઞાન હોય તો જ કીર્તન થઇ શકે છે, અને તે જ્ઞાન શ્રવણથી જ થાય, તેથી તે જ્ઞાન આપનાર વક્તાને પરાધીન થવું પડે, વળી તેવો વક્તા પણ ન હોય તો શોધવા જવું પડે; આ બધી શોધવાની ખટપટમાં પડે શ્રમ, અને શ્રમ એટલે દુઃખ, આ તે મોક્ષ કહેવાય?

સમાધાન—આનો વિચાર કરીને જ શ્લોકમાં संसारचक्रे એ શબ્દ મુક્યા છે. ચક્રમાં ફરતા ભમતા જુદા જુદા દેશોમાં એની મેળે જ જવાય છે, અને તે પણ જલદી જલદી જવાય છે, એમાં કોઇ શ્રમ પડતો જ નથી, એ સંસારચક્ર એવું છે કે સરખા સ્વભાવવાળાનો સંબંધ યોજી આપે છે, અને વિરોધી સ્વભાવવાળાને જુદા પાડી નાખે છે,

| | | | | | |
|---|---|---|---|---|---|
| *૧૬ | ભાગવતનું સાહિત્ય | | નોટ ૨ | | |
| ૧૭ | ચતુર્થસ્કન્ધ સૂક્ષ્મટીકા, અપૂર્ણ, પોથી. પછીનાં પત્ર ૧૭ ઉપર સંખ્યા નથી. | | | | |
| ૧૮ | શ્રીસુબોધિની દશમસ્કન્ધ. | | પત્ર | ૫૮ | પોથી |
| ૧૯ | શ્રીસુબોધિનીજીના પ્રથમ શ્લોક પર લેખ. | | „ | ૧૫ | „ |
| ૨૦ | „ દશમસ્કન્ધ જન્મપ્રકરણ પર ટિપ્પણી. | | „ | ૨૮ | „ |
| ૨૧ | „ પૂર્વાર્ધ ઉપર શ્રીવલ્લભજીનો લેખ. | | „ | ૨૬૩ | „ |
| ૨૨ | „ ૩૧ અધ્યાય ઉપર લાલુભટ્ટજીની યોજના. | | „ | ૧૬૫ | „ |
| ૨૩ | શ્રીપુરુષોત્તમજીકૃત પ્રકાશ અપૂર્ણ. | | „ | ૧૬૨ | „ |
| ૨૪ | નિર્ભયરામભટ્ટકૃત કારિકાર્થ તામસપ્રકરણપર્યન્ત. | | „ | ૮૨ | „ |
| ૨૫ | શ્રીગુસાંઈજીકૃત ભ્રમરગીતવિવરણ. | | „ | ૨૨ | „ |
| ૨૬ | શ્રીસુબોધિનીપ્રકાશ તૃતીયસ્કંધ, અપૂર્ણ અધ્યાય ૧૫. | | નોટ | ૫ | |
| ૨૭ | રાસપંચાધ્યાયીપ્રકાશ પ્રથમાધ્યાય. | | નોટ | ૧ | |
| ૨૮ | વેણુગીતપ્રકાશ. | | નોટ | ૧ | |
| ૨૯ | ભાવાવલમ્બનપર શ્રીહરિરાયજીકૃત ટીકા. | | પત્ર | ૩ | પોથી |
| ૩૦ | „ શ્રીગિરિધરજીકૃત „ | | „ | ૨૪ | „ |
| ૩૧ | „ „ પુરુષોત્તમજીકૃત „ | | „ | ૨૩ | „ |
| ૩૨ | તત્ત્વદીપનિબન્ધ ઉપર શ્રીકલ્યાણરાયજીની ટિપ્પણી, અપૂર્ણ | | „ | ૧૭ | „ |
| ૩૩ | „ ભાગવતાર્થપ્રકરણાવરણભંગ સંપૂર્ણ. | | નોટ | ૧૫ | |
| ૩૪ | નિબંધોક્ત ભાગવતસ્કંધાદિવિભાગ | | „ | ૧ | |
| ૩૫ | શ્રીયમુનાષ્ટકપર શ્રીગુસાંઈજીની | ટીકા | } ૨ નોટ | | |
| ૩૬ | „ „ હરિરાયજીની | „ | } સાથે | | |
| ૩૭ | „ શ્રીપુરુષોત્તમજીની ટીકા. | | પત્ર | ૧૧ | |
| ૩૮ | બાલબોધપર શ્રીવિઠ્ઠલનન્દનજીની ટીકા. | | પત્ર | ૧૩ | પોથી |
| ૩૯ | „ „ „ | પ્રેસ કોપિ | „ | ૨૪ | „ |
| ૪૦ | „ શ્રીપુરુષોત્તમજીની | ટીકા | „ | ૪૨ | „ |
| ૪૧ | સિદ્ધાન્તમુક્તાવલીપર શ્રીગુસાંઈજીની | „ | „ | ૮ | „ |
| ૪૨ | „ „ ગોકુલનાથજીની | „ | „ | ૫ | „ |
| ૪૩ | „ „ કલ્યાણરાયજીની | „ | „ | ૩ | „ |
| ૪૪ | „ શ્રીરઘુનાથાન્વયશ્રીવલ્લભજીની | „ | „ | ૧૪ | „ |
| ૪૫ | „ અન્વયસુખટીકા. | | „ | ૧૧ | „ |
| ૪૬ | પુષ્ટિપ્રવાહમર્યાદાપર શ્રીગોકુલનાથજીની | „ | „ | ૧૮ | „ |
| ૪૭ | „ શ્રીપીતામ્બરજીની | „ | „ | ૩૧ | „ |
| ૪૮ | „ શ્રીકલ્યાણરાયજીની | „ | નોટ | ૧ | |
| ૪૯ | સિદ્ધાન્તરહસ્યપર શ્રીગોકુલનાથજીની ટીકા પ્રેસ કોપિ | | પત્ર | ૨૭ | પોથી |
| | „ „ શ્રીપુરુષોત્તમજીની ટીકા. | | „ | ૧૪ | „ |

| | | |
|---|---|---|
| ૫૦ | નવરત્નપર શ્રીગુસાંઇજીની ટીકા | નોટ ૧ |
| | „ પ્રકાશ શ્રીપુરુષોત્તમજીકૃત | નોટ ૨ |
| ૫૧ | અન્તઃકરણપ્રબોધપર શ્રીગોકુલેશકૃત ટીકા. | નોટ ૧ |
| ૫૨ | ભક્તિવર્ધિનીપર શ્રીગોકુલનાથકૃત ટીકા. પ્રેસ કોપિ. | |
| ૫૩ | શ્રીવ્રજરાજવિરચિત શ્રીકૃષ્ણાશ્રયની ટીકા. | નોટ ૧ |
| ૫૪ | ચતુઃશ્લોકીપર બાલકૃષ્ણવિરચિત પ્રકાશ. | |
| ૫૫ | „ શ્રીવ્રજરાજવિરચિત ભાવરસદીપિકા. | |
| ૫૬ | „ મહેશ્વરીનાથભટ્ટકૃત ટીકા. | |
| ૫૭ | સંન્યાસનિર્ણયપર શ્રીગોકુલેશકૃત ટીકા. પ્રેસ કોપિ | નોટ ૫ |
| ૫૮ | „ શ્રીપુરુષોત્તમજીકૃત પ્રકાશ. | નોટ ૧ |
| ૫૯ | „ શ્રીગોપેશ્વરવિરચિત ટીકા. | નોટ ૧ |
| ૬૦ | શ્રીહરિરાયજીકૃત પુરુષોત્તમસહસ્રનામ્નિ સ્તોત્રે છન્દોવિચારઃ | પત્ર ૨ |
| ૬૧ | મમોત્તમશ્લોકેષુની વ્યાખ્યા દાસાનુદાસવિરચિત સ્વતંત્ર લેખ. | |
| ૬૨ | વાસાભાવિરભૂચ્છૌરિ—શ્રીગુસાંઇજીકૃત | નોટ ૨ (૬૧–૬૩) |
| ૬૩ | શ્રીપુરુષોત્તમપ્રાદુર્ભાવ (પ્રાકટ્યવિચાર) શ્રીહરિરાયજીકૃત. | |
| ૬૪ | નૈવાત્મનઃ પ્રભુઃ પર શ્રીગુસાંઇજીનો લેખ. | |
| ૬૫ | ધર્મરમીતીવ સકૃદધરસુધાં સ્વાં પર લેખ. | |
| ૬૬ | શ્યામં હિરણ્યપરિધિં પર લેખ. | ૧ નોટ સાથે (૬૪–૬૮) |
| ૬૭ | અતઃ પરં શધાધમોસ્વત્ પર લેખ. | |
| ૬૮ | પીતશેષં મહામૃતઃ પર શ્રીગુસાંઇજીનો લેખ. | |
| ૬૯ | તતઃ તાઃ કૃષ્ણસંદેશૈઃ પર શ્રીહરિરાયજીનો લેખ. | પત્ર ૧૦ |
| ૭૦ | સ્ત્રીભાવો ગૂઢઃ પુષ્ટિમાર્ગે તત્ત્વં પર સ્વતંત્ર લેખ. | પત્ર ૨ |
| *૭૧ | કામં ક્રોધં પર „ | પત્ર ૨ |
| ૭૨ | તતોઽક્રૂરાજઃ પર શ્રીહરિરાયજીનો „ | પત્ર ૩ |
| ૭૩ | તત્રૈવાન્તરધીયત પર સ્વતંત્ર લેખ. | પત્ર ૨ |
| ૭૪ | જયતિ તેઽધિકં પર સ્વતંત્ર લેખ. | પત્ર ૧ |
| ૭૫ | વૃન્દાવનં સખિ ભુવો વિતનોતિ કીર્તિં પર લેખ | પત્ર ૨ |
| ૭૬ | રામાધા ગોપગ્રામકા પર લેખ | પત્ર ૨ |
| *૭૭ | શ્રીગોપીનાથજીકૃત સાધનદીપક | પત્ર ૮ |
| ૭૮ | ભક્તિહંસ મૂલમાત્ર | પત્ર ૧૫ પોથી |
| ૭૯ | „ પર શ્રીરઘુનાથજીની ટીકા | પત્ર ૧૫ „ |
| *૮૦ | મુક્તિતારતમ્યનિર્ણય | |
| ૮૧ | ભક્તિહેતુ | પોથી |
| ૮૨ | શાનગીતા | નોટ ૧ |
| ૮૩ | મંગલમંગલની ટીકા | નોટ ૧ |

| | | |
|---|---|---|
| ૮૪ | શ્રીસર્વોત્તમજીપર શ્રીગોકુલેશકૃત ટીકા | પત્ર ૨૬ પોથી |
| ૮૫ | " શ્રીરઘુનાથજીકૃત " | " ૮ " |
| ૮૬ | " શ્રીહરિરાયજીકૃત " | " ૨૭ " |
| ૮૭ | " શ્રીવિઠ્ઠલરાયાત્મજ શ્રીવલ્લભજીકૃત ટીકા. | " ૬૧ " |
| ૮૮ | " શ્રીદ્વારકેશજીકૃત " | " ૩૬ " |
| ૮૯ | " શ્રીગોપેશ્વરજીકૃત " | " ૩૨ " |
| ૯૦ | " શ્રીગોકુલેશકૃત બડી ટીકા. | નોટ ૨ મોટી |
| *૯૧ | વ્યાસસૂત્રચતુઃશ્લોકીપર વિવૃતિ (શ્રીગુસાંઇજીકૃત) | પત્ર ૧૨ પોથી |
| *૯૨ | " "ની ટીકા (શ્રીપુરુષોત્તમજીકૃત) | |
| ૯૩ | સાર્વે નિજામતની ટીકા શ્રીગોકુલોત્સવકૃત. | નોટ ૧ |
| ૯૪ | શ્રીસ્ફુરત્કૃષ્ણપ્રેમામૃતપર શ્રીહરિરાયજીની ટીકા. | નોટ ૨ |
| ૯૫ | શ્રીવલ્લભાષ્ટકપર ટીકા શ્રીપુરુષોત્તમજીકૃત. | નોટ ૧ |
| ૯૬ | નવરત્નટીકા શ્રીગોકુલોત્સવજીકૃત. | નોટ ૩ |
| ૯૭ | પુરુષોત્તમપ્રતિષ્ઠાપ્રકાર | પત્ર ૧૫ |
| ૯૮ | શ્રીમદ્‌નાથવિજય | પત્ર ૫૭ પોથી |
| ૯૯ | શ્રીહરિરાયજીના પરચુર્ણ ગ્રંથો ( દાસ્યાષ્ટક, સ્વામ્યવબોધાનિર્ણય, શ્રીવિઠ્ઠલેશવિનોદાષ્ટક, શ્રીકૃષ્ણોત્તરશતનામ, શ્રીગોકુલેશાષ્ટક, શ્રીવલ્લભાષ્ટક. ) | નોટ ૧ |
| *૧૦૦ | ચતુર્વિંશતિસ્વરૂપવિચાર | |
| ૧૦૧ | ભાવનાસંબંધી શ્રીહરિરાયજીકૃત. | * નોટ ૨ મોટી અને ૧ નાની |
| *૧૦૨ | સેવાવિધિ | પત્ર ૧૭ |
| *૧૦૩ | ચતુર્ભુજસ્વરૂપવિચાર | |
| ૧૦૪ | સર્વાત્મભાવવિવૃતિ શ્રીવલ્લભજીકૃત. | પત્ર ૩ |
| ૧૦૫ | મુક્તાનન્દસન્દોહ શ્રીવ્રજભૂષણદીક્ષિતકૃત. | પત્ર ૩૧, પોથી |
| ૧૦૬ | શ્રીભાગવતગ્રંથનિરાસવાદ | પત્ર ૯, " |
| ૧૦૭ | પ્રકરણ | " ૧૬૩ " |
| ૧૦૮ | પવિત્રાધારસિદ્ધાન્ત | નોટ ૨ |
| ૧૦૯ | સંખ્યાકથાસ્તુવાદ | પત્ર ૮, પોથી |
| ૧૧૦ | ઊર્ધ્વપુણ્ડ્રનિર્ણય | " ૭ " |
| ૧૧૧ | ભેદાભેદસ્વરૂપનિર્ણય | " ૬ " |
| ૧૧૨ | પ્રકરણાર્થ સંગતિઃ | " ૨ " |
| ૧૧૩ | શ્રીનૃસિંહવ્રતચિન્તામણિવિધિ અપૂર્ણ | પત્ર ૧૩, પોથી |
| ૧૧૪ | શ્રીનૃસિંહચતુર્દશીવિધિ | નોટ ૧ |
| ૧૧૫ | ખ્યાતિવાદ } | નોટ ૧ |
| ૧૧૬ | આવિર્ભાવતિરોભાવવાદ } | |
| ૧૧૭ | સૃષ્ટિભેદવાદ. | |

| | | |
|---|---|---|
| *૧૧૮ | પ્રપંચવાદ | |
| *૧૧૯ | પ્રતિબિંબવાદ | |
| *૧૨૦ | સ્વવૃત્તિવાદ | |
| ૧૨૧ | ભક્તિરસવાદ | |
| *૧૨૨ | બ્રહ્મોપનિષદર્થસંગ્રહ. | |
| ૧૨૩ | માણ્ડૂક્યોપનિષદ્પર ટીકા શ્રીપુરુષોત્તમજીકૃત | નોટ ૨ |
| ૧૨૪ | તન્નિષ્ઠક્ષત્રિયકૃષ્ણચન્દ્રસંગૃહીત તિલકનિર્ણય | પત્ર ૩ |
| ૧૨૫ | વૈતથ્યપ્રકરણ શ્રીપુરુષોત્તમજીકૃત | પત્ર ૧૮ |
| ૧૨૬ | વિદ્યા ભાગવતાવધિઃ | પત્ર ૨ |
| *૧૨૭ | બ્રિમર્ષવાદ | |
| *૧૨૮ | પ્રપંચસંસારભેદ | |
| ૧૨૯ | અનુમાનસામગ્રીવિષયકવાદ (ન્યાયગ્રંથ) | |
| ૧૩૦ | પરતત્ત્વાંજન શ્રીમુરલીધરદાસકૃત | નોટ ૩ |
| ૧૩૧ | ભગવન્નામવૈભવ ,, | નોટ ૨ |
| ૧૩૨ | ભગવન્નામદર્પણ ,, | નોટ ૨ |
| ૧૩૩ | ભક્તિચિંતામણિ ,, | નોટ ૧ |
| ૧૩૪ | સેવાકલ્પતરુ ,, | નોટ ૨ |
| *૧૩૫ | ભક્તિસૂત્રભાષ્ય ,, | નોટ ૩ |
| *૧૩૬ | આચાર્યચરિત્ર ,, | નોટ ૨ |
| ૧૩૭ | શ્રીગોપેશ્વરજીકૃત નવાર્થી ટીકા યજુર્વેદભાષ્ય અપૂર્ણ. | નોટ ૧૮ (૧૭ મોટી અને નાની) |
| *૧૩૮ | વાદકથા ,, | |
| ૧૩૯ | ભક્તિરત્ન શ્રીગોપેશ્વરજીકૃતટીકાસહિત | નોટ ૫ |
| ૧૪૦ | ઋગ્વેદના કેટલાક મંત્ર ઉપર નીલકણ્ઠનું ભાષ્ય પ્રેસ કોપિ | પત્ર ૬ |
| ૧૪૧ | ,, ,, | નોટ ૧ |
| ૧૪૨ | શ્રીગિરિધરજીકૃત શ્રુતિરહસ્ય | નોટ ૨ (૧ મોટી અને ૧ નાની) |
| ૧૪૩ | હરશંકરકૃત વલ્લભસહસ્રનામ | નોટ ૨ |
| ૧૪૪ | લીલાધરોક્તભક્તિકલ્પલતા | નોટ ૨ |
| ૧૪૫ | આહ્નિક | નોટ ૧ |
| ૧૪૬ | ચરિત્રચિંતામણિ શ્રીવિઠ્ઠલનન્દનજીકૃત. | નોટ ૧ |
| ૧૪૭ | અગ્નિહોત્રાદિનિત્યકર્મવિચાર | પત્ર ૩ |
| ૧૪૮ | ગીતગોવિંદ ઉપર ટીકા | નોટ ૯ |
| ૧૪૯ | નદિર્મુખખ્યંસ ચિંતામણિદીક્ષિતસુત વ્રજગોપાલભટ્ટકૃત. | નોટ ૭ (૬ મોટી અને ૧ નાની) |
| ૧૫૦ | તૈત્તિરીયભાષ્ય | નોટ ૬ |
| ૧૫૧ | કાત્યાયનીભાષ્ય ગટ્ટુલાલજીકૃત | નોટ ૩ |
| ૧૫૨ | હરિરાયભટ્ટકૃત યમુનાષ્ટક | પત્ર ૧ |
| ૧૫૩ | વંશાવલિ. | નોટ ૨ |

| | | | |
|---|---|---|---|
| ૧૫૪ | સંવત્સરોત્સવકલ્પલતા | નોટ | ૧ |
| ×૧૫૫ | ઉત્સવપ્રતાન | નોટ | ૩ |
| ૧૫૬ | શ્રીમદેકાદશીનિર્ણય, વામનદ્વાદશી, અને નૃસિંહજયંત્યાદિનિર્ણય. | નોટ | ૧ |
| ૧૫૭ | પન્નાલાલનાં પુસ્તકની યાદિ | નોટ | ૧ |
| ૧૫૮ | સુરતનાં પુસ્તકોનું લિસ્ટ | નોટ | ૩ |
| ૧૫૯ | શ્રીજીવનલાલજી પોરબંદરસ્થનાં પુસ્તકોનું લિસ્ટ | નોટ | ૧ |
| ૧૬૦ | ભક્તિકુસુમાંજલિ ( અપૂર્ણ ) | | |
| ૧૬૧ | બ્રહ્મકર્મ | પત્ર | ૨ |
| ૧૬૨ | સંભવકોષ્ઠપુષ્પાદિધારણ | પત્ર | ૮ |

# છાપેલાં પુસ્તકોની યાદી.

## વેદ અને વેદાંગ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | ઋગ્વેદ મૂલમાત્ર. | | | | નિર્ણયસાગરની પોથી |
| ૨ | ,, પદપાઠ | | | | ,, |
| ૩ | યજુર્વેદસંહિતા. | | | | ,, |
| ૪ | ઋગ્વેદસંહિતા. | આર્યસમાજ તરફથી પ્રસિદ્ધ. | | | |
| ૫ | યજુર્વેદ ,, | આ. | સ. | ,, | |
| ૬ | સામવેદ ,, | આ. | સ. | ,, | |
| ૭ | અથર્વવેદ ,, | આ. | સ. | ,, | |
| ૮ | ઋગ્વેદાનુક્રમણિકા. | આ. | સ. | ,, | |
| ૯ | યજુર્વેદાનુક્રમણિકા. | આ. | સ. | ,, | |
| ૧૦ | સામવેદાનુક્રમણિકા. | આ. | સ. | ,, | |
| ૧૧ | અથર્વવેદાનુક્રમણિકા. | આ. | સ. | ,, | |
| ૧૨ | અષ્ટાવિંશત્યુપનિષદ. | | | | ,, મુંબઈ. |
| ૧૩ | અષ્ટાવિંશત્યુપનિષદ. | | | | વેંકટેશ્વરપ્રેસનો મુંબઈ. |
| ૧૪ | વેદનાં ષડંગ. | | | | નિર્ણયસાગરની પોથી. |
| ૧૫ | યાસ્કનિરુક્ત | | | | વેંકટેશ્વર પ્રેસ. |
| ૧૬ | Vedic Concordance. | | | | |
| ૧૭ | યજુર્વેદસંહિતાભાષ્ય. | | | | નિર્ણયસાગર. |
| ૧૮ | અષ્ટોત્તરશતોપનિષદ. | | | | ,, |
| ૧૯ | અષ્ટાધ્યાયીસૂત્રપાઠ. | | | | નિર્ણયસાગર. |
| ૨૦ | સિદ્ધાન્તકૌમુદી, તત્ત્વબોધિની સાથે. | | | | ,, |
| ૨૧ | વ્યાકરણમહાભાષ્ય ભા. ૨. | | | | ,, |
| ૨૨ | સિદ્ધાન્તકૌમુદીનું ગુજરાતી ભાષાન્તર, વૈદિક પ્રક્રિયા સાથે, વોલ્યુમ ૪ | | | | |

